# : નટપુરની રમ્ય રસાળ ભૂમિ :

: તોટક :

(૧)

નટપુરની રમ્ય રસાળ ભૂમિ;
અમ વન્દન છે ચરણાબ્જ નમી!
અહીં મૂર્ત સરસ્વતી રે'તી હતી!
રસગંગ અહીં નિત વ્હેતી હતી!

(૨)

વર ગુર્જરીની રસકુંજ હતી;
રસકોકિલ જ્યાં મધુરી કૂજતી;
રસમોરલી જ્યાં સુસ્વરે બજતી;
રસસૃષ્ટિ રુચિર સદા રચતી.

(૩)

અહીં દેવગિરા રસગિરિ થકી
વહી ગુર્જરીમાં ગુણરૂપ વરી.
અહીં બાણકવિતની લ્હાણ થઈ,
કવિરાજ—"શાકુન્તલ"ની સુરભિ.

(૪)

ભવભૂતિની "માલતી" મ્હેંકી રહી
અહીં શૂદ્રક "મૃચ્છકટિક"—છવિ,
અહીં[1] સંસ્કૃત નાટકની રચના!
અહીં શારદના કૃતી પુત્ર ઘણા!

(૫)

અહીં તત્ત્વની[૨] જ્યોત સદા જલતી,
ગુજરાત સમગ્ર સમુજ્જવલતી,
અહીં[૩] ચન્દ્ર-ચકોરીની જોડ સમો
રસવ્યોમ "સરસ્વતીચન્દ્ર" ઊગ્યો !

(૬)

અહીં[૪] સુધી પ્રવાસી હતા ઉતર્યા
હકસ્રત ઉપાસક ભક્તિભર્યા,
અહીં[૫] બ્રહ્મનિનાદિની બીન મધુ
ગુંજતી નિત સંગીત ભવ્ય નવું !

(૭)

[૬]રજનીપતિ ને અહીં દિનપતિ:
અહીં બુદ્ધિપતિ અહીં લક્ષ્મીપતિ,
અહીં ચારુ મરાલ મૃદુલ ગતિ:
અહીં જ્વલની શૌર્યભરેલ ગતિ !

---

૧ "સાહિત્યમણિ" મૂળશંકર મા. યાજ્ઞિકના ત્રણ સંસ્કૃત નાટકો. ૨ સ્વ. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીના "વિચારસાગર"ની રચના. ૩ સ્વ. ગોવર્ધનરામ મા. ત્રિપાઠીની "સરસ્વતીચન્દ્ર" નવલકથાનાં બે અમરપાત્રો કુમુદ-સરસ્વતીચન્દ્ર. ૪ મસ્તકવિ બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયાની સુદીર્ઘમની મઝલસૃષ્ટિ. ૫ અભેદમાર્ગપ્રવાસી સ્વ. મણિભાઈ નભુભાઈ દ્વિવેદીના તત્ત્વજ્ઞાનમાર્ગદર્શક ગ્રન્થો. ૬ અહીં આ સાહિત્યતીર્થ નટપુરે સદાય સાહિત્યરસની પૂર્ણિમા વિકસેલી રહેતી હતી.

: શાર્દૂલ :

(૧૨)

શોભે પૂર્ણ જલાશયો નવ અહીં, દ્વારે નવે દુર્ગનાં;
દુર્ગોએ ન ન રક્ષતી નગરને, જ્યાં ભોમ છે સ્વર્ગના !
વિષ્ણુને શિવ–શક્તિધામ ધવલાં સર્વત્ર જ્યાં શોભતાં !
યજ્ઞોના વર ધૂમ્ર મંગલદિને વ્યોમાંગણે વ્યાપતા !

: મન્દાક્રાન્તા :

(૧૩)

સેવા માટે જનગણતણી દાનવીરો ધસે છે;
સંસ્થાઓ જ્યાં જનહિતકરી ઉચ્ચ કૈં વિલસે છે,
જૂની સંગે નવલયુગની સંસ્કૃતિ જ્યાં વસે છે !
ચારુ ચારુ નટપુરભૂમિ ભાગ્યશાળી લસે છે !

: શાર્દૂલ :

(૧૪)

ત્હારા સ્વર્ણઅણુ વડે કંઇ કંઇ સુવર્ણસિધ્ધિ વર્યા !
આવી આ મહાતીર્થમાં કંઇ જનો સાહિત્યગંગા તર્યા !
દીધાં ત્હેં ગુજરાતને સ્ફુરણ છે સાહિત્યનાં સર્વદા.!
ત્હેં સાહિત્યરસિકને રસસુધા પાઈ મીઠી મુક્તિદા !

(૧૫)

વ્હેતી સન્તમહન્તના વદનથી અધ્યાત્મ–મન્દાકિની;
ને જ્યાં પુણ્ય પુરાણના પ્રવચને છીપે તૃષા જ્ઞાનની;
સીતારામ, ઉમાપતિ, શ્રીપતિની ગાથા સદા ગુંજતી;
એવી આ ગુજરાતની ગુણવતી કાશીપુરી ગર્જતી !

૧૮–૮–૪૯
નાગરવાડો
નડિયાદ

કવિ–ચિત્રકાર

"મસ્તમયૂર"

# શારદા પૂજન

(ખ્યાલ)

બ્રહ્મલોકથી વૈખરી કેરાં વિમાન ભરતમાં આવ્યાં,
સંસ્કૃતરૂપે ઋષિમુનિઓએ સિંહાસન પર પધરાવ્યાં.

કાળબળે સરસ્વતી દેવીએ ધારણ કીધાં રૂપ અનેક,
દિશા દિશાના પૂજારીઓએ પૂજા કરી પધરાવ્યું એક.

ઉત્તરમાં હિંદીને પૂજે અને મરાઠી દક્ષિણ માંહ્ય,
બંગદેશમાં બંગાળી ને ગુજરાતે ગુર્જરી પૂજ્ય.

ભકતરાજ નરસિંહ મહેતાએ પૂજા કરી ભક્તિભાવે,
મીરાબાઈ નવરંગ ચુંદડી ને કમખો પણ સીવરાવે.

પ્રેમાનંદે પછી ધરાવ્યા માતાને વિધવિધ શણગાર,
શામળના દોરી–મણકા ને દયારામનો નવલખ હાર.

અખા, ધીરાના અણુવટ વીંછવા વળી વલ્લભના બાજુબંધ,
વેઢ વીંટીઓ ગ્લા ધરાવી ભોજો, પ્રીતમ, બ્રહ્માનંદ.

દેવાનંદ, નિષ્કુળાનંદ, ને નિરાંત, નરભો, કાલીદાસ,
યથાશક્તિ આભૂષણ થાળી કરી પૂર્ણ મનની અભિલાષ

શ્રી દલપત નર્મદ પણ સાથે ધરાવતા કુંડળ કાને,
નવલરામની નાજુક નખલી ચન્દ્રસમી ચળકે જાણે.

ચીતાક પહેરાવી રણછોડે પ્રાચીન મર્યાદા પાળી,
યાજ્ઞિક ને પંડ્યાજીએ પણ નાકે મોતીની વાળી.

મણિલે મંગલસૂત્ર ધરાવ્યું રવિ બાંધે કંકણ હાથે,
સાક્ષર શ્રી ગોવર્ધનરામે મુકુટ ધર્યો માને માથે.

૨૬–૧૦–૨૮ —શ્રી ફુલચંદ ઝવેરદાસ શાહ

(શ્રી ગોવર્ધનરામ જયંતી નિમિત્તે લખેલું કાવ્ય)

## વ્રજભૂમિ નડિયાદ

પચાશેક વર્ષ ઉપર નડિયાદનું વ્રજ પ્રકૃતિદેવીબક્ષ્યા વનસ્પતિ-વૈભવથી છલકાતું એટલું પરબ્રહ્મલક્ષ્મી–બ્રહ્મલક્ષ્મીથી ઊભરાતું. શાકુન્તલ અને મનુસ્મૃતિના ભાષાન્તરકાર ઓન ઝવેરીલાલ યાજ્ઞિક અને રાજધુરંધર કાર્યદક્ષ કર્તવ્યધર્મનિપુણ હરિદાસભાઈ અને એમના અંગમાં સમાતો એમનો કુટુંબપરિવાર, એ રાજકારભારીઓએ વ્રજમાં વસતા. વેદાન્તઅભ્યાસી છતાં જગતવાર્તામાં કર્તવ્યધર્મનિપુણ, અસ્તોદયના સિદ્ધાન્ત આલેખક, કચ્છ સૌરાષ્ટ્રના Diwan-maker શ્રીયુત મનઃસુખરામભાઈ તથા કુસુમાવલિ ને ઇન્દ્રજિતવધ કાવ્યમાં કાદંબરી ને રઘુવંશના અનુકરણકાર લુણાવાડાનરેશના રાજમંત્રી દોલતરામભાઈ–એમના પણ એ વ્રજમાં વાસ હતા. મચ્છંદર સમા અવધૂત, મસ્તકવિ બાલાશંકર એ વ્રજમાં ગઝલો લલકારતા. નિબંધકાર, નવલકથાકાર, નાટકકાર, ભાષાન્તરકાર, ઇતિહાસગ્રન્થકાર એમ અનેકપ્રવૃત્તિપરાયણ, વેદાન્ત, ઇતિહાસ અને કવિતાની રસભોમમાં સ્વચ્છન્દ વિહરતા, શાંકરવાદનો કેવલાદ્વૈતધ્વજ ફરકાવતા અને એને વૈષ્ણવી સુદર્શન કહેતા, બહુરંગી પ્રો. મણિલાલ એ વ્રજમાં ઝબકારા મારતા. ગીર્વાણની વાગ્લક્ષ્મી સમી કાદંબરીને ગુજરાતીમાં ઉતારતા ને બાણભટ્ટને આપણા સાહિત્યમાંડવડે નોતરતા છગનલાલ પંડ્યા એ વ્રજના વતની છે. એવું તેજસ્વી સપ્તર્ષિમંડળ નડિયાદના આકાશમાં પચાસેક વર્ષ ઉપર ઝમતુંઝુમતું હતું. પણ એ સપ્તર્ષિઓના સારરૂપ અને એથીએ અધિકેરો, જેની એ સપ્તર્ષિઓ પ્રદક્ષિણા કરે ને મુગટસ્થાને માને એવો, ધ્રુવતારલો એ નભોમંડળમાં ત્યારે વિરાજતો. વૃદ્ધ ઋષિવરોમાં યૌવનઓજસ્વી શુકદેવસમો તે સપ્રભ શોભતો નટપ્રભનો એ ધ્રુવતારલો તે જગતસાક્ષર ગોવર્ધનરામ. ઝવેરીલાલ અને હરિદાસ, મનસુખરામ ને દોલતરામ, બાલાશંકર, મણિલાલ ને છગનલાલ, અને ગોવર્ધનરામ એવી અઢળક અષ્ટસિદ્ધિવંતા

ત્યારના નડિઆદને માટે કાર્લાઇલના વિમર માટેના પ્રશસ્તિબોલ ઉચ્ચારી શકાય છે–Possessing such an eight, the small town of Nadiad, some fifty years ago, might challenge the proudest capital of the world to match in intellectual wealth.

—કવિવર નાનાલાલ

---

## નડિયાદ, નમું !

નંદનવન ગુજરાતતણું તો
          તું એક જ નડિયાદ ! નમું;
તુજ સુદર્શન સુંદરતાની
          લક્ષ્મીને સાક્ષાત નમું;
તુજ તરુવરનાં અમર ફૂલફૂલે
          સરસ્વતીનાં અમી ઝીલું;
તે અમૃતને પાત્ર બની,
          પાવન નડિયાદ ! હું નમું નમું.

—કવિ લલિત

---

## અમર કુસુમ, નડિયાદ !

અમર કુસુમ નડિયાદ, અમારું અમર કુસુમ નડિયાદ–
ભરતખંડનો ભવ્ય બગીચો, નંદનવન ગુજરાત,
તેમાંનું પણ ભર્યું પરિમલ પુષ્પ એ પારિજાત–
અમારું અમર કુસુમ નડિયાદ.

મણિ–બાલ–ગોવર્ધન–યાજ્ઞિક–મનસુખ જ્યાં અભિજાત.
હરિદાસ–દોલત–ને પંડ્યા–ઠાકરથી રળિયાત–
અમારું અમર કુસુમ નડિયાદ.

રંગભૂમિના રસિક સેવકો ફૂલચંદ રઘુનાથ,
ભવ્ય મુત્સદ્દી અર્થશાસ્ત્રીઓ, સંતરામ વિખ્યાત–
અમારું અમર કુસુમ નડિયાદ

ચારુતરના હૃદયસમું અતિનાનું પણ આબાદ,
વલ્લભ–વિઠ્ઠલને પણ રસ પાતા, જન્મદાત એ માત–
અમારું અમર કુસુમ નડિયાદ.

કૈંક થયા ને કૈંક થશે, ઊજ્જવળ કરશે ગુજરાત,
સંધ્યા ને મધ્યાહ્ન સુભગ જ્યાં ચેતનવંત પ્રભાત–
અમારું અમર કુસુમ નડિયાદ.

૨૫–૬–૪૯

—કવિ રઘુનાથ

# જન્મભૂમિ

(શંકરાભરણ)

(તાલ–ચતુશ્રતિ એક તાલ)

ધન્ય નંદનવન નટપુર જન્મભૂમિ મારી,
તરું નામ મુલ્કમશહૂર બહુ મંગલકારી.
તારાં બાળવડે ગુજરાતનું ગૌરવ ભારી,
નમી ચરણે માગું માત! આશિષ હું તારી.
જેને ફરતી નવ ભાગોળ નવ સરવરવાળી,
ઊગમણા ભૈરવદેવ દેવી મહાકાળી.
આથમણી રામતલાવડી જરી આઘેરી,
ઉત્તરમાં મામા જાટની નાની દેરી.
મહા સંતરામનાં ધામ દક્ષિણમાં રાજે,
મધ્યે નારાયણદેવનું મંદિર છાજે.
પોળો, ચકલાંને વાડ, ખાડ, વગો ન્યારાં,
વસતાં બત્રીશ હજાર મા! બાળક તારાં.
સાક્ષર, કવિઓ, વિદ્વાન ને વાણીશૂરા,
સાહિત્ય, કલા, સંગીતના શોખીન પૂરા.
ધરતીમાં પાકે ધાન મોસમમાં સારાં,
જલ નિર્મલ વિધવિધ જાતનાં મીઠાંખારાં.
જગદંબા! જન્મોજન્મનાં બંધન કાપી,
કરજો સહુનું કલ્યાણ સદ્‌બુધ્ધિ આપી.

શ્રી ફુલચંદ ઝવેરદાસ શાહ

(ઇ. સ. ૧૯૩૧ ના ડીસેમ્બરમાં નડિયાદમાં ભરાયલી ગુજરાતી સાહિત્ય પરિષદ્ વખતે રચેલું કાવ્ય.)

---

ગ્રેશામ લાઈફ ઈન્સ્યૂરન્સ સોસાયટી લી.ના
ખેડા જિલ્લાના ભૂતપૂર્વ સંયોજક
ધી ન્યૂ ગાર્ડિયન ઑફ ઇન્ડિયા કું. ના ગુજરાત
અને સૌરાષ્ટ્રના ચીફ એજન્ટ
અને
ધી યુનાટેડ ઇન્ડિયા લાઈફ એન્યૂ. કું. ના
દક્ષિણ ગુજરાતના સંવાહક,
વિનમ્ર અને સૌજન્યશીલ
મ ર
પરમ મિત્ર

**ભાઈશ્રી મગનભાઈ મોતીભાઈ પટેલને**

સસ્નેહ સમર્પણ

—શાંતિલાલ ઠાકર



મગનભાઈ એમ. પરેખ

# અનુક્રમણિકા

# આમુખ

નડિયાદ-પતનભૂમિ તરફ મારું ઋણ અદા કરવાની ભાવનાથી મેં તેના સાક્ષરો તથા તેમની કૃતિઓનો સાંગોપાંગ અભ્યાસ કરવાની શરૂઆત કરી. તેમાંથી એક ફણગો ફૂટયો કે નડિયાદની અત્યારની તરુણ પેઢીને પુરુષાર્થ અને મહાન સિધ્ધિઓ તરફ પ્રેરે તેવી જો નટપુરના ઇતિહાસની રૂપરેખા લખાય, તો સારું. તે એક રીતે માદરે વતનની અધિષ્ઠાત્રી દેવના-નગરદેવતાનું વાઙ્‌મય તર્પણ થશે.

એટલે બને તેટલી ઉપયોગી સામગ્રી એકઠી કરવા મંડી. તેમાં સુધરાઈના અધિકારીઓએ મને જોઇતી સામગ્રી વીણી લેવા માટે બધાં રેકર્ડ જોવાની છૂટ આપી તે બદલ તેમનો આભાર માનું છું. શ્રી સુંદરલાલ જોષીના આ જ વિષયના 'ઐતિહાસિક નડિયાદ' શીર્ષક હેઠળ આશરે ૨૪-૨૫ વર્ષ પર લખાયેલ નિબંધો પણ હું જોઇ ગયો. શ્રી અંબાલાલ જાનીએ તેમના 'સમાલોચક'ના ઇ. સ. ૧૯૧૮ ના નવેમ્બર માસના અંકમાં જે થોડીઘણી માહિતી આપી છે તે પણ લેઈ લીધી તે સિવાય કેટલીક વીગતો 'ગ્રન્થ અને ગ્રન્થકારો' તથા અન્ય પુસ્તકોમાંથી લીધી છે. પણ આ ઇતિહાસના આલેખન પાછળનો હેતુ, તેની સંકલના અને ઘટનાઓની રજૂઆત મારાં છે.

મને આ માહિતી એકઠી કરવામાં દેસાઇવગાની મારા એક વખતના શિક્ષક શ્રી છોટાલાલ બી. દેસાઈએ ઘણી સૂચનાઓ આપી છે અને મદદ કરી છે, તે બદલ તેમનો આભાર માનવાની તક લઉં છું.

અંતમાં 'ઉપસંહાર'માં જણાવેલો મારો આ ઇતિહાસ લખવા પાછળ રહેલો હેતુ નડિયાદની તરુણ પેઢી બરાબર સમજે, અને સર્વશક્તિમાન પ્રભુ તેમને તે આશય ફલીભૂત કરવામાં પ્રેરણા તથા સહાય આપે તે જ પ્રાર્થના.

અંતમાં નડિયાદી તરીકે મમતા રાખી આ પુસ્તકને પ્રગટ કરવા માટે શ્રી ભક્તિમાર્ગ કાર્યાલયના શ્રી મગનભાઇ છોટાભાઇ દેસાઇનો તો મારે ખાસ ઉપકાર માનવો જ રહ્યો.

ભુલાઠાકરની પોળ
નડિયાદ
તા. ૧-૭-૧૯૪૯

શાન્તિલાલ ઠાકર

# પ્રકાશકનું નિવેદન

'નડિયાદનો ઇતિહાસ' પ્રકાશિત કરતાં મને નડિયાદી તરીકે આનંદ અને ગૌરવ-એમ બંને લાગણી થાય તે સ્વાભાવિક છે. નડિયાદમાં ખમીર છે, બુધ્ધિ છે, હિમ્મત છે, ધર્મપ્રિયતા છે, વિદ્વત્તા છે તે તો આ પુસ્તક વાંચનારને ખાતરી થશે જ.

ભાઈ શ્રી શાન્તિલાલ ઠાકર આ પુસ્તક લઈને મારી પાસે લગભગ સવા વર્ષ પર આવેલા. તેઓ એક વિદ્વાન લેખક છે અને નડિયાદી છે તે તો હવે સાહિત્યક્ષેત્રમાં બધા જ જાણે છે. તેમનાં પ્રગટ થયેલાં ૧૨-૧૩ પુસ્તકોમાંથી ૬ પુસ્તકો તો મારી મારફતે જ પ્રગટ થયાં છે કે તે પ્રસિદ્ધ કરવો. એ ઋણાનુબંધ નહિ તો બીજું શું ? તેમણે આવીને મને પ્રેરણા કરી, "એક નડિયાદી તરીકે મેં પરિશ્રમ કરીને આ ઇતિહાસ લખ્યો છે. હવે નડિયાદી તરીકે તમારી યે ભાવના હોવી જોઇએ અને ફરજ છે મને તેમની વાત રુચી. મેં તે પ્રગટ કરવાનો નિર્ણય કર્યો-વતનનું ઋણ અદા કરવાનો નિશ્ચય કર્યો. પણ વચમાં ચૂંટણી પત્રકો છાપવાનાં આવી પડવાથી એક વર્ષ વીતી ગયું. મોડું પણ આ પુસ્તક પ્રગટ કરતાં મને આનંદ થાય છે.

આમાં શ્રી શાન્તિલાલ ઠાકરે ખૂબ મહેનત લીધી છે, અનેક પ્રકારની સામગ્રી અનેક સ્થળોએથી, મધમાખીની પેઠે, સંચિત કરી છે. નડિયાદના મુખ્ય વિદ્વાનો પર, શ્રી સંતરામ મંદિર પર—આમ અનેક વિષયો પર તેમણે તદ્દન નવી જ હકીકતો બહાર મૂકી છે, જેનો પરિચય ગુજરાતી સાહિત્યના અભ્યાસીઓએ કર્યા વગર ચાલે તેમ નથી. ઘણી વસ્તુઓ તો પહેલી જ વાર પ્રસિધ્ધિમાં મૂકાય છે. તેમની શિષ્ટ, સંસ્કારી ભાષાએ પણ આ પુસ્તકને વધારે સુંદર બનાવવામાં ભાગ ભજવ્યો છે.

તેમણે ઉપસંહારમાં જણાવ્યું છે તેમ આ નગર દેવતાને અપાયેલો વાઙ્મય અર્ઘ્ય નડિયાદના તરુણોમાં–યુવાનોમાં મહત્ત્વાકાંક્ષા, અભ્યાસપરાયણતા અને દેશપ્રેમ પ્રેરશે એવી ભાવનાથી આ પુસ્તક હું, ખાસ કરીને નડિયાદવાસીઓના કરકમળમાં અને બાકી તો સામાન્ય ગુજરાતી સાહિત્યરસિકો તથા ઇતિહાસ–અભ્યાસીઓના હાથમાં, સાદર રજૂ કરું છું.

શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય,
અમદાવાદ
તા. ૨૦–૧–૫૧

શ્રી મગનભાઈ છોટાભાઈ દેસાઇ–
ના વંદન



શ્રી ગોકળદાસ તલાટી



શ્રી ફુલચંદ બાપુજી શાહ

# ભૂમિકા

નડિયાદ ગામનો ઇતિહાસ લખવા હું કેમ પ્રેરાયો ? દિલ્હી, પાટણ, કાશી, ધારાનગરી જેવી કોઈ ઇતિહાસપ્રસિદ્ધ પ્રાચીન નગરી નડિયાદ નથી, અમદાવાદ જેવી પુરાણપ્રાચીનતા અને ધનની છલકતી છોળો નડિયાદમાં નથી. નડિયાદ એક સાદું, છેલ્લાં ૪૦૦ વર્ષથી વૃદ્ધિને પામતું, બહુ ઐતિહાસિક કે સ્થાપત્યથી નહિ પંકાયેલું ગામ છે. કદાચ થોડાક સૈકાઓ પહેલાં તે નંદગામ તરીકે ઓળખાતું સામાન્ય, ઉપેક્ષિત ગામ હશે. તે પીલવઈ તળાવ બાજૂએ વસેલું હશે તે તો ચોક્કસ હકીકત છે. ભૈરવના મંદિર બાજ તેનો વસવાટ હતો. મ'ીડા ભાગોળે, મ્હીડા દરવાજા બહાર જે ચાર પાંચ કૂવા પાસેપાસે જોવામાં આવે છે, તે તે હકીકતની સાક્ષી પૂરે છે. પહેલાં મુસલમાન બાદશાહોના વખતમાં સલૂણ બજારના મસીદવાળા ખાંચામાં જ્યાં દવલવાળાનાં હવેલી, હોજ અને કૂવો અત્યારે પણ ખંડિત અવસ્થામાં મોજુદ છે. તે દવલવાળા મુસલમાન નબીરાઓ બાદશાહી સૂબાઓને અને બાદશાહોને પ્રિય અને પ્રેમપાત્ર હતા, અને તે જમાનામાં તેમની સ્થિતિ સુખી અને જાહોજલાલીભરી હતી તે વાતની સાક્ષી પૂરે છે. મોગલકોટ, મીનળદેવીની બંધાવેલી મોટી વાવ, ખંભાતના વણિકે અમદાવાદી દરવાજા પાસે બંધાવેલી વાવ, ઝનડિયો પાડો, મલ્હાર-પરું. આ સઘળી નડિયાદની ઐતિહાસિક સામગ્રી છે.

તે અરસામાં ગામ પૂર્વથી પશ્ચિમ દિશામાં પાવટી પટે વસેલું હતું, અને દક્ષિણ બાજૂનો વસવાટ તો પટેલોની ચાર-પાંચ પાટીઓ આવીને વસી, અને તેમણે ધીમેધીમે જોર જમા કરી, આસપાસના રજપૂતો અને ઠાકોરો પાસેથી જમીનો લીધી, અને સંતરામ મહારાજ આવીને તે દિશામાં વસ્યા, ત્યાર પછી પ્રસર્યો, વધ્યો તે ઉપરછલ્લી નજરથી જોનારને પણ સમજ પડે તેવી હકીકત છે. લખા પટેલે લખાવાડ

વસાવી, અને તેમની સાથે આવેલા નાપિત લોકો તથા બ્રાહ્મણો પણ તે લતામાં વસેલા માલમ પડે છે તેવુ જ બન્યું દેસાઇ વગા માટે ડાકર પરને ડાકરમા—ખાડમા વસાવેલા ડાકરખાડ માટે અને પરેસોની ચોથી પાટી માટે પણ તે જ હકીકત લાગૂ પડે છે.

રાજેજી ગાયકવાડે એકવાર કર ઊઘરાવેલો, અને ભતા ફરી ૬૦,૦૦૦ રૂપીઆનો દંડ નડિયાદ માથે નાખેયો. પરિણામે ભાટ લોકોએ અને ચારણી સ્ત્રીઓએ બે વાર ત્રાગા કરેલાં. જ્યાં તેમનું લોહી છંટાયું, તે જગ્યાનુ નામ છારિયાવાડ પડયુ. બીજુ ત્રાગું સાથમાં આવેલી મસીદ આગળ કરવામા આવેલુ તે સંવત્ ૧૯૧૭મા. તે વખતે તો પોલીસ ખાતાના જિલ્લા સુપરિન્ટેન્ડન્ટ સાહેબ હાજર હતા. પછી તો ૪૯ ભાટો પર કેસ ચલાવવામા આવ્યો અને તેમાથી ર૭ને ૭ માસની સખત કેદની સજા કરવામા આવી, અને ૨૦૦ રૂપીઆનો દંડ જો દંડ ન ભરે તો ૩ માસની જેલ વધારે. પહેલા ત્રાગામા, સંવત ૧૮૩૧મા, એક ભાટે પોતાના ત્રણ બાળકોને—એક દીકરી અને બે દીકરાને તેના દરબારમાં જ જઇને વધેર્યાં હતા, અને પછી પોતના શરીરમા તરવાર ખોની ચોટી છાટયુ હતુ જ્યારે મરાઠાઓ અને મુસલમાનો વચ્ચે લડાઇઓ અવાર–નવાર ચાલતી હતી, તે અરસામા જ ઉત્તરમા, અમદાવાદી દરવાજા બહાર આવેલી, મામા જાટની દેહેરી જેની સ્મૃતિ સઘરી રાખે છે તે વીર મામો જાટ મુસલમીનો સામે લડતા લડતા મરેલો અને માથુ કપાઇ નીચે પડયા પછી તેનુ કબંધ–ધડ શત્રુઓ સામે લઢેલું. આ નડિયાદની નાની સરખી વીરગાથા. સિદ્ધરાજ જયસિંહના વખતમા, રાજમાતા મીનળદેવી રાજ્યને અને પ્રજાજનોની રાજભક્તિને સુવ્યવસ્થિત અને સુદૃઢ કરવા, યાત્રાને બહાને ગુજરાતમા પ્રવાસે નીકળેલા અને તે અરસામા તેમણે સંતરામ દરવાજાની પાસે આવેલી, દુમગલ બજારવાળી વાવ બંધાવેલી, અને તેના શિલાલેખમા તે બંધાવ્યાની મિતિ ' સંવત્ ૧૧૫૨ના વૈશાખ સુદિ ત્રીજ ' કોતરેલી છે અમદાવાદી દરવાજા પાસે આવેલી

બીજી વાવને, અમદાવાદના સુલતાન મહમદ બેગડાના રાજ્યકાળમાં, સંવત ૧૫૬૯માં બાંધવાનું કામકાજ શરૂ થયું હોય તેમ લાગે છે. અને તેની છેક ઉપર જડેલા શિલાલેખમાં ' સંવત ૧૫૮૭ના વૈશાખ શુકલ ત્રયોદશી ને વાર સોમે પૂરી થયાનું' કોતર્યું છે.

મલ્હારરાવને આજીવિકા માટે જે બે ગામ મળ્યાં તે બોરસદ અને નડિયાદ. તે અંધાધુંધીના સમયમા નડિયાદની 'બે પાડા લઢે ને ઝાડનો ખોડો નીસરે ' તેવી સ્થિતિ હતી. મુસલમાનો અને મરાઠાઓની વચ્ચે નડિયાદ ભીસાતું. આવી આસમાની–સુલતાનીઓ, સુખ દુ:ખના પચરંગી અનુભવો નડિયાદે કર્યાં છે અને પાછળથી તેની ભૂમિપર જે બુદ્ધિશાળી, તેજસ્વી, લાગણી અને ઊર્મિના જોસથી ભરેલા હૃદયવાળા સુપુત્રો પાકવાના હતા, તેમને માટે ફળદ્રુપ રસાળ માનસચક્ષની ભૂમિકા રચાઇ છે.

જેમ અમેરિકાની પ્રજા તદ્દન નવી જ જાતિને ત્યા વસી, અને પોતાની સાથે નવીન ધર્મ પાળવાનો પ્રેમ અને આગ્રહ તથા પૂર્વના રીતરિવાજોમાથી મુક્તિ લેતી ગઈ, અને પરિણામે કુબેરપતિને ઈર્ષ્યા આવે તેના અઢળક દ્રવ્યસંપત્તિ આમ કરના ભાગ્યશાળી બની અને નવીન જ પ્રકારનું રાજ્યતંત્ર ઘડી નવીન પ્રયોગો કરવામા લાગી, તે જ પ્રમાણે અત્યારના નડિયાદની પાછળ કોઈ ચોકઠામા ઘડાયેલ, નિશ્ચિન બીબામાં ઢાળેલો, પૂર્વ રીતરિવાજોનો ઇતિહાસ કે તેનાં બંધનો ન હોવાથી, તે પોતાની ઢલાપદી સ્વતંત્ર વિલક્ષણતાથી અને આત્મવ્યક્તિત્વથી ખીલ્યું, વિકસ્યું, પ્રકાસ્યું.

સાક્ષર શ્રી ગોવર્ધનરામની વકીલાત કરતી ઝીણી બુદ્ધિ અને અગાધ, ઉન્નત કવિત્વમય કલ્પના, સાક્ષર શ્રી મણિલાલ નભુભાઈનું યોગવેદ શાસ્ત્રચિન્તન અને સ્વસ્થપ્રસન્ન વાગ્વૈભવ, મસ્ત કવિ બાલાશંકરની સુરીલાદની છાકવાળી મસ્તી અને ખુમારીભરી પ્રણયકવિતા, શ્રી દોલતરામ પંડ્યાની સસ્કૃતઅધ્યાત્મમય પાંડિત્યભરી શૈલી, શ્રી હરિદાસભાઈની ધીરગંભીર રીતે રાજ્યપ્રશ્નોનો ઉકેલ કરવાની

અનોખી અદા, શ્રી સુનીલાલ દલાલની ઇજનેરી સર્જનશક્તિ–આ સઘળું અણુચિંતવી રીતે થોડા જ સમયપર જન્મેલા નડિયાદમાં ક્યાંથી જન્મ્યું ? શ્રી સંતરામ મહારાજે આવીને પોતાના પુણ્યમંદિર માટે આ જ ગામ કેમ પસંદ કર્યું ? આ સ્થળમાં, સૂક્ષ્મ વાતાવરણમાં, તેની ભૂમિમાં એવું તે કયું તત્ત્વ છે કે જેને પ્રતાપે તે એક વખતે 'સાહિત્યધામ,' જર્મનીના વીમારના સાહિત્યદરબાર સરીખડું બન્યું, પુરાણ–ગીતા–મહાભારત–રામાયણાદિની કથાનું અમૃતસાવી પુણ્યક્ષેત્ર–તીર્થધામ બન્યું ?

નડિયાદમાં સાક્ષરતા છે, સાહસ છે, વાણિજ્યબુદ્ધિ છે, સ્નેહ છે ત્યાં કેળવણીની અનેક સંસ્થાઓ વિકસી છે અને ફૂલીફાલી છે. કેળવણીનું વટવૃક્ષ બીજાવસ્થામાથી અંકુરીને, એક સૈકા કરતા પણ ઓછા સમયમાં, પૂરેપૂરું વિકસવાની તૈયારી પર છે. નડિયાદમા કાલિકા માતા છે નાગણદેવનું મંદિર છે. ભૈરવ અને અંબા માતા તથા લક્ષ્મી માતા છે, નાના તથા મોટા કામનાથ મહાદેવ અને પૂર્ણેશ્વર છે, સ્વામી નારાયણનું મંદિર અને વૈષ્ણવની હવેલી છે, અણુમીનું મંદિર અને કબીરપંથીઓનું સ્થાનક છે. નડિયાદમા મિલ છે, અનાથાશ્રમ છે, બાગ છે, મિશન હોસ્પિટલ છે.

તાજેતરમા જ પ્રગટેલા નડિયાદની એક સૈકાની પ્રગતિ ધ્યાન ખેંચે છે તેવી છે, નડિયાદીઓને અભિમાન ઉપજાવે તેવી છે, તેમને તેમજ બીજા પડોશીઓને કંઇક શીખવાડે તેવી છે તેની ખાતરી થવાથી જ નડિયાદનો ઇતિહાસ લખવાની પ્રવૃત્તિ થઇ છે.

—o—

નર્મદા અને તાપી નદીમાતાઓનાં સ્તન્યપાન ધાવીને રસકસવાળી અને ફળદ્રૂપ બનેલી ગુજરાતની ભૂમિમાં પાકાં ડુંડાં પવનલહરીમાં નચાવતી હરિયાળી, પાકસમૃદ્ધ, ભરીભરી ખેતરોની જમીન, દેવોને પણ ઈર્ષ્યા ઉત્પન્ન કરે તેવી રમણીયતાથી ગુજરાતને છાપ દે છે. નીરોગી આબોહવા, સપાટ ગોરટ અથવા કાળી કાંસની જમીન, ધનધાન્યાદિકથી છલકાઇ જતી ખેતરોની વિપુલ સર્જનશાળા ભૂમિ, માફકસર વૃષ્ટિ તથા ઉદ્યોગી ઉમંગી ખંતીલી અને શાંતિપ્રિય પ્રજા—આ બધી સામગ્રી ગુજરાતને કોઈ ઓર દીપ્તિ અને પ્રભાની આકર્ષકતાથી મઢે છે. મુંબઇ ગેઝેટીઅરના પહેલા ભાગના પહેલા પુસ્તકને પહેલે પાને લખ્યુ છે કે.–ઇતિહાસના કાળનો આરંભ થયો તે અગાઉથી જ ગુજરાતની સુપાક અને સમૃદ્ધ જમીને પોતાની તરફ પરદેશીઓને કાં તો વિજેતા તરીકે અથવા અધિવાસીઓ તરીકે આકર્ષ્યા છે.

આવા ગુજરાતમાં યે ચરોતર–ચારુતર ધાન્યથી લળી પડતાં ખેતરોવાળી અતિ સુંદર ભૂમિ સોનાની પાટ સમાન અમૂલ્ય લેખાતી આવી છે. શ્રી. જેઇમ્સ કેમ્પબેલ જણાવે છે કે–' ખેડા જિલ્લાના મધ્ય ભાગમાં ચરોતર એ સૌથી વિશેષ ફળદ્રુપ અને સારી રીતે ખેડાયેલી જમીનવાળો સમૃદ્ધ પ્રદેશ છે. તેની પ્રજા–કસબના જાણકાર અને સાધનસંપન્ન ખેડૂતો મોટા સારાં ધાટીલાં ધર સુઘડ ગામડાંમાં બાંધીને રહે છે. તેમના ખેતર ઉત્તમ મનમાન્યા પાક આપે છે. તે ખેતર ઊંચી વાડોથી સુરક્ષિત કરવામાં આવેલાં હોય છે; અને આખો પ્રદેશ મોટાં સુંડોળ વૃક્ષોની વનરાજિથી છવાયેલો છે. ( મુંબઈ ગેઝેટીયરના ૩ જા ભાગના બીજા પાન પર. )

આવા સુંદર ચરોતરમાં નડિયાદ મધ્યકાલમ આસપાસનાં મોટાં તેમજ લશ્કરી અને વ્યાપારી પાટનગરોને સાંકળનારા ધોરી માર્ગોની ચાવીરૂપ હતુ. જો કે વિસ્તાર, વસ્તી, હુન્નરઉદ્યોગો તથા રાજનીતિવટનું કેન્દ્ર તે સમયે નડિયાદ બન્યુ ન હતું; પણ તેમ બનવાની શક્યતા તેની ભૌગોલિક અવસ્થિતિ તથા ધોરી માર્ગોના

કેન્દ્રમાં આવેલી તેની સ્થિતિ ચોક્કસપણે અને સ્પષ્ટતાથી બતાવી આપે તેમ હતું. રાજકીય વહીવટનાં કેન્દ્ર થઈ પડેલાં તેમજ અનેક વેપાર ઉદ્યોગોનાં મથકરૂપ બનેલાં ધોલેરા, ધોળકા, ખંભાત, અમદાવાદ, કપડવણજ, ગોધરા, વડોદરા, માળવા, ભરૂચ, સુરત વગેરે સ્થળોએ લઈ જનારા પાંચ ધોરી માર્ગોનો ભેટો નડિયાદ આગળ થતો હતો.

નડિયાદની ઉત્તરે ગુજરાતનું રાજનગર અને ઉદ્યોગ-વ્યાપારનું પરમ ક્ષેત્ર અમદાવાદ અને તે પૂર્વે કર્ણાવતી આવેલું હતું. તે રસ્તે એક મોટો વ્યાપારી માર્ગ હતો, જે નડિયાદની પશ્ચિમમાં આવેલા ધોળકા (ધવલકપુર) તરફ જઈને ગુજરાતને કચ્છ-કાઠિયાવાડ સાથે સાંકળતો હતો. નડિયાદની પશ્ચિમે-દક્ષિણ નૈઋત્ય ખૂણા તરફ બોરસદ તાલુકાનું (તે વખતે 'પરગણા'નું) દેહવાણ અને ખંભાત આવેલાં હતાં. ખંભાત બંદર તરીકે ખીલ્યું ત્યારપહેલાં, ઈ. સ. ૧૮૨૪ સુધી, દેહવાણમાં સમુદ્રમાર્ગે માલ આવતો, અને કેટલોક માલ ભરૂચના ટંકારિયા બંદરેથી તથા જંબુસરના કાવી (કપિકા) બંદરેથી આવતો. તે માલ ત્યાંથી પેટલાદ થઈ, નડિયાદ આવતો. ત્યાં આગળ વહેંચાઈ તે માલ ખેડા થઈને એક પાસ ધોળકા તથા અમદાવાદ જતો, અને બીજી પાસ કપડવણજથી બાલાસીનોર અને ત્યાંથી પંચમહાલમાં ગોધરા થઈ માળવે જતો. નડિયાદની દક્ષિણે વડોદરા આવેલું છે. તે ગાયકવાડની રાજધાની બન્યું તે પહેલાં પણ ભરૂચ, સુરત અને ખાનદેશના વેપારીઓનો માલ ત્યાંથી જ રવાના થતો. નડિયાદની પૂર્વે કંઈક દક્ષિણ તરફ ડાકોર (ડંકપુર) છે અને ત્યાંથી પણ પંચમહાલ અને માળવાનો એક ધોરી માર્ગ જતો હતો. નડિયાદની પૂર્વે-કંઈક ઉત્તર તરફ કપડવણજ છે, જેના માર્ગે માલ બાલાસીનોર થઈ, પંચમહાલના ગોધરા દ્વારા માળવે જતો. આમ જે અગત્યના માર્ગોના પંચભેટાના કેન્દ્ર પર નડિયાદ આવેલું હતું, તે તેની મહત્તા, ત્યારે અને શક્યતારૂપે ત્યારપછી પણ, સિદ્ધ કરે છે.

ઈ. સ. ૧૭૭૨ માં રઘુનાથરાવ પેશ્વા ગાદીએ આવ્યા પણ ગાદી બાબત તકરાર ઊભી થવાથી પૂનામાં બે પક્ષ પડ્યા તેને પરિણામે તે ગુજરાતમાં આવ્યા ત્યાં પણ તેમના પક્ષ અને સામા પક્ષ વચ્ચે ઘણી લડાઈઓ થઈ રઘુનાથરાવના પક્ષમાં અંગ્રેજ સરકાર હતી, અને તેમની મદદે ફત્તેસિંહ ગાયકવાડ અને નડિયાદના તે વખતના જાગીરદાર ખંડેરાવ હતા. તે રઘુનાથરાવની સાથે ઈસ્ટ ઇન્ડિયા કંપનીના એક લશ્કરી અમલદાર મેજર જેમ્સ ફોર્બસ હતા તે પણ રઘુનાથરાવ સાથે નડિઆદ આવેલા તેમણે પોતાના ઐતિહાસિક સંસ્મરણો વર્ણવતું એક 'Oriental Memoirs' નામનું પુસ્તક લખ્યું છે તેમાં તેમણે નડિઆદનું વર્ણન નીચે પ્રમાણે કર્યું છે, જે વર્ણન પરથી આ ગામની અગત્ય તથા સુંદરતાનો અને ચોથ તથા સરદેશમુખી ઉઘરાવતા મરાઠાઓની ક્રૂરતાનો ખ્યાલ આવી શકશે—

We commenced our march southwards, towards Nariad. The country was covered with enclosures highly cultivated rich groves and extensive lakes We marched towards Nariad through a continuation of the lovely country. This city was the capital of Khanderao, uncle to Govindrao The city is one of the pettiest in Gujarat nearly three miles in circumference, fortified in the eastern manner with a slight wall flanked by round towers at irregular distances. It has nine strong gates and a dry ditch round the walls In the 17th century, it was a place of good trade, frequented by the English and Dutch merchants and now contains about 12000

families, chiefly employed in fabricating the finest Baftas (બાફતા) and other cotton manufactures. They also cut and polish the spring stones from Kapadvanj in a beautiful manner We pitched our tents near the walls among rich groves of mangoes and tamarinds and copses of an inferior kind of sandal-wood with a profusion of good wells and an extensive lake Raghoba levied a fine of Rs 60 000 on the inhabitants of Nariad This imposition reduced the inhabitants to the greatest distress The most melancholy scenes occurred in every quarter of families, delivering up their last mite, and houses robbed of every moveable to answer their proportion of the tax, if insufficient, the wretched owners stripped of clothes and necessaries, were left in nakedness and poverty, or under pretence of secreting valuables they never possessed, tortures were inflicted with merciless rigour So common are these executions among the Marathas that our allies thought nothing of the cruelties in Nariad

If I were to point out the most beautiful part of India I ever saw I should fix upon the province of Gujarat If I were to decide upon the most delightful part of that province, I should without hesitation prefer the Purgannas of Baroda and Nariad

(અનુવાદ પછી અમે દક્ષિણ દિશામા નડિયાદ તરફ અમારી કૂચ શરૂ કરી સુદર ખેડાયેલી જમીનમા ખેતરો, સમૃદ્ધ વાડીઓ અને વિસ્તૃત સરોવરોથી આ પ્રદેશ ઢકાયેલો હતો આવા રમણીય પ્રદેશ પર આગળ-ને-આગળ આનદતાં અમે નડિયાદ તરફ વધ્યા નડિયાદ ગોવિંદરાવના કાકા ખડેરાવની રાજધાની હતી આ શહેર ગુજરાતના સુદરમા સુદર શહેરોમાનુ એક છે તેનો ઘેરાવો આશરે ત્રણ માઈલનો છે પૂર્વના દેશોના રીવાજ પ્રમાણે તે કિલ્લાથી સુરક્ષિત છે પણ આ કિલ્લાની ભીત અખડ નથી પણ અનિયમિત અતરે ગોળ બુરજ-દારની ભીતોના ટુકડાથી તેની રચના થઇ છે તેને નવ મજબૂત દરવાજા છે ભીતોની બહાર એક સૂકી ખાઇ છે ૧૬મી સદીમા આ સ્થળે ધીકતો વેપાર ચાલતો હતો અગ્રેજ અને ડચ વેપારીઓ અહીં ઘણીવાર આવતા અત્યારે આ ગામમા આશરે ૧૨ હજાર કુટુબો વસે છે તે મોટે ભાગે બહુજ બારીક બાફ્તા અને બીજુ સુતરાઉ કાપડ બનાવે છે કપડવણજના સ્ટીગન્સ્ટોન્સ (અકીક)નો તે બહુ સુદર રીતે ઘાટ ઘડે છે અને તેમને પાલીસ કરે છે અમે કિલ્લાની ભીત પાસે અમારો તબૂ ઠોક્યો ભીતની આસપાસ આબા, આમલી અને હલકી જાતના સુખડના વૃક્ષોની વાડીઓ હતી પાસે જ એક સુદર કૂવો અને વિશાળ તળાવ હતા નડિયાદના નાગરિકો ઉપર ૨૦ હજાર રૂપીઆનો દડ ગાયકવાડે નાખ્યો હતો આથી શહેરીઓની પરિસ્થિતિ ખૂબ જ વિકટ બની રહી હતી પોતાનુ લોહી સમુ મનાતુ જ લોહી પોઈને સર્વે કુટુબ આપી દેતા હતા તે દૃશ્ય ખરેખર કરુણા જનક હતુ દરેક ઘરની જગમ મિલ્કત તેને ભરવાના દડના પ્રમાણમા, જપ્ત કરી લઇ જવામા આવતી હતી-લૂટી લેવામા આવતી હતી જો દડના પ્રમાણમા વસૂલ થઈ શકતુ નહિ તો તે ઘરના નિવાસીઓના કપડા અને અનિવાર્ય જરૂરિયાતની ચીજો પણ લઇ લેવામા આવતી પરિણામે તે બિચારા નગ્ન દશામા અને અકિંચનતામા રખડત રહેતા તેમની પાસે જે દરદાગીનો કે માલમિલ્કત હતી જ

નહિ તે દડપેટે તેમની પાસેથી કઢાવવાના બહાના હેઠળ, તેમના પર બેસુમાર સિતમ નિર્દયપણે ગુજારવામાં આવતો. આપણા મિત્ર મગદા-ઓને આના કૃત્યો એટલા તો સદી ગયા છે–તેમના હાડલોહીમા ભળી ગયા છે કે નડિયાદ પર તેમણે વર્ણવેલા અત્યાચારોથી તેમનુ રૂવાડુ પણ ફરકતુ નહિ !

× × ×

જો મને હિંદનો સૌથી વધારે સુદર પ્રદેશ પસદ કરવાનુ કહેવામા આવે, તો હું ગુજરાતને પસદ કરૂં. જો મને ગુજરાત પ્રાતનો સૌથી વધારે રમણીય ભાગ કયો તે બાબતનો નિર્ણય કરવાનુ કહેવામા આવે, તો જરાપણ વિચાર કે આનાકાની કર્યા સિવાય, હુ વડોદરા અને નડિયાદના પરગણાને સૌથી વધારે મનોહર પરગણા તરીકે પસદ કરુ.)

ઇ. સ. ૧૭૭૫ના મે માસની ૧૦ તારીખે અગ્રેજ લશ્કરના સેનાપતિ જોન કિટિગે મુબઇના ગવર્નરને જે કાગળ લખ્યો હતો, તેમા પણ તેણે નડિયાદનુ બહુ સુદર અને રમણીય નામ તરીકે વર્ણન કરેલુ છે.

કંપની સરકારના અમલમા વેપાર અર્થે આવેલા વેપારીઓએ ઈ સ. ૧૬૧૩ થી ૧૮૩૧ સુધીમા નડિયાદની મુલાકાત લઇ, તેની જાહોજલાલી નોંધી છે શ્રી ફ્રિગ્સ ગુજરાતના નગરો વર્ણવતા નડિયાદને અજલિ આપવી ચૂક્યો નથી 'Voayges and Travels' (દરિયાઇ સફરો અને મુસાફરીઓ) નામના પોતાના પુસ્તકમા શ્રી ફેર્મે નડિયાદના ગળી અને કાપડના ઉદ્યોગો ઉપર પ્રશસ્તના પુષ્પો વેર્યા છે. આ પ્રમાણે શ્રી મેન્ડેલ્લોસ, રાઇટ રેવરન્ડ બિશપ હેબર મેજર જેમ્સ ફાર્બસ વગેરેએ પણ નડિયાદના મહત્ત્વની ગાથા ગાઇ છે.

જ્યારે વડનગર ચાપાનેર, ખભાત આદિ ગુજરાતના શહેરો તૂટ્યા ત્યારે ત્યાના સાહસિક વડનગરા નાગરો, બ્રાહ્મણો તથા વાણીઆઓ,

સાક્ષી પૂરતા બાગ, કૂવાને તથા હોજ; મોગલકોટ, તેના કૂવા, તેની પાસેની મસીદ—જ્યાં મહમ્મદ બેગડાએ મહેમદાવાદથી રામ અલ્હાની ઊંચી હવેલીમાં બળતો દીવો રાતે જોયો હતો અને પછી બીજે દિવસે શાહી ફરમાન છૂટયું હતું કે તેણે એક રાતમાં તે મકાન ખાલી કરી જેટલી જમીન આંતરાય તેટલી આંતરી લેવી, અને તેટલી તેને બાદશાહ ઇનામમાં આપશે, અને પછી રામ અલ્હાદે જમીન આંતરીને રતોવટ વસાવેલો આલ્હાદવગો; ઇંગ્લંડમાં જેમ રાજા પોતાના પાટવી કુંવરને વેલ્સ પરગણું તેની આવકમાંથી પોતાનું ખિસ્સાખર્ચ રાખવા માટે કાઢી આપતો તેવી પ્રથા પડી ગયેલી હતી, તેમ અમદાવાદનો બાદશાહ જે નડિયાદને પોતાના પાટવી કુંવરને ખિસ્સાખર્ચ માટે આપતો અને તેથી તે કુંવર નડિયાદમાં જ રહેતો તે ઐતિહાસિક હકીકત; ઇ. સ. ૧૮૧૪ માં પણ નડિયાદના પાંચેક મજમુનદારો અને દેસાઇઓ બ્રિટિશ સરકારને ચોપડે કાવતરાંખોર તરીકે ચઢી ચૂકયા હતા, તે નડિયાદીઓનો સ્વતંત્રતાપ્રિય સ્વભાવ સૂચવતી બીના; અસહકારના જમાનામાં નડિયાદની સુધરાઇએ પ્રાથમિક શાળાઓને સ્વતંત્ર બનાવી, તેનું ખર્ચ પોતે આપી, પછી કોર્ટમાં લઢી સરકાર પાસેથી તે લીધું હતુ તે ઘટના; મોટા કામનાથ મહાદેવ આગળ લશ્કરની સ્પેશિયલ ટ્રેનને અમદાવાદ જતી રોકવા માટે જે ગામના લોકોએ પાટા ઊખાડી નાખી, ગાડી મોડી પાડી, અમદાવાદમાં રોળાબંધી જમા થયેલા હજારો માણસોના જીવ મશીનગનના મારાથી બચાવી લીધા હતા તે તાજેતરની ઘટના, જેને પરિણામે તેમાં ભાગ લેનાર લોકો લાખો રૂપીયાના ખર્ચામાં આવી દેવાદાર બનવા છતાં યોગ્ય ગૌરવથી મૂંછ ઊંચી રાખી, છાતી કાઢી ફરતા—આ સઘળી વસ્તુઓ અને ઘટનાઓ નડિયાદ પરના ઇતિહાસના ઓળા બતાવે છે, અને નડિયાદીઓનું ખમીર કયા પ્રકારનું છે તેની અચૂક સાક્ષી પૂરે છે.

ઇ. સ. ૧૪૫૧ માં ગુજરાતના ત્રીજા બાદશાહ મહમ્મદ

બીજાનો પાટવી કુંવર જલાલખાન નડિયાદ રહેતો હતો. તે સમયમાં માળવાના સુલતાન મહમ્મદ ખીલજીને ગુજરાતના બાદશાહ થવાની ઉમેદ હતી. તે વખતે એવી માન્યતા હતી કે અમદાવાદના પરા આલમપુરનો શેખ શાહ કમાલ જેના લાભમાં ખુદાની બંદગી કરે તે પક્ષ જીતે, અને ગુજરાતનો બાદશાહ બને. તેથી માળવાના સુલતાને તે શેખને ૫૦૦ ટંકા બક્ષીસ મોકલી. તેની ખબર અમદાવાદના સુલતાન મહમ્મદ બીજાને પડી. એટલે તેણે શેખ શાહ કમાલને લૂંટ્યો, પરિણામે માળવાનો સુલતાન મહમ્મદ ખીલજી ગુજરાત પર ચઢી આવ્યો. અમદાવાદનો સુલતાન એક વાણિયાની સલાહથી દરદાગીના લઇ, અમદાવાદ છોડી, ભાગી જવાની તૈયારી કરવામાં પડ્યો. અમીરોને તે પસંદ ન પડ્યું. તેથી નડિયાદથી કુંવર જલાલખાનને બોલાવી લાવવા શેખ અના ઉલ્લાહ, કવા-મુલ-મુલ્કને રતોવાઇ મોકલવામાં આવ્યો. તે અમદાવાદમાં રાજમહેલમાં દાખલ થયો, મહમ્મદશાહને ઝેર ખવડાવી મારી નાખ્યો, અને કુતુબુદ્દીનશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો. પેલા ખોટા સલાહકાર વાણિયાને બાદશાહે પકડી મંગાવ્યો, અને તેને ગરદન મારવા હુકમ કર્યો. તે કરગરીને બોલ્યો. 'જહાંપનાહ, લડાઇ જેવી બાબતમાં આપના જેવા શૂરવીરની સલાહ લેવાને બદલે મારા જેવા વાણિયાની સલાહ આપના પિતાએ માગી, અને તે મેં વાણિયાની બુદ્ધિ પ્રમાણે આપી તેમાં મારો શો ગૂન્હો ? અમે વાણિયા તો વેપાર કરી જાણીએ.' પરિણામે કુતુબુદ્દીનશાહે તે વાણિયાને જીવતો છોડી મૂકયો. પણ માળવાનો સુલતાન ભરૂચ પર ઊતરી આવ્યો. તેને જીતતાં વાર થશે એમ ધારી, તે નર્મદા નદી ઊતરી વડોદરા આવ્યો, અને તે શહેર તેણે લૂંટ્યું. તે પછી મહમ્મદ ખીલજી નડિયાદ તરફ ધસ્યો. ત્યાં તેના એક મસ્ત-ગાંડા થયેલા હાથીએ શહેરના લોકોને રંજાડવા માંડ્યું. તેથી નડિયાદના બ્રાહ્મણોએ તરવારના ઝાટકાથી તે હાથીને હણ્યો. સુલતાન ગુસ્સે થયો અને બ્રાહ્મણોને મારી નાખવા તેણે તૈયારી કરી. બ્રાહ્મણો

પણ અનુપમ શૌર્ય અને ધૈર્ય દાખવી, બૈરાંછોકરાંને જૌહર કરી–ચિતામાં બાળી નાખી, કેસરિયાં કરવાની તૈયારીમાં પડ્યા. એટલે સુલતાને વિચાર કર્યો કે–'ગુજરાતની આબોહવા–ખાસ કરીને નડિયાદની–વીરપુરુષોને પેદા કરનારી હોવી જોઈએ. નહિ તો બ્રાહ્મણ જેવી બીકણ કોમમાં આટલી બહાદુરી ક્યાંથી હોય ?' એટલામાં કુતુબુદ્દીન અમદાવાદથી ફોજ લઈ કપડવંજ આગળ આવી પહોંચ્યો. ખીલજી પણ ફોજ લઈ તેને ત્યાં મળ્યો. તેમાં માળવાનો સુલતાન હાર્યો. તેના સેનાપતિ મુઝફરખાનનું માથું કપડવણજના દરવાજા પર લટકાવવામાં આવ્યું.

ઇતિહાસનું ઉપરોક્ત પાનું નડિયાદના બ્રાહ્મણોની વીરતાની કેસરવર્ણી ગાથા છે, અને નડિયાદનું પાણી પીને બહાદુર બનેલા રાજકુંવર જલાલખાન–પાછળથી અમદાવાદના બાદશાહ બનેલા કુતુબુદ્દીન શાહની બહાદુરીની પરાક્રમગાથા છે.

'દવે પોળ' નામ જેના પરથી પડેલું છે તે દવેજી ગંગાદત્ત માહેશ્વર ખેડાવળ બ્રાહ્મણ હતા. તેમણે ઉન્નાપન્નામાં હીરાનો વેપાર કરેલો, અને ત્યાંથી અઢળક ધનસંપત્તિ કમાઈ લાવેલા. તે હીરા અને સંપત્તિ તેમણે દવેપોળવાળા પોતાના મકાનમાં, નોકરોની આંખે પાટા બંધાવીને દાટ્યાં હતું. તેમની તેવી જ હવેલી ઉમરેઠ અને ચામણામાં પણ છે. તેમણે દુકાળ વખતે જિલ્લામાં ગામડેગામડે ઘઉંનાં ગાડાં ફેરવ્યાં હતાં.

તે જ પ્રમાણે ઉન્નાપન્નામાં હીરાનો વેપાર કરવા ગયેલા અને અઢળક સંપત્તિ કમાયેલા, કહાનદાસના પ્રપિતામહ એક પટીદાર હતા. નારણદેવના મંદિર પાસે હરખજીની હવેલી તે તેમના નામ પરથી તેમણે બંધાવી હતી. હરખજી પટેલ પન્નામાં જ એક બાઈ સાથે પરણ્યા, અને તેમને તેને પેટે સંતાન પણ થયાં. તેમણે નડિયાદ આવવા વિચાર કર્યો, એટલે તે બાઈના મનમાં ફાળ પેઠો અને તેને થયું કે હવે મારે માટે ધન નહિ રહે. તેથી તેણે તેમને મારી

નખાવ્યા તેમના પન્ના રહેતા દીકરાઓએ, નડિયાદના પાગીગે જે તેમને ધ્યાનમા લે તે, સોનાની થાળીનુ ઢાંકણુ ઉઘાડુ રહેતુ. પણ તે ઉઘાડુ બની શક્યુ નહિ હજી પણ દેસાઈ પરિવારના વંશજો પન્નામા છે આ દેસાઈની અને દેસાઈ પરિવારની તે જમાનાની સાહસ પૂર્ણ ભવ્ય, ત્યાગગાથા છે

મહમ્મદ બેગડાને ફૂલઝાડનો બહુ શોખ હતો તે જ્યારે મહેમદા-વાદ હતો, ત્યારે ફૂલઝાડ રોપાવતો અને રોપનારને ઇનામ આપતો તેના સમયમા ચરોતરની ભૂમિ વધારે ફળદ્રુપ અને રસાળ બની તથા ફળફૂલના ઝાડની સંખ્યા વધી તે યાદ રાખવા જેવી હકીકત છે

ઈ સ ૧૮૦૪મા સ્વામિનારાયણ સંપ્રદાયના મૂળ સ્થાપક શ્રી સહજાનંદ સ્વામી નડિયાદમા આવેલા તે ડભાણમા તેમના ભક્તો ટોળાથી ઘણીવાર જતા અને રહેતા તે વખતે જોબન વડતાળો નામે વડતાલનો એક નામચીન જબરો પરાક્રમી બહારવટિયો હતો. તેની દાનત મહારાજની [illegible] પવનવેગી ઘોડી પર પડી, અને તે ઉઠાવી જવાની તેણે ઇચ્છા કરી તે બહારવટિયાનો નડિયાદ તથા આજુબાજુના ગામોમા લૂંટનો ત્રાસ હતો ડભાણમા તે એક રાતે ઘોડી ચોરવા ગયો પણ તે જેટલી વાર ઘોડી છોડવાનો પ્રયત્ન કરે, તેટલી વાર તેને બધે જ ચોપાસ મહારાજનુ જ દર્શન થાય તેનો હૃદયપલટો થયો તે મહારાજને શરણે ગયો અને તેમનો પરમ ભક્ત થયો. તેની પ્રેમભરી, આગ્રહપૂર્ણ વિનંતિને માન આપીને મહારાજે વડતાલમા પોતાનુ સ્થાનક કર્યું આ છે ભક્તિ, પ્રેમ અને શૌર્યના સમર્પણથી સંતોને વશ કરવાની ભવ્ય હૃદયપલટાની ગાથા

ઈ સ ૧૮૦૩ના જાન્યુઆરીથી નડિયાદ અંગ્રેજ લોકોને સોંપાયુ. ત્યારે તેની વાર્ષિક ઉપજ દોઢ લાખની હતી મલ્હારરાવ ગાયકવાડની સામે થયો. કડી પણ મલ્હારરાવના તાબામા હતુ બોરસદ પણ તેને જાગીર પેટે મળ્યુ હતુ પણ ગાયકવાડે અંગ્રેજોની મદદથી મલ્હારરાવને તા. ૩-૫-૧૮૦૬ મા હરાવ્યો અને કડી કબજે કર્યું. ૪થી ડીસેમ્બરે

તેને નડિયાદમા રહેવાની રજા મળવા છતાં, મલ્હારરાવ કાઠિયાવાડ નાસી ગયો ૧૯૦૪મા તેને પકડી મુબઈ લઈ જવામાં આવ્યો. આ બધી લડાઈઓમા મદદ કરવાથી ગાયકવાડે નડિયાદ અગ્રેજ સરકારને ૧૮૦૩ના જાન્યુઆરીમા આપ્યુ ત્યારથી સુલેહશાન્તિ સ્થપાઈ પેશ્વાની ચોથ સરદેશમુખી વાસચદીની ક્રૂરતા બધ થઈ, વાહન વ્યવહાર તથા રસ્તાની સગવડ વધ્યા, રેટરે આવી, વેપાર–હુન્નર–ઉદ્યોગમા પ્રગતિ થઈ, અને નડિયાદ ધીમે ધીમે રિદ્ધિની અત્યારની દશાને પ્રાપ્ત થયુ

બોરસદની માફક નડિયાદને પણ ફરતો કિલ્લો બાધવાની મલ્હાર રાવની ઈચ્છા હતી પણ તે ઈચ્છા મનના જ રહી ગઈ છતા નવ મજબુત દરવાજા નવેય ભાગોળમે છે અને તે દરવાજાની પાસે તુટ તુટ કિલ્લાની ભીત જેવી રચના પણ છે તે નવ ભાગોળોના નામ તે જે ગામડા તરફ જવાના દ્વાર પ છે તે પરથી પડયા છે અમદાવાદી ભાગોળ મરીડા ભાગોળ સલુણ ભાગોળ ચકલાસી ભાગોળ ડુમરાલ ભાગોળ કોળીવાડની ભાગોળ પીપલાગ ભાગોળ અને બિલોદરા ભાગોળ સામે ભાગોળે તળાવ છે તે નવ તળાવના નામ —ડુડ તળાવ, (ડુગરાના ઉપરથી) સેર તળાવ (સરાધર્મશાળા —અમદાવાદી બજારના દરવાજા મા છે તેની પાસે હોવાથી) રતન તળાવ (રતનબાઈ નામની બ્રાહ્મણ સ્ત્રીએ તેના ઓવારા બધાવ્યા છે તે ઉપરથી), ખેતા તળાવ ( ખેતા પટેલે બધાવ્યુ સવત ૧૫૨૬મા ખેતા પટેલ રામ આરહાદની ઈચ્છાથી સવત ૧૫૧૬મા સી ગલાવથી નડિયાદ આવી રમેના આ તળાવની પ્રહશાતિ કરતા ચકલોચકવી અગ્નિમા પડી બળી ગયા ત્યારપછી ખેતા પટેલના વશજોમા ગ્રહશાતિ કરવામા આવતી જ નથી )મૂજેશ્વર તળાવ, નાના કામનાથનુ—સ્મશાનવાળુ તળાવ અને કાળકા માતાની તળાવડી (ખેતા પટેલના વશજ વાઘજીભાઈ શામળદાસ દેસાઈ જેમણે પહેલીવાર સવત ૧૮૦૦માં દેસાઈગિરી મેળવી હતી તેમણે સવત ૧૭૭૮મા આ તળાવડી બધાવી હતી ) આ નવ તળાવોથી અને ભાગોળોથી (તેના નવ સાક્ષરો

૨

તથા કવિઓની પેઠે) સુશોભિત નડિયાદમાં નીચે પ્રમાણેની ધર્મશાળાઓ આવેલી છે. (૧) ભાઉ સાહેબની ધર્મશાળા (પોરમાં). (૨) વડેવાળવાળી બાબુસાહેબની ધર્મશાળા (૩) સન્ટુ ચૌટે જોરા બાપાની ધર્મશાળા (રા. બ. જોરાભાઇ મુન્સફે બંધાવેલી). (૪) સંતરામ ભાગોળે શ્રી. ઝીણાભાઇ શેઠના વડીલોએ બંધાવેલી, નંદલાલ માણેકજીની ધર્મશાળા (૫) મોગલકોટમાં દશાખડાયતાની ધર્મશાળા. (૬) બોજ્યા કુવાની વાણિયાઓની ધર્મશાળા. (૭) કુમરાક બજારે વાણિયાઓની પાજરાપોળની ધર્મશાળા. (૮) અમદાવાદી બજારે મોચીવાડમાં મોઢ વાણીયાની ધર્મશાળા. (૯) હાટકેશ્વર મહાદેવવાળી સાઠોદરા બ્રાહ્મણની ધર્મશાળા. (૧૦) ડભાણ ભાગોળે વાણીઆઓની અંબાલાલની વાડી. (૧૧) સંતરામ ભાગોળે કડિયાઓની ધર્મશાળા. (૧૨) બાજખેડાવાળ બ્રાહ્મણોને મઠ. (૧૩) મલાવ તળાવ પર સુથારની ધર્મશાળા. (૧૪) તંબોળ પોળમાં ભટ્ટ-મેવાડાની ધર્મશાળા. (૧૫) સ્ટેશન પર બાબરભાઇની ધર્મશાળા. (૧૬) મોટી પોરમાં કણબીઓની ધર્મશાળા. (૧૭) કંસારા[illegible]ી નાના કામનાથની (સ્મશાનવાળી) ધર્મશાળા. (૧૮) હ[illegible]ર મહાદેવની, વડનગરા નાગરોની, ધર્મશાળા. (૧૯) સરજરામ મહાદેવ-વાળી ધર્મશાળા.

આમ નડિયાદનો પથરાટ વધતો આવ્યો છે, અને આ પુરાણું, ઇતિહાસના નકશામાં ન જડે તેવું ગામ મહત્ત્વનું બનતું આવ્યું છે.

# ૩–ઈતિહાસની તડકી–છાંયડી

હાલના ગુજરાતને આઠમા સૈકા પહેલાં લાટ પ્રદેશ તરીકે ઓળખવામાં આવતો. રાષ્ટ્રકૂટોના તામ્રપત્રથી એમ પણ જાણવા મળે છે કે તેની સરહદ ઠેઠ ખેડા–વડનગર સુધી હતી. લાટ એટલે મહીથી તાપી નદી વચ્ચેના પ્રદેશને પણ લાટ નામ લાગુ કરવામાં આવતું હતું. પ્રતીહાર રાજા કક્કના ઘંટિયાળના લેખ પરથી તથા ભોજદેવના દૌલતપુરના તામ્રપત્ર પરથી પણ એમ ચોક્કસ જાણવા મળે છે કે રજપૂતાનાના એક વિભાગને ગુજરાત કહેતા, કારણ કે ત્યાં ગુર્જર લોકોનું ટોળું વસવાટ કરતું હતું. પુરાણોની કથા એવી છે કે પૂર્વકાળમાં વસિષ્ઠ મુનિના નેતૃત્વ હેઠળ ઋષિઓ આબુ પર્વત પર યજ્ઞયાગાદિ પુણ્યકાર્યમાં પ્રવૃત્ત થયા હતા. તેમાં યજ્ઞકુંડમાં દૈત્ય લોકો માંસ, રુધિર વગેરેનો પ્રક્ષેપ કરી, તે યજ્ઞકર્મને અભડાવવા લાગ્યા. ઋષિઓએ યજ્ઞકર્મના રક્ષણ માટે આશુતોષ ભગવાન ધૂર્જટિની સ્તુતિ કરી. પરિણામે યજ્ઞકુંડમાંથી પરમાર, ચૌહાણ, પ્રતીહાર અને ચાલુક્ય જાતના ચાર પ્રકારના ક્ષત્રિયો પ્રકટ થયા. અત્યારે પણ ગુજરાતના રજપૂતો આ ચાર વંશોનાં નામ જ ધારણ કરે છે.

વિક્રમ સંવત્ ૪૨૮માં દિલ્હી ભરતખંડનું રાજનગર સ્થપાયું. સંવત્ ૬૭૩ માં અનંગપાલ રાજાએ દિલ્હીને દુર્ગ કરાવ્યો. તે અરસામાં ગુજરાતમાં ચાવડા વંશના રાજાઓનો અમલ હતો. તે સમયમાં ગુજરાતની વસ્તી ૭૦ હજાર ગામોમાં વસતી. સંવત્ ૮૦૨ના શ્રાવણ સુદિ બીજને સોમવારે અણહિલપુર (પાટણ) વસાવવામાં આવ્યું. તે અમદાવાદથી ૬૬ માઇલ દૂર છે. વનરાજ ચાવડો સંવત્ ૮૦૨ના અરસામાં ગુજરાતનો રાજા હતો. તેણે ગુજરાતને પરગણાંમાં વહેંચી નાખ્યું, જેથી રાજ્યવહીવટ ચલાવવામાં સુગમતા થાય. ચાવડાવંશના કુલ સાત રાજાઓએ એકંદરે ૧૯૬ વર્ષ ગુજરાત પર રાજ્ય કર્યું.

નવમી સદી પછી સોલંકી વંશના કુલ તેર રાજાઓએ ૩૦૦ વર્ષ સુધી ગુજરાતપર શાસન કર્યું. તે સમય તે ઈ. સ. ૯૪૨ થી ઇ. સ. ૧૨૪૨. પછી વાઘેલા વંશના કુલ ચાર રાજાઓએ વિક્રમ સંવત ૧૩૦૦ થી ૧૩૬૦ સુધી કુલ ૬૦ વર્ષ સુધી ગુજરાત પર આણ વર્તાવી. વિક્રમ સવત ૧૩૫૧ માં વાઘેલા વંશનો છેલ્લો રાજા કર્ણદેવ ગુજરાતનો અધીશ્વર હતો. તેણે પોતાના મંત્રી માધવ (જે નાગર બ્રાહ્મણ હતો) તેની પત્ની રૂપસુંદરી પર કુદષ્ટિ કરી. માધવને ઝાળ લાગી. આ નાનકડા એક ગુજરાતણના અપમાનથી ગુજરાત પર પરદેશીઓની સત્તાનું દ્વાર ખુલી ગયું. માધવ અને તેનો ભાઇ કેશવ ૧૬૦૦ સાંઢ ઉપર સોનાની મહોરો લાદી દિલ્હી ગયા, તે અલ્લાઉદીન ખીલજીને ભેટ ધરી, ગંગાતુરી જાતના ૩૬૦ ઘોડા પણ તેણે અલ્લાઉદ્દીનને ભેટમાં આપ્યા, અને તેને ગુજરાત પર ચઢાઇ કરવા આમંત્રણ આપ્યું.

ઇ. સ. ૧૨૯૭ માં બાદશાહ અલ્લાઉદ્દીન ખીલજી ગુજરાત પર સ્વારીએ ચઢ્યો. તે વખતે તેની સાથે તેનો સુબો અલફખાન, ૧ લાખ ઘોડેસ્વાર, ૧૫ હજાર હાથી, ૨૦ હજાર બાણ અને ૪૦ હજાર પાયદળ હતાં. માધવમાં કાળરૂપે ગુજરાતના કુદૈવે પ્રવેશ કર્યો હતો. તેણે બાદશાહને ગુપ્ત ભોંયરાં બતાવી દીધાં. કર્ણ તેની રાણી દેવળદેવીને લઇ દક્ષિણ તરફ ભાગી ગયો. પરિણામે ઈ. સ. ૧૨૯૭ માં ઇસ્લામનો ઝંડો ગુજરાત પર ફરક્યો. ત્યારથી ચાર સૈકાઓ સુધી મુસલમાન સુબાઓનો અમલ ગુજરાતમાં ચાલ્યો.

વિક્રમ સંવત ૧૫૫૮ માં અહમદશાહ બાદશાહ અમદાવાદ પાસે શિકારે જતો હતો, ત્યાં તેણે સસલાને શિકારી કુત્તાઓનો સામનો કરતું જોયું. તેથી તે જગ્યામાં હિંમત પ્રગટાવવાનો ગુણ હોવો જોઇએ, એમ નિશ્ચય કરી, તેણે તા. ૪-૩-૧૪૧૩ને દિવસે અમદાવાદ વસાવ્યું, અને તેને પોતાની રાજધાની બનાવી.

ગ્રી મોગલ બાદશાહોના જમાનામાં અકબરે (ઇ. સ ૧૫૭૩થી અમદાવાદ, નડિયાદ વગેરે પોતાના પરગણાંમા અમન કરતા, ને ફરમાન આપ્યું હતું કે—ખેડુત જગતનો તાત છે. તેને ખરો તો પરમેશ્વર તમારા પર રાજી રહેશે. તેને પજવશો, તાવા તમારા પર ક્રોધે ભરાશે. તેના સમયમા ટોડરમલે ફસલી નીતિ અખત્યાર કરી હતી, અને જે જમીનવહેંચણી હતી, તેનો અમલ અમદાવાદના એક મહાલ નડિયાદમાં થયો હતો.

ત્યારપહેલા સવત ૧૪૮૨ મા મહમદશાહે મહેમદાવાદ વસાવ્યું અને તેણે ૨૫ વર્ષ રાજ્ય કર્યું હતુ.

ઇ. સ ૧૭૧૪ મા (સવત ૧૭૭૦) રસ્તમ અલીખાનને પેશ્વાએ ઓ, અને ત્યારથી ગુજરાતમાં પેશ્વાઇ પેકી તેમનો મુખ્ય ઇરાદો નાનો તથા ચોથ અને સરદેશમુખી અને ધાન્યચદીને બહાને પેસા સવવાનો હતો તે વધારે પ્રમાણમા મળે તે માટે તે પ્રજાને કનડતા, ડતા અને જુલમ ગુજારતા. આ વાતની સાક્ષી જેમ્સ ફોર્બસના ાગળ આપેલા ઉતારામા બહુ જ સ્પષ્ટતાથી આવી ગઇ છે.

અમદાવાદમા જ્યારે અહમદશાહ રાજ્ય કરતો હતો, ત્યારે ાદરામાં રહેતો તેનો સૂબો—જે તેનો કુટુંબી હતો—મોઇદ-ઉદ્-ન ફીરોજખાને નડિયાદમા લશ્કર એકઠું કરી, અહમદશાહના કરને એક સખ્ત હાર આપી હતી

ઇ. સ. ૧૭૭૧માં પિલાજી ગાયકવાડે ગુજરાત પર પોતાની કુમત સ્થાપી. પરિણામે નડિયાદ તેના તાબામા ગયુ. તેના પછી નો પુત્ર દામાજી ગાદીએ આવ્યો. દામાજી પાસેથી તેના ભાઇ ડેરાવને કડીની જાગીર, નડિયાદ અને બોરસદનો કિલ્લો તથા રગણા ઇ. સ. ૧૭૪૫માં મળ્યાં હતાં. આ રીતે બોરસદ અને ડિયાદનું નસીબ સંકળાયેલું હતું, તે આપણે પછીથી મલ્હારરાવના તમાં પણ જોઇશું.

ઇ. સ. ૧૭૭૨માં રઘુનાથરાવ પેશ્વા પૂનાની ગાદીએ આવ્યો. તે ગાદી માટે બે પક્ષ પડવાથી તે ગુજરાતમાં આવ્યો. ત્યાં એ બે વિરોધી પક્ષો વચ્ચે લડાઇઓ થઈ. તેમાં પણ ગુજરાતનો 'બ પાડા લઢે અને ઝાડનો ખોડો નીકળે' એ ન્યાયે ખોડો નીકળ્યો. રઘુનાથરાવને અંગ્રેજોની મદદ હતી, જ્યારે તેની વિરુદ્ધ ફત્તેહસિંગ ગાયકવાડ અને તે વખતનો નડિયાદનો જાગીરદાર ખંડેરાવ હતા. રઘુનાથરાવે હાર ખાધી, એટલે તેના સલાહકાર કર્નલ કિટીંગે તેને પૂના પાછા જવાની સલાહ આપી. જતાં જતાં તા. ૮-૫-૧૭૦૫ના રોજ તેણે નડિયાદને અકવાડિયા સુધી ઘેરો ઘાલ્યો, અને ૬૦ હજાર રૂપિયાનો દંડ ક્રૂરતાથી વસૂલ કર્યો. તે ન આપવા નડિયાદના બારોટોએ તથા બે બ્રાહ્મણ સ્ત્રીઓએ ત્રાગાં કર્યાં; પણ દંડ માફ થયો નહિ. હજી પણ નડિયાદના જે બારોટોએ ત્રાગું કરી દંડ ભર્યો ન હતો તે બીજા બારોટો કરતાં વધારે કુલીન ગણાય છે.

ખંડેરાવ ગુજરી ગયા પછી, મલ્હારરાવ કડીની ગાદીએ આવ્યો. પરિણામે નડિયાદ તથા બોરસદ પણ તેના કબજામાં ગયું. તે મહત્ત્વાકાંક્ષી અને સ્વાભિમાની હતો, એટલે તે વડોદરાના આનંદરાવ ગાયકવાડ (ઇ. સ. ૧૮૦૦ થી ૧૮૧૯) ની સામે થયો. તેથી કડી પર હુમલો કરી, અંગ્રેજ લશ્કરની મદદથી તા. ૩-૫-૧૮૦૨ ના રોજ ગાયકવાડે કડી કબજે કર્યું, અને મલ્હારરાવને દોઢ લાખ રૂપીઆની જાગીર આપી, નડિયાદમાં રહેવાની છૂટ આપી. આ વખતે મુંબઇમાં ગવર્નર શ્રી ડંકન હતો, તેણે મેજર વોકરને લશ્કર આપી આનંદરાવની કુમકે મોકલ્યો હતો. આ લશ્કરે આરબોના બંડને શમાવવામાં પણ આનંદરાવને મદદ કરી હતી. તેને પરિણામે વડોદરાના ગાયકવાડે દર વર્ષે ૭ લાખ, ૮૦ હજાર રૂપીઆ લશ્કરી ખર્ચ પેટે આપવાનું, તથા ચોરાસી પરગણું, સુરતની ઉપજની ચોથ, ચીખલી પરગણું તથા ખેડા જિલ્લાનો કેટલોક ભાગ અંગ્રેજોને આપવાનું નક્કી થયું હતું (ઇ. સ. ૧૮૦૨). ત્યારથી વડોદરામાં રેસીડેન્સી સ્થપાઇ. પહેલો

રેસિડન્ટ મેજર વોકરને જ બનાવવામાં આવ્યો, અને ગુજરાત પર અંગ્રેજોની સત્તા જામી—નડિયાદ પર પણ.

પણ મલ્હારરાવ જવાંમર્દ હતો. તે કંઈ તેમ નમ્યું આપે તેવો ન હતો. પરિણામે તે કાઠિયાવાડ ગયો, ત્યાંના કેટલાક ઠાકોરોને મળી તેણે બંડ કર્યું. પણ તે ૧૮૦૩માં હાર્યો, પાલીતાણા ભાગી ગયો. અને છેવટે અંગ્રેજોએ તેને પકડી મુંબઈ મોકલી દીધો, મલ્હારરાવની આ શૂરવીરતાને નડિયાદની જનતાએ પ્રીછી અને પૂજી. એ અરસામાં નડિયાદની સુંદરીઓ ગુજરાતણના ગૌરવરૂપ ગરબામાં ગાતી કેઃ—

પિત્તળ કૂંડીઓ જળે ભરી રે,
નાવણ કરતા જાઓ રે,
મલ્હારરાવ, શહેરનો સુબો ક્યારે આવશે રે ?

આ ઝઘડાઓના સમયમાં નડિયાદ પર કંઈ કંઈ આસમાની–સુલ્તાની વીતી ગઈ. તેને અનેક વાર સહન કરવું પડયું. જાનમાલની સલામતી તો મુદ્દલે હતી નહિ. ખંડેરાવની વિધવા ઉમાબાઈએ પોતાના નાયબ સૂબા તરીકે રંગોજીને અમદાવાદ મોકલ્યો હતો. તેણે પહેલાંના સૂબા ત્ર્યંબક પંડિતને કાઢી મૂક્યો, તેથી પુનાજી વિઠ્ઠલે ગંગાધર તથા કૃષ્ણજી પંડિતને તેની સામે મોકલ્યા. આ માંહોમાંહના ઝઘડામાં રંગોજીએ શેરખાન બાબીની મદદ માગી. શેરખાન બાબી વડોદરામાં ફોજદાર હતો. તેની પાસે પૈસાની તંગી હોવાથી, અને રંગોજી તેને તે બાબતમાં તાત્કાલિક કંઈ મદદ કરી શકે તેવી સગવડ ન હોવાથી, રંગોજીએ શેરખાન બાબીને ઉશ્કેરી નડિયાદ તથા મહુધા લૂંટાવ્યાં. આમ મરાઠા સરદારોએ લૂંટફાટ અને અંધાધૂંધી કરી, ગુજરાતમાં સુરાજ્ય સ્થાપવાને બદલે, તેની ખાનાખરાબી જ કરી છે. આ ઉગ્ર બનેલા વાતાવરણને શાંત કરવા, અને પોતાના ભાઈ ખંડેરાવને પ્રસન્ન રાખવા, દામાજી ગાયકવાડે નડિયાદ અને બોરસદ પરગણાં તેને બક્ષીસમાં આપ્યાં હતાં.

ગાયકવાડ ફત્તેહસિંગ ૧ લાને લોકો બાબા કહેતા, અને તેના સમયમા તેનો દિવાન બાબાજી આપાજી હતો તે સમયમાં જે નાણું પ્રચલિત થયુ હતુ તેને લોકો બાબાશાહી નાણુ કહેતા હતા તે તા. ૨૮-૨-૧૯૦૧ થી ચલણમાથી નીકળી ગયુ.

મલ્હારરાવ અંગ્રેજોથી તથા ગાયકવાડની સેનાથી બચવા નડિયાદમા શ્રી. પોપટલાલ યાજ્ઞિકના મકાનની પાસેના મકાનમાં તથા દવે પોળની એક ભોંયરાવાળી ૧૮ ઇંચ લાંબી ઈંટોવાળી, શ્રી વાવજીઆઇની હવેલીમા સતાઇ ગયો હતો, તેની કચેરી વ્યાસ કૂળિયામા ધર્મશાળામા બેસતી

મોગલ સમયમા લોકો પાસેથી કર ઉઘરાવવા માટે જે દેસાઇગિરી અપાતી હતી, તે છબિલરાય સેનકરાય દેસાઇ, દેસાઇ લાલાજી શામળદાસ વગેરે વાણિયાઓને પણ આપવામા આવી હતી. ત્યારપછી બેપ્પ લોકોને પણ દેસાઇગિરી મળી હતી શ્રી શામળદાસ દેસાઇ પોતાની દેસાઇગિરીની તકરારનો નિવેડો લાવવા ઈ. સ ૧૮૩૨ મા વિલાયત ગયા હતા તે દેસાઇવગાના ભાગીદાર હતા તે વખતે અહી કલેક્ટર તરીકે કામ કરી ગયેલા શ્રી વિલિયમ્સને તેમને અનેક પ્રકારનો ભય બતાવેલો પણ તે બહાદુર પુરુષ બે વર્ષ સુધી વિલાયત રહી, દેસાઇગિરી પાછી મેળવીને જ પાછા ફર્યા હતા આ રીતે ઇગ્લેંડની દરિયાઇ મુસાફરી કરનાર તે નડિયાદના પહેલા નાગરિક હતા.

નડિયાદના આગેવાન નાગરિક શ્રી બાપુજી દેસાઇને પોતાના વારસા બાબતની તકરારમા એક વાર પૂના જવુ પડ્યુ ત્યાં પેશ્વા સરકારે તેમના સૈનિકોને ચઢી ગયેલો પગાર ચૂકવવાનુ તેમને ફરમાન કર્યું, કારણ કે તેમને પેશ્વા સરકારે નડિયાદની દેસાઇગિરી ઉઘરાવવાનું કામ સોંપ્યુ હતુ તે બુદ્ધિશાળી બાહોશ નરે તે કબૂલ કર્યું અને બધા જ સૈનિકોને એક મેદાન પર એકસાથે એકઠા કરી

પગાર વહેંચવાનું શરૂ કર્યું. પગાર વહેંચતાં માલમ પડ્યું કે છેલ્લા કેટલાયે મહિનાઓથી કુલ જેટલા સૈનિકોની સંખ્યા લશ્કરમા હતી, તેના કરતા બે ત્રણ ગણા રૂપિયા પગાર વહેંચવામા જતા હતા પરિણામે સેનાના ઉપરી અમલદારોને કેટલાયે હજાર રૂપિયા પેશ્વા સરકારને પાછા ભરપાઈ કરવા પડ્યા આ કિસ્સો શ્રી બાપુજી દેસાઈની બુદ્ધિ તથા કુનેહ બતાવે છે, અને તે સમયે પેશ્વાના રાજ્યમા કેટલું અંધેર હતુ તે બાબત પર ઠીક પ્રકાશ પાડે છે!

આ બધી વીતકોની કથા નડિયાદ પર વીતી ચુકી, ત્યાર–પહેલા ઇ. સ ૭૪૬ થી ૧૨૯૭ સુધીમા ખેડા જિલ્લા પર–અને નડિયાદ પર પણ–અણહિલવાડના ચાવડા, પાટણના સોલંકી તથા ધોળકાના વાઘેલાઓની આણ ફરી ચૂકી હતી તે અરસામા નડિયાદને નટપદ્ર કહેતા હશે, અથવા બીજા કોઇ નામથી ઓળખતા હશે. કોળી, ધારાળા, ભીલ વગેરે લોકોની જાતિઓ, તથા મગી-વાસના ઠાકોરો પણ અહી આવીને રહ્યા હતા, અને હુકુમત ચલાવતા હતા તે સમયથી ભેરવદેવ નડિયાદના નગરરક્ષક દેવ છે. દશેરાને દિવસે જે સ્વારી ગામમા થઈ ભેરવ જઈને અટકે છે તે પ્રથા તેમનુ જ દાખલ કરેલી, અને તે આ ઐતિહાસિક વાતની સાક્ષી પૂરે છે.

વલ્લભીવંશના રાજ્યકાળમા નડિયાદથી ચાર માઈલ દૂર શેઢી નદીને કીનારે આવેલુ દેદગામ જાહોજલાલી ભોગવતુ હતુ અને મોટા શિવાલયોવાળુ નગર હતુ તેવુ જાણવા મળે છે પછી કર્ણદેવ સોલંકીએ ઇ. સ ૧૦૭૨ થી ૧૦૯૨ ના ગાળામા મહેવાની કોળી ઠાકોરોને શેહ આપી કાબૂમા આણ્યા, માળવા–ગુજરાતના માર્ગ નિષ્કંટક કર્યો અને જગતના તાત લેખાતા પાટીદાર ખેડૂત લોકોને વસાવ્યા એમ પણ જાણવા મળે છે તેમાં કાકરખાડ પાટી કાકરા-વાળી જમીન પરથી અથવા કાકર પટેલના નામ પરથી પડી, લખા પટેલની પાટી, દેસાઈવગામા રહેલી ખેતા પટેલની દેસાઈ લોકોની પાટી, રામ આલ્હાદની પાટી અને કિલેદારી પાટી–આ પાચ પાટી-

ઓમા જુદે જુદે સમયે પાટીદારો આવીને નડિયાદમાં વસ્યા, અને જાતમહેનતથી, ખેતીથી, બહાદુરીથી તેમણે ગામને તથા આસપાસની જમીનને આબાદ કરી, ધનધાન્યથી સમૃદ્ધ કરી, અને સમય જતાં રાજકારણમા પણ અગત્યનો ભાગ ભજવનારી કોમ થઈ પડી. તેઓ મૂળ પજાબના ક્ષત્રિય વંશમાંથી ઊતરી આવ્યા હતા; અને મથુરા, જયપુર, ઉજ્જૈન, અડાળજ, સોમનાથ પાટણ, સીગપુર, અણહીલવાડ પાટણ, મહેમદાવાદ અને છેવટે ત્યાંથી નડિયાદ આવીને વસ્યા તેમ જાણવા મળે છે

પાટીદારો સબધમા બે દંતકથાઓ પ્રવર્તે છે તે જાણવા જેવી હોવાથી નીચે આપવામા આવે છે.

(૧) કાકરખાડના શ્રી વલ્લભદાસ પટેલની દીકરીના લગ્ન પ્રસગે સોજીત્રાથી જાન આવી હતી. તે વખતે અમદાવદના સૂબા સર ઝુલફખાનને પણ આમંત્રણ આપવામા આવ્યુ હતુ તે મંડપમાં ગાદીતકિયે બેસવા જતા હતા, ત્યારપહેલા વાણીયા દેસાઈઓએ તેમના કાન ભંભેર્યા, અને તેમને કહ્યું કે 'આપ આ કણબીને ત્યાં તે કયા પધાર્યા?' કસુબાનો વખત થયો હતો પાટીદારોના બારોટ અફીણના ઘેનમા–નશામાં ચકચૂર હતા. સૂબો ગાદી પરથી પગ નીચે મૂકી ચાલ્યા જવાનો મનસૂબો સેવી રહ્યો હતો. વલ્લભદાસે પોતાના બારોટને બે ત્રણ વાર સાનમાં સમજાવી, સૂબાને પ્રસન્ન કરી બેસાડવા માટે પૂછ્યુ, 'કેમ બારોટજી, જમ્યા તો ખરાને?' પણ ઘેનમા બારોટ સમજી શક્યો નહિ. છેવટે ત્રીજી વખતે તે સઘળો મામલો કળી ગયો અને તેની સુધબુધ ઠેકાણે આવી. તેના બુલંદ કંઠમાંથી સૂબાને ઉદ્દેશીને નીચેનું કવિત લલકારાઈ ઊઠ્યું:

આગે કેન્તા હળપતિ, કેન્તા સુનિયા કાન,<br>
પ્રભુ વલ્લભરા પાધરા, મહમદખાન ઈમાન;<br>
પ્રભુ વલ્લભરા પાધરા, તેહે પર બંકા હોય;<br>
પ્રભુ વલ્લભરા પાધરા, તેગેં પર નિશાન લાય.

સમો રાજી થયો અને ગાદીતકિયે વિરાજ્યો. વલ્લભબાપાને ત્યાં કેસર ઘોળાયાં, કસુમો થયો, અને નિર્વિઘ્ને માનપૂર્વક શુભ પ્રસંગની પૂર્ણાહુતિ થઈ.

(૨) એક પ્રસંગે મહીડાની એક પટેલની દીકરીની વહેલ વમો જતી હતી. રસ્તામાં રજપૂતો ભેળા મળી કસુમો પીતા હતા. તેમણે તે વેલીમાં ન છોડવા દેતા, હાંકનાર પાસે વાંટામાં છોડાવી, અને ઉમેર્યું કે 'વમોવાળો (પરથ) તમારો બાપો થતો હશે. પણ અમારે મન તો કણબીને?' આ વાતની બધાને જાણ થઇ, અને કન્યાના બાપને ન્યાત બહાર મૂક્યો. પટેલના મનમાં આ વાત શૂળની પેઠે સાલતી હતી.

પછી તેમને એક દિવસ નડિયાદમાં કચેરીને કામે આવવું પડયુ. કાકરખાડના દેસાઇનો એવો રિવાજ હતો કે ગમે તે કોઈ પાટીદાર આસપાસના ગામડામાંથી નડિયાદ આવ્યો હોય તેને પોતાને ત્યાં જમવા લઇ જાય, તે પ્રમાણે એ પટેલને પણ કાકરખાડમાં દેસાઇને ત્યાં જમવા જવું પડ્યું. બંને જણના પાટલા સાથેસાથે મંડાયા. પટેલે પગ વતી પોતાનો પાટલો ખસેડી મૂક્યો, અને પડી ગએલે મ્હોંએ કહ્યું, "બાપા, મારે અભાગિયાને વળી પાટલા શા!" એટલામાં પીરસણની થાળી આવી એટલે ચીરાતે હૃદયે પટેલ બોલ્યા; "બાપા, મારે વળી થાળી કેવી? ઠીકરું મૂકોને!" દેસાઈએ પટેલને છાતી સરસા ચાંપ્યા અને દુઃખનું કારણ તથા તેની બધી વીગત પૂછી લીધી અને કિન્નાનો બદલો લેવાનું વચન આપ્યુ.

પછી તો પોતાને ત્યાં શ્રાદ્ધ આવવાનું હતું તે પ્રસંગે તે બધા જ રજપુતોને પોતાને ત્યાં નિમંત્રી ભોજન આપી રેશમી ધોતી અને દુપટ્ટા આપવાના છે તેવી વાત દેસાઇએ વહેતી મૂકી, કેટલીક ધોતીઓ અને દુપટ્ટા લોકોને બતાવ્યા પણ ખરાં! શ્રાદ્ધને દિવસે બધા જ ૨૦૦ રાવળ રજપૂતો પોતાને ડેલીને મેડ જમવા આવ્યા. તેમને

જમાડયા–પેટ ભરીને જમાડયા, પણ પછી પહેલેથી ગોઠવણ કરી રાખી હતી તે મુજબ અરબી સવારો અને મકરાણીઓ પાસેના ઓરડામાથી હથિયાબંધ ધસી આવ્યા અને ૨૦૦ એ રજપુતોને ઠાર કરાવ્યા. પછી તેમને જે કૂઈ આગળ લઇ ગયા તે 'કણુકા' કુઇ [કણુકા–મડદાં] કહેવાય છે, અને તે બધા મડદાંને ડેગળિયા દેવ આગળ દાટયા. હજી પણ 'ડેગળુ કાઢી નાખવુ' નો અર્થ 'મારી નાખવુ' ઠાર કરવુ એવો થાય છે।

બ્રહ્મપોળમા જે બ્રાહ્મણો અને બ્રહ્મરોટો વસે છે તે કાકરખાડના વનમાળદાસ શાપજી પટેલના દીકરા શામળદાસે તેમને ઘર દાનમાં આપી રમાવેલા તેનુ પણ જાણવા મળ્યુ છે જો કે તેજ પોળના ૧૦–૧૨ ઘર એક ત્રેજા વગરની બ્રાહ્મણ બાઇએ બ્રાહ્મણોને બાર માસ ચાલે એટલી બધી ધાન્યસામગ્રી તથા બીજી જરૂરિયાતોની વસ્તુ સમેત દાનમા આપેલા એવુ પણ જાણવા મળ્યુ છે. કાકરખાડના રામા દેસાઇએ મિશનની પેલી બાજુએ ડભાણના રસ્તા પર રામ-તલાવડી બનાવી હતી.

કાકરખાડામા એક વાર ધડાકાને લીધે બાદશાહી ઊંટ લપસીને પડી જવાથી મરી ગયુ હતુ, ત્યારથી તેનુ નામ કાકરખાડ પડ્યું છે એવી પણ એક દંતકથા છે.

કેશા પટેલના કુટુંબનો એક ભાગ પાછળથી કોચાટ વગામા જઈ વસ્યો, તેથી તેનુ નામ તેનુ પડ્યુ હતુ

લખાનાડ નામ જેના પરથી પડ્યુ તે લખા પટેલના પૂર્વજ જેતનીના પુત્ર કાધવના નામ પરથી કાધવનો નરવા કહેવાય છે નરવા જમીન 'નિર્વાહ' માટે અપાયેલી તે પરથી પડ્યું હોય અથવા જેમા ગનિો પાક ન ઊગે તે જમીન (ન+રવિ) તે પરથી પડ્યું હોય તેનુ અનુમાન થાય છે.

પીજ જવાને રસ્તે જે ભાગોળ છે તે પીજ ભાગોળ કહેવાય છે ત્યા વાર તથા કૂવા પાસે પહેલેથી જ માતાના ભક્તો હીજડાઓનો

નિવાસ છે. હીજડાઓ માતાજીની ભક્તિ માટે પોતાની ઇન્દ્રિયોને શસ્ત્રથી કાપી નાખતા અને પોતાની જાતીયવૃત્તિને ઉત્તેજના ન મળે તેવી રીતે શારીરિક સ્થિતિ કરી માતાજીની ઉપાસનામાં ચિત્ત પરોવતા. કાંચળિઓ પંથ, હીજડાનો પંથ, આ સઘળામાં સ્ત્રીશક્તિની ઉપાસનાથી પુરુષો પણ છેવટે સ્ત્રૈણ બની જાય છે. તેમનો પહેરવેશ પણ સ્ત્રીઓ જેવો જ હોય છે. તેમનું ચાલવાનું, બોલવાનું, લહેકો વગેરે બધું જ સ્ત્રીઓને મળતું આવતું હોય છે. તે બાળકના જન્મ્યા પછી દરેક ઘેર બાળકને પારણે રમાડવા આવે છે અને તેમનો લાગો લઈ જાય છે. અત્યારે આ પંથમાં વિકૃતિ થઈ ગઈ છે. પણ મૂળ શુદ્ધ સ્વરૂપમાં તે તંત્ર-માર્ગની એક વિશિષ્ટ પ્રકારની માતૃ-ઉપાસના હતી. તે લોકો પીજ ભાગોળે રહેતા હોવાથી 'પીજ ભાગોળે જાય તેવા છે' નો અર્થ 'તે નિર્માલ્ય છે, રાંડવા છે' એવો થાય છે.

પહેલી જ વાર સંવત્ ૧૯૩૩માં (ઈ.સ. ૧૮૮૮ના અરસામાં) નડિયાદમાં રેલ્વે ગાડી આવી. તે વખતે લોકો તેને કોઈ દૈવી સત્ત્વ માની તેની પૂજા કરવા જતા, હાર ચડાવતા અને નાળિયેર વધેરતા અને પગે લાગતા! તે વહેમ જતો રહી હવે તો તે રોજિંદી વસ્તુ બની ગઇ છે, અને મુસાફરી માટેનું અનિવાર્ય સાધન બની ગયું છે. તેનાથી તો માલની હેરફેર અને મુસાફરીમાં અતિશય સગવડ થઇ છે, અને પરિણામે તે શહેરની આબાદીનું એક મુખ્ય કારણ બની ગઇ છે.

એમ પણ જાણવા મળે છે કે 'મડદા બારી' નહિ પણ એનું ખરું નામ મઢ્યા બારી હતું. ત્યાં સ્મશાન હતું અને સંતરામ મંદિર તરફ ગામનો વસવાટ પછી થયો—તે માની શકાય તેવી વાત નથી.

ઇ. સ. ૧૮૭૫ થી ૭૮ સુધી નડિયાદથી 'દુનિયાદાદ' નામનું સાપ્તાહિક નીકળતું હતું. પણ તેના તંત્રીનું નામ કે તેની એક પણ નકલ ઉપલબ્ધ નથી. ત્યારપછી શ્રી ચંદુલાલ નંદલાલ દેસા-

ઇએ જન્મભૂમિ નામે સાપ્તાહિક ઈ.સ ૧૯૨૪–૨૫ના અરસામાં થોડાક વર્ષ ચલાવ્યુ. ત્યારપહેલાં શ્રી ફૂલચંદ બાપુજી શાહે ઇ. સ. ૧૯૦૬ માં 'ગુજરાત' નામથી એક સાપ્તાહિક શરૂ કર્યું હતુ, તેમાં શ્રી ચંદુલાલ દેસાઇની મદદ હતી. પણ સરકારની ખફા મરજી તેના પર ઉતરતાં તે પત્ર બંધ કરવુ પડ્યુ હતુ. સરકારે તેની પાસે એટલી મોટી જામીનગિરી માગી હતી કે શ્રી ચંદુલાલભાઇને તે પ્રેસ વેચી દેવુ પડ્યુ હતુ ઈ સ ૧૯૨૬થી 'ગુજરાત ટાઈમ્સ' નામનુ સાપ્તાહિક નડિયાદમા શ્રી માણેકલાલ હરજીવનદાસ શાહ ચલાવે છે તે પત્ર તેમના પિતાએ દૈનિક તરીકે શરૂ કર્યું હતુ ત્યારપછી ઇ સ. ૧૯૪૮ની શરૂઆતથી શ્રી ચંદ્રકાંત ફૂલચંદ શાહના તંત્રીપદ નીચે 'લોકમત' નામનુ સાપ્તાહિક પણ પ્રસિદ્ધ થાય છે

ત્યારપહેલા માસિકોની દુનિયામા શ્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદીએ નડિયાદથી ઇ સ. ૧૮૮૫ના ઓગસ્ટના 'પ્રિયંવદા' શરૂ કર્યું તેનું પાંચ વર્ષ પછી ૧૮૯૦ના ઓકટોમ્બરમા સુદર્શનમા' રૂપાંતર કર્યું, તે તેમણે મરતા સુધી ૧૮૯૮ના ઓકટોબર સુધી ચીવટથી અને નીડરપણાથી ચલાવ્યુ તેનુ વજન સાહિત્યની તથા વિચારની દુનિયામા ખૂબ હતુ શ્રી મસ્તકવિ બાલાશંકર પણ ૧૮૯૦ની સાલના 'ભારતીભૂષણ' માસિક પ્રગટ કરતા હતા અને ગુજરાતી કાવ્યજગતમાં તેની સેવા ગણનીય હતી. ઇ. સ ૧૯૧૫થી લગભગ એક દશકા સુધી શ્રી રમણિકરાય ત્રિપાઠીએ મુંબઇથી સમાલોચક માસિક ચલાવ્યુ હતુ આમ સાપ્તાહિક તથા માસિકના ક્ષેત્રમા નડિયાદનો ફાળો નોંધપાત્ર છે.

આવી ઐતિહાસિક તડકીછાંયડીમાંથી અને આરંભાની સુંવાળીઓમાથી પસાર થયેલા નડિયાદનુ ખમીર ઉછ્યુ કલ્પનાશીલ, સ્વાતંત્ર્યપ્રિય, સ્વાભિમાની અને નિસ્પૃહ તથા બુદ્ધિવર્ચસથી દીપતુ હોય તેમાં નવાઇ નથી.

# ૪ મ્યુનિસિપાલિટી

જેમજેમ નડિયાદ શહેરનો વિસ્તાર થતો ગયો, તેની વસ્તી વધતી ચાલી, તેમાં વેપારવણજ સમૃદ્ધ થતાં ગયાં, તેમતેમ શહેરની સુધરાઈ પણ વિકાસ પામતી ચાલી શહેરનો અને સુધરાઈનો વિકાસ હંમેશાં સાથે સાથે જ પગલાં ભરે છે. તે ઈતિહાસ બહુ જ્ઞાનપ્રદ અને રસિક પણ છે સ્થાનિક સ્વરાજ્યના કારભારનાં બે અંગ—એક મ્યુનિસિપાલિટી અને બીજું જીલ્લા લોકલબોર્ડ. અહીં આપણને નડિયાદ શહેરના ઈતિહાસ સાથે—વિકાસકથા સાથે સંબંધ હોવાથી, સુધરાઈનો ઈતિહાસ બહુ અગત્યનો થઈ પડશે

જ્યાંજ્યાં સુધરાઈના સભ્યોએ દીર્ઘદૃષ્ટિ રાખી, શહેરનું ગૌરવ તથા હિત લક્ષમાં રાખી, કોમી ગણના તથા ઈતર પક્ષાપક્ષીથી પર રહી, યોગ્ય રીતે વ્યાપારવૃદ્ધિની સાથેસાથે નાગરિક ભાર અને કરનો બોજો સહન કરી શકે તે રીતે આવકનાં સાધનો ઊભાં કર્યાં છે, અને તે આવકમાંથી ખર્ચ કરીને પ્રાથમિક તથા ઈતર કેળવણીને મદદ આપી વિકાસ વધાર્યો છે, રસ્તાઓ બંધાવ્યા છે અથવા દુરસ્ત કરાવ્યા છે. બાગ જેવાં હરિયાળાં, આંખને ટાઢક આપે અને શ્રમવિનોદન કરે તેવાં આમોદપ્રમોદનાં સાધનો સ્થાપ્યાં છે. શહેરની રોનક વધારે તેવાં મકાનો, થિયેટરો, ટાવરો ઊભાં કરી શહેરનું સૌન્દર્ય વધાર્યું છે, નળ દ્વારા અથવા કુવાઓ દ્વારા પાણીની સગવડ વધારી છે, તળાવો સ્વચ્છ કરાવ્યાં, રુગ્ણાલયો તથા પ્રસૂતિગૃહો સ્થાપી શહેરના આરોગ્યને પોષ્યું તથા સંવર્ધ્યું છે. દાનવીરોને સાચા દાનનો યોગ્ય સમયોચિત રસ્તો ચીંધ્યો છે. ત્યાં શહેર બહુ ઝડપથી પ્રગતિ કરી શક્યું છે. સરદાર પટેલની આગેવાની નીચે જે પ્રગતિ અને વિકાસ અમદાવાદની સુધરાઈએ સાધ્યાં, અને સરકાર સાથે અસહકારના દિવસોમાં હિંમત દાખવી લડત

આપી શહેરનું ગૌરવ તથા ઈજ્જત વધાર્યા—તે આ બાબતમાં સુન્દર દૃષ્ટાંત પૂરું પાડે છે. નડિયાદ પણ યથાશક્તિ તે જ રસ્તે ચાલ્યુ છે, અને અસહકારના જમાનામાં પ્રાથમિક શાળાઓને સ્વતંત્ર કરી, સરકાર સાથે લડત માંડી, ખર્ચના બોજો પોતાને માથે ઉપાડી ત્યારની અગાઉના મહત્વના પકાયા સરકારે પાસેથી ખર્ચ વસુલ કર્યું છે—આ રોમાંચજનક, ઐતિહાસિક ઇતિહાસ નડિયાદના સુધરાઈ માટે અને તેના નાગરિકો માટે કીર્તિગાથારૂપ છે.

ઇ. સ. ૧૮૫૦ ના ૨૬ મા નંબરના કાયદાથી બ્રિટિશ સરકારે સુધરાઈ સ્થાપવાની સગવડ કરી આપી. તે અનુસાર નડિયાદ સુધરાઈની સ્થાપના ઇ. સ. ૧૮૬૬ ના મે માસની ૧૬ મી તારીખે કરવામાં આવી હતી. ઈ. સ. ૧૮૮૩ ના માર્ચ માસની ૩૧ મી તારીખ સુધી ખાતે ટાઉન સુધરાઈ ગણવામાં આવતી, અને ત્યાર બાદ ૧-૪-૧૮૮૩ થી સરકારના તા. ૧-૧૦-૧૮૮૨ ના ૪૧૨૨ નંબરના ઠરાવ પ્રમાણે આને સીટી મ્યુનિસિપાલિટી ગણવામાં આવી.

પહેલાના સમયમાં કોઈપણ દેશમાં વસ્તીગણતરી કરવાની પદ્ધતિ અસ્તિત્વમાં ન હતી. તેમાં હિંદમાં તો મોટે ભાગે નાના નાનાં ગામડાં હોવાથી, વસ્તીનો અંદાજ અડસટ્ટાથી અનુમાની લેવામાં આવતો હતો. ઈ. સ. ૧૭૫૧માં સ્વીડન દેશે દુનિયામાં પહેલી જ વાર આધુનિક પદ્ધતિથી રીતસર વસ્તીપત્રક તૈયાર કર્યું. ત્યારપછી ઈંગ્લંડમાં ઈ. સ. ૧૮૦૧ મા પહેલુ વસ્તીપત્રક તૈયાર થયુ. હિંદમાં ઇ. સ. ૧૮૪૬માં પહેલી જ વાર અદ્યતન રીતિથી વસ્તીપત્રક તૈયાર કરવામાં આવ્યુ. બીજુ વસ્તીપત્રક ઇ. સ. ૧૮૮૧ મા કરવામાં આવ્યુ. ત્યારપછી દર દશ વર્ષે વસ્તીપત્રક તૈયાર કરવાની પ્રથા સ્વીકારવામાં આવી.

વસ્તીપત્રક દેશ અથવા ગામ માટે એક સૂચક પત્ર છે. તેના પરથી તેની આબાદી, તેની પ્રગતિ, તેનુ આરોગ્ય વગેરેનુ માપ



શ્રી. જેઠાભાઈ ભુલાભાઈ પટેલ



શ્રી. ઝવેરભાઇ ભુલાભાઈ પટેલ.

(કોલેજના બે દાતાર-ભાઇઓ)

નીકળી શકે છે. વળી સરકારને પણ તે આંકડા લક્ષમાં રાખીને કેટલી વધારે નિશાળો ઊઘાડવી, કેટલાં વધારે દવાખાનાં ખોલવાં, ક્યાક્યા વેપારો પર કેટલો કર નાખવાથી કેટલી આવક વધશે તેનો અંદાજ કાઢી, તે આવકને કેવી રીતે જનોપયોગી કાર્યમાં ખર્ચવી–આ સઘળું કાર્ય કરવામાં મદદ મળી રહે છે. વળી તેના જાતિવાર આંકડા હોવાથી, કયી જાતિ પ્રગતિ કરે છે કે અવનતિના પંથે વળી રહી છે તેનો પણ ક્યાસ નીકળે છે. પરિણામે સરકાર તે જાતિ માટે ખાસ લક્ષ આપી શકે છે, અને તેને સવિશેષ મદદ આપવાની જોગવાઈ કરવાનું પણ સરકાર માટે સરળ બને છે. તેમાં જો જન્મમરણના આંકડા જુદા તારવવામાં આવે, તો આરોગ્ય-ખાતાને બહુ મૂલ્યવંતી સામગ્રી પ્રાપ્ત થાય છે.

નડિયાદ શહેરની જુદાંજુદાં વર્ષોમાં લેવાયલા વસ્તીપત્રક પ્રમાણેની માહિતી નીચે મુજબ છેઃ-

| સાલ | વસ્તી |
|---|---|
| ઈ. સ. ૧૮૭૨ | ૨૪,૫૫૧ |
| ઈ. સ. ૧૮૮૧ | ૨૮,૩૦૪ |
| ઈ. સ. ૧૮૯૧ | ૨૯,૦૪૮ |
| ઈ. સ. ૧૯૦૧ | ૩૧,૪૩૫ |
| ઈ. સ. ૧૯૧૧ | ૨૭,૧૪૫ |
| ઈ. સ. ૧૯૨૧ | ૩૧,૯૩૯ |
| ઈ. સ. ૧૯૩૧ | ૩૪,૫૮૪ |
| ઈ. સ. ૧૯૪૧ | ૪૬,૫૧૦ |

ઉપરના આંકડા બતાવે છે કે સામાન્ય રીતે નડિયાદની વસ્તી દર દશ વર્ષે ૩૦ ટકા વધતી ચાલી છે. ઈ. સ. ૧૯૦૧ અને ૧૯૧૧ ની વચ્ચેના ગાળામાં આસરે ૪ હજાર વસ્તી ઘટેલી માલમ પડે છે, તેનું કારણ ઈ. સ. ૧૯૦૦ થી ૧૯૦૨ સુધીમાં દુકાળથી

જીલ્લામાં ૧ ૨૪૦૦૦ મરણ થયાં હતાં, અને ૧૯૦૨ થી ૧૯૦૪ સુધીમાં જિલ્લામાં ૫૫૦૦૦ મરણ પ્લેગથી થયાં હતાં. તેમા નડિયાદ માં પણ કાળા પડતી મરણની સખ્યા સવિશેષ હતી આ કુદરતી આફતોએ તે પાંચ વર્ષના ગાળામા વસ્તીની આબાદીને ધક્કો પહોંચાડયો હતો

ઈ સ. ૧૯૨૬ માં નડિયાદમાં કોમવાર, પુરુષ તથા સ્ત્રીની વસ્તીના આંકડા તથા મકાનોની સખ્યા નીચે મુજબ હતી.—

| જાત | પુરુષ | સ્ત્રી | કુલ |
|---|---|---|---|
| હિંદુ | ૧૩૯૯૨ | ૧૧૫૯૯ | ૨૫૫૯૧ |
| મુસલમાન | ૨૭૫૫ | ૨૪૫૨ | ૫૨૦૭ |
| જૈન | ૫૪ | ૩૭ | ૯૧ |
| પારસી | ૧૮ | ૧૬ | ૩૪ |
| ખ્રિસ્તી | ૬૧૪ | ૩૯૯ | ૧૦૧૩ |
| બીજા | ૨ | ૧ | ૩ |
| કુલ | ૧૭૪૩૫ | ૧૪૫૦૪ | ૩૧૯૩૯ |

વસવાટનાં ઘર—૮૦૫૨
ખાલી ઘર—૪૨૮૯

કુલ ૧૨૩૪૧

નડિયાદ સુધરાઈની ઇ સ ૧૯૨૬ ની હદ રેવન્યૂ હદ પ્રમાણે જ હતી. તેનું ક્ષેત્રફળ ૭૦૨૧ એકર હતું ઇ. સ ૧૯૧૭ માં શહેરની સીટી સર્વે થઇ હતી તે મુજબ આમ તળનું ક્ષેત્રફળ ૨૫૦ એકર હતું. તેમાં ૭૫ એકર જમીન રસ્તાઓમાં, ૧૫૫ એકર જમીન માલિકીનાં મકાનોમાં તથા ૬ એકર જમીન સુધરાઈનાં અને સરકારી મકાનોમાં રોકાયેલી હતી તે સિવાયની બાકીની જમીન પડતર હતી.

ઇ. સ. ૧૯૪૧ ના વસ્તીપત્રક પ્રમાણે ૨૪,૮૦૧ પુરુષો તથા ૨૧૭૦૯ સ્ત્રીઓ મળીને કુલ ૪૬,૫૧૦ ની નડિયાદની વસ્તી હતી. ૧૯૪૬–૪૭ ના રેશનિંગ ઓફિસના આંકડા પ્રમાણે શહેરની કુલ વસ્તી ૫૭,૧૨૫ હતી, ત્યારપછી વસ્તીવધારાને પરિણામે તથા સિંધી હિજરતીઓના આગમનને કારણે ઇ. સ. ૧૯૪૯ માં શહેરની વસ્તી આશરે ૬૨૦૦૦ ની થઈ જાય છે.

નડિયાદનો સરેરાશ વર્ષાદ ૩૪.૧૪ ઈંચ છે. ઇ. સ. ૧૯૨૭. માં જ્યારે ખૂબ પૂર આવેલું, ત્યારે વધારેમાં વધારે વર્ષાદ ૭૦.૪૪ ઈંચ પડયો હતો. ઓછામાં ઓછો વર્ષાદ ઈ. સ. ૧૯૧૧ માં ૧૨.૩૭ ઇન્ચ પડયો હતો. ઇ. સ. ૧૯૪૮ માં પણ તેટલોજ ઓછો વર્ષાદ પડયો હતો.

મ્યુનિસિપાલિટી સ્થપાઈ ત્યારથી ઈ. સ. ૧૮૮૩ સુધી સરકારે સરકારી અમલદારો અને પ્રજામાંથી લાયક જણાતા માણસોને સભ્ય તરીકે નીમી, સુધરાઈનો કારભાર ચલાવ્યો હતો. ઈ. સ. ૧૮૮૪ નો કાયદો થયો ત્યારપહેલાં એક વર્ષ આગળથી સરકારે આ શહેરની સુધરાઈને ૫૦ ટકા સભ્યો ચૂંટવાનો ખાસ હક્ક આપ્યો હતો. તે પ્રથા અનુસાર ઇ. સ. ૧૮૮૩ સુધી સુધરાઇમાં ૧૬ સભ્યોનું બોર્ડ નીમાતું હતું. ૧૮૮૪ના કાયદા અનુસાર ૫૦ ટકા સભ્યો ચૂંટણીથી આવે–તે અનુસાર ૧૮ સભ્યોનુ બોર્ડ ઈ સ ૧૮૮૬–૮૭ માં પ્રથમવાર નીમાયુ ત્યાંલગી બોર્ડમાં ૧૬ સભ્યો જ આવતા. ઈ. સ. ૧૯૧૫–૧૬માં તે કાયદામાં સુધારો કરી, સરકારે તે ૧૮ સભ્યો પૈકી, ૯ ને બદલે ૧૨ પ્રજાનિયુક્ત અને ૬ સરકારનિયુક્ત સભ્યો નીમવાની વ્યવસ્થા કરી તે પ્રથા ૧૯૨૨ના એપ્રિલની ૧ લી તારીખથી બદલાઈ ૨૫ સભ્યોનું બોર્ડ સ્થપાયું. તેમાં ૨૦ પ્રજાનિયુક્ત હતા અને ૫ સરકારનિયુક્ત હતા.

ઇ. સ ૧૮૮૩ના માર્ચ સુધી, જિલ્લાના કલેક્ટરને સરકાર આ શહેરની સુધરાઈના પ્રમુખ નીમતી. ત્યારપછી પ્રજામાંથી

આનગી ગૃહસ્થને પ્રમુખ તરીકે સરકાર પોતે જ નીમતી તે પ્રમાણે સરદાર રા. બ. બહેચરદાસ વિહારીદાસ દેસાઈ (૧૮૮૬–૮૮), ત્યારપછી શ્રી મોતીભાઈ રૂપનાથજી પડ્યા (૧૮૮૮–૯૬), અને ત્યારપછી સરદાર પુરુષોત્તમદાસ બિહારીદાસ દેસાઈને (૧૮૯૭-૧૯૦૧) અનુક્રમે સરકારે પ્રમુખ તરીખે નીમેલા. પછીથી રા. સા. ભગવાનદાસ ગિરધરદાસ દેસાઈને પણ સરકારે નીમ્યા હતા.

ઇ. સ. ૧૯૧૧ ના એપ્રિલથી સુધરાઇના સભ્યોની ભલામણ ધ્યાનમા લઇને સરકાર પ્રમુખની નીમણુંક કરતી. તે અનુસાર નીચેના મામલતદારો અનુક્રમે સુધરાઈના પ્રમુખ થયા હતા. શ્રી ત્રિકમલાલ પી. લાખિયા, શ્રી લાલભાઇ પટેલ, શ્રી છોટાલાલ નાથાલાલ જોષી. ત્યારપછી શ્રી ગિરધરદાસ મંગળદાસ દેસાઇ (૧૯૧૫–૧૮) બોર્ડની ભલામણથી સરકારે પ્રમુખ તરીકે નીમ્યા હતા.

ઇ. સ. ૧૮૮૩ સુધી સરકારે બારોબાર જે કલેક્ટરોને પ્રમુખ તરીકે હોદ્દાની રુએ નીમ્યા હતા, તેમાં શ્રી બેરિફલ, શ્રી વુડવર્ડ, શ્રી વિલ્સન, શ્રી ગ્રાન્ટ તથા શ્રી કેનેડી સાહેબ હતા. અને ત્યારપછી તે જ પ્રમાણે જે મામલતદારોને સરકારે પોતે જ નીમ્યા હતા તે પ્રમુખોમાં શ્રી મણિલાલ ચુનીલાલ દેસાઇ, શ્રી મણિલાલ એન. મહેતા તથા શ્રી કેશવલાલ ગિરધરલાલ પરીખ હતા.

ઇ. સ. ૧૯૧૮માં સરકારે છાપેલા અધિકાર પ્રમાણે સુધરાઈના સભ્યોએ ચૂંટી કાઢેલા આજ સુધીના પ્રમુખોની નામાવલી નીચે મુજબ છે:– શ્રી ગોકળદાસ ડી. તલાટી ( ૧૯૧૮–૨૦ અને ૨૨ ) શ્રી ત્રિકમલાલ સાંકળચંદ પરીખ, શ્રી દાદુભાઈ પુરુષોત્તમદાસ દેસાઈ, દિ. બ. ચીમનલાલ મહેતા, શ્રી ચુનીભાઇ ઉમેદભાઈ પટેલ, રા. બ. સોમાભાઈ મોતીભાઇ શાહ, શ્રી વિઠ્ઠલદાસ પી. દેસાઈ, શ્રી રણછોડદાસ પી. પટેલ, શ્રી બાબુભાઇ ભીખાભાઈ દેસાઈ, શ્રી ચંદુલાલ રણછોડલાલ, શ્રી કાળીદાસ કલ્યાણભાઇ, શ્રી રણછોડલાલ

ચુનીલાલ શાહ, શ્રી કાળીદાસ કલ્યાણભાઈ પટેલ, ડૉ. બાલુભાઇ હરિશંકર ભટ્ટ શ્રી જશભાઇ પુરુષોત્તમદાસ દેસાઇ, શ્રી બાલુભાઇ શામળદાસ પટેલ અને શ્રી વિઠ્ઠલદાસ પી. દેસાઈ.

મ્યુનિસિપાલિટીના વિકાસ સાથે આવકનાં સાધનો વધ્યાં, અને ખર્ચ પણ વધ્યું તેનો નકશો નીચેના આંકડા પરથી જણાઇ આવશેઃ—

| સાલ | આવક (રૂપીઆમાં) | જાવક (રૂપીઆમાં) |
|---|---|---|
| ૧૮૬૬–૬૭ | ૯૨૪૨ | ૩૫૫૧ |
| ૧૮૭૦–૭૧ | ૧૦૬૧૭ | ૧૧૮૩૧ |
| ૧૮૭૫–૭૬ | ૧૪૯૦૨ | ૧૮૦૪૬ |
| ૧૮૮૦–૮૧ | ૨૧૭૬૦ | ૨૫૬૭૦ |
| ૧૮૮૫–૮૬ | ૨૯૮૦૬ | ૨૦૬૬૮ |
| ૧૮૮૬–૮૭ | ૨૬૬૯૨ | ૨૯૨૨૩ |
| ૧૮૯૧–૯૨ | ૩૭૬૧૨ | ૪૮૮૦૯ |
| ૧૮૯૬–૯૭ | ૫૪૩૧૭ | ૬૨૭૩૩ |
| ૧૯૦૧–૦૨ | ૪૦૩૬૦ | ૪૮૪૪૭ |
| ૧૯૦૬–૦૭ | ૭૨૯૬૯ | ૬૩૭૪૭ |
| ૧૯૧૧–૧૨ | ૭૪૬૭૨ | ૭૨૩૨૪ |
| ૧૯૧૬–૧૭ | ૮૮૪૦૦ | ૧૦૧૨૨૬ |
| ૧૯૨૧–૨૨ | ૧૦૫૬૬૪ | ૧૦૧૯૦૫ |
| ૧૯૨૫–૨૬ | ૧૪૦૮૨૯ | ૧૪૫૭૦૫ |
| ૧૯૩૯–૪૦ | ૨૦૧૯૨૮ | ૧૭૭૨૭૦ |
| ૧૯૪૨–૪૩ | ૨૨૫૩૨૧ | ૨૧૫૬૩૧ |
| ૧૯૪૭–૪૮ | ૫૨૧૪૮૬ | ૪૬૧૬૩૬ |
| ૧૯૪૮–૪૯ | ૬૦૮૯૭૬ | ૫૪૮૬૬૮ |

૧૯૪૮–૪૯માં સુધરાઇ પાસે ૨ લાખ, ૪૫ હજાર, ૧૫૬ રૂપીયા બેલન્સ છે.

ચાલુ વર્ષમાં શ્રી વિઠ્ઠલદાસ પી. દેસાઈના ઉત્સાહી પ્રમુખપણા હેઠળ નડિયાદમાં વોટરવર્કસની યોજના શરૂ થઇ છે. તેણે પુરજોશમાં અમલી રૂપ પકડયુ છે. અને એકાદ વર્ષમાનો ગામને વોટરવર્કસ મારફતે પાણી પૂરું પડશે તેવી ખાતરી છે. તેનો તથા ડ્રેઇનેજનો મળીને અંદાજી ખર્ચ આશરે ૨૯,૫૦, ૮૮ રૂપીયા છે.

આ રીતે આંકડા જોતાં આપણને માલમ પડે છે કે સુધરાઇએ પ્રસંગ પડયે આવક કરતાં પણ વધારે ખર્ચ લોકહિત માટે કર્યો છે, અને મક્કમ પગલે સબળ રીતે તે વિકાસને માર્ગે આગળ વધતી ચાલી છે.

સામાજિક તંદુરસ્તી માટે સુધરાઇ તરફથી ઇ. સ ૧૮૬૬માં નડિયાદમાં ભાવસારવાડમાં અંગ્રેજી પદ્ધતિ પ્રમાણે દવા આપતું દવાખાનું ખોલવામાં આવ્યું. ઈ સ. ૧૮૭૦માં હાલમાં છે તે અમદાવાદી બજારમાં આવેલા સુધરાઈના દવાખાનાનું મકાન બંધાવવામાં આવ્યું. ઈ.સ. ૧૯૧૦ સુધી સરકારના સબ એસિસ્ટન્ટ સર્જન આ દવાખાનામાં ડોકટર તરીકે રહેતા હતા. પછી સુધરાઇએ પોતાના ખાનગી ડોકટર નીમવાનું શરૂ કર્યું, પણ તે અનુકૂળ ન આવવાથી ફરી પાછો બોર્ડ પહેલાંની પ્રથા પ્રમાણે નીમણુક કરવાનો ઠરાવ કર્યો ઇ. સ. ૧૯૨૬ માં આ બદલ તે ડોકટરના પગાર પેટે સુધરાઇ સરકારને દર વર્ષે ૨૮૮૦ રૂા. આપતી આ દવાખાનાને સરકાર તરફથી ૧૯૨૬ સુધીમાં ગ્રાન્ટ મળી ન હતી પણ લોકલ બોર્ડ તરફથી દર વર્ષે રૂા ૪૦૦ ગ્રાન્ટ મળતી. સ્ત્રીઓ માટે પણ મિડવાઈફની નીમણુંક કરવામાં આવે છે. નડિયાદના સુપ્રસિદ્ધ શહેરી શ્રી હરિદાસ વિહારીદાસ દેસાઈના નામથી તે હોસ્પીટલનું મકાન બંધાવવા રૂા. ૨૫ હજાર દાનમાં મળેલા હતા.

ઇ. સ. ૧૮૮૯માં પ્રથમ વાર જાનવરોનું દવાખાનું સુધરાઈ તરફથી ખોલવામાં આવ્યું. તે પ્રથમ જૂની દિવાની કોર્ટના કંપાઉન્ડમાં

હતુ. ઈ સ ૧૮૯૨માં સરદાર રા. બ બહેચરદાસ બિહારીદાસ દેસાઈ તથા તેમના બંધુઓએ પોતાને ખર્ચે સુધરાઈની જમીન ઉપર ત્રીજ ભાગોળે અત્યારે છે તે જાનવરોનું દવાખાનુ બંધાવી આપ્યુ છે.

ઈ. સ. ૧૯૨૬ સુધીમાં સુધરાઈને હસ્તક ૩૦ કૂવા અને ૧૧ તળાવ હતાં. તેમાંથી ૬ કૂવા હરિજનો માટે ખાસ ઈનાયત રાખવામાં આવ્યા હતા.

ઈ. સ ૧૮૮૭માં નામદાર વિક્ટોરિયા રાણીની ૫૦ વર્ષની જ્યુબિલીના પ્રસંગે કડવીર તળાવની પાસે સુધરાઈએ બાગનો પાયો નાંખ્યો. ઈ. સ ૧૯૨૬ સુધીમાં તો તે ખૂબ વિસ્તાર પામ્યો અંદર જલના શીતલ કણ વર્ષાવતા ફૂવારાની, વેનાઓની, બાંકડાની વગેરે વ્યવસ્થા કરવામાં આવી. તે બાગ પાછળ સુધરાઈ દર વર્ષે આશરે ૧૦૦૦ રૂપીઆ ખર્ચે છે. અને ફૂલ વગેરેના વેચાણમાંથી દર વર્ષે તે બાગમાંથી ૪૯૦ રૂા ની ઉપજ થાય છે.

ઈ સ. ૧૮૯૦ના ફેબ્રુઆરી માસમાં મુંબઈના ગવર્નર ખેતીવાડી પ્રદર્શન ખુલ્લુ મુકવા નડિયાદ આવ્યા હતા. ત્યારે તેમાં સુધરાઈએ ૫૦૦, રૂા ની ગ્રાન્ટ આપી હતી

ઈ. સ ૧૯૦૫માં પ્લેગ ફાટી નીકળ્યો હતો, તેની સમે પગલાં લેવા બાબત પણ સુધરાઈએ થોડી રકમ ખર્ચી હતી

જ્યારથી નેટિવ જનરલ લાયબ્રેરી (શ્રી કિરપારામ પંડ્યા હોલ) શ્રી દોલતરામ પંડ્યાએ બાંધી આપી, ત્યારથી તેના નિભાવ માટે સુધરાઈ ૨૪૦ રૂપીઆની ગ્રાન્ટ આપતી આવી છે, તે ઠેઠ તે લાયબ્રેરી ચાલુ રહી ત્યાંસુધી-લગભગ ૩૦-૩૫ વર્ષ સુધી ગ્રાન્ટ અપાઈ છે.

ઈ. સ. ૧૮૪૭-૪૮માં સુધરાઈએ નીચે જણાવેલી સંસ્થાઓને સાથે જણાવ્યા પ્રમાણે ગ્રાન્ટ આપી પોતાની ફરજ બજાવી છે –

| સંસ્થા | આન્ટની રકમ ( રૂપીયામાં ) |
|---|---|
| સમજુલક્ષ્મી પ્રસૂતિગૃહ | ૩૦૦, |
| મહા ગુજરાત આયુર્વેદિક કોલેજ | ૫૦ , |
| જાનવરનું દવાખાનું | ૭૦૦ |
| દેશી નામાનો વર્ગ | ૧૦૦, |
| ડાહીલક્ષ્મી પુસ્તકાલય | ૭૫, |
| દલાલ વિઠ્ઠલદાસ સોમચંદ સાર્વજનિક વ્યાયામમંદિર | ૩૦૦, |
| શ્રી ફુલચંદ બાલમંદિર | ૨૦૦, |
| બહેરાં મૂંગાંની શાળા ( અમદાવાદ ) | ૧૦૦, |
| જે એન્ડ જે સાયન્સ કોલેજ | ૫૪૪૪, |
| કુલ, | ૭૫૨૦–૦–૦ |

સુધરાઈના ઇ સ ૧૮૮૬–૮૭ના રિપોર્ટમાં જણાવવામાં આવ્યું છે કે ગામમાં ખાસ કંઇ બજારો નથી અત્યારે તો અમદાવાદી બજાર, સલુણ બજાર ડભોણ બજાર, કુમરાવ બજાર એમ અનેક વિકસિત બજારો નજરે પડે છે, અને શહેરીઓની બધીજ જરૂરિયાતો પૂરી પાડવાની યોગ્યતા ધરાવે છે.

ઇ સ. ૧૮૮૬–૮૭ના વર્ષના રિપોર્ટ પરથી માલમ પડે છે કે સુધરાઈ તે સાલમાં પણ બળિયા ટાંકનાર અને તેના એક પટાવાળાનો ખર્ચ પાડતી પણ જન્મ મરણના આંકડા રાખનાર સામાન્ય નોકર હતો તેનું જુદું ખર્ચ પડયુ નથી. તે ખર્ચ જુદુ ૧૮૯૬–૯૭ થી પડતા માંડયુ ૧૮૮૬–૮૭ માં સામાન્ય પ્રાથમિક કક્ષાની હોસ્પિટલ ચલાવવામાં આવતી એવો ઉલ્લેખ મળી આવે છે. ઇ સ ૧૮૯૬–૯૭ માં રૂા ૨૫૩૮–૨–૫ ખાનગી દવાઓ ખરીદવામાં સુધરાઈએ ખર્ચેલા, અને સરકારી મેડીકલ સ્ટોરમાંથી રૂા ૧૨૭૨–૭–૯ ની દવાઓ લીધેલી ૧૮૯૬–૯૭ માં પણ જાનવરના દવાખાનાને સુધરાઈએ ૩૦૦) રૂા. ગ્રાન્ટ આપ્યાનો ઉલ્લેખ મળે છે.

૧૮૯૦ થી તે ગ્રાન્ટ ચાલુ થઈ હતી સુધરાઈએ જે હોસ્પિટલ બંધાવી તેની પાછળ ૧૮૮૬-૮૭ માં તેણે રૂા ૩૩૬૨-૪-૭ ખરચેલા.

આ ટૂંક હેવાલ પરથી સુધરાઈએ કેવી સુંદર અને સ્થિર પ્રગતિ કરી છે તેનો આપણને ખ્યાલ આવ્યો. હવે તે નામને ટકાવી રાખવું હોય, ગામના નામને ઊજળું કરવું હોય, તો ટૂંકી, સંકુચિત, જ્ઞાતિના વાડામાં બંધાયલી દૃષ્ટિ ફગાવી દઈ મતદારોએ જ્ઞાનપૂર્વક, કેળવાયલા અને નાગરિકતાના ભાનવાળા સભ્યોને જ ચૂંટવા જોઈએ. અને સભ્યોએ પણ આ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાને ઉન્નત બનાવી, ગામનું શ્રેય હૃદયે રાખી, સાચા સ્વરાજ્યનાં ફળ નાગરિકોને ચખાડવાં જોઈએ.

## ૫-કેળવણીનો વિકાસ અને સંસ્થાઓ

એક સમય એવો હતો કે જ્યારે નડિયાદ સાક્ષરધામ ગણાતું. તે સમયે શ્રી મનસુખરામ, શ્રી ઝવેરીલાલ યાજ્ઞિક, શ્રી ગોવર્ધનરામ, શ્રી મણિલાલ નભુભાઈ, શ્રી દોલતરામ કૃપારામ પંડ્યા, શ્રી બાલાશંકર કંથારિયા વગેરે વિદ્વાનો અને સાહિત્યપ્રિય દિવાન શ્રીહરિદાસભાઈ જેવું સપ્તર્ષિમંડળ નડિયાદના આકાશમાં પ્રકાશતું હતું. ત્યારે ગુજરાતની સાક્ષરતા અને વિદ્યાવિલાસિતા ચરોતરને આંગણે દેદીપ્યમાન નડિયાદની તીર્થયાત્રાએ આવતી. કવિવર નાનાલાલ તે સમયના નડિયાદને જર્મનીના વીમર સાથે સરખાવે છે. તે વખતે નડિયાદના સાક્ષરોના અભિપ્રાય પર નવા લેખક કે કવિની કૃતિનો તોલ થતો. તેમના અભિપ્રાયની બોલબાલા હતી. નડિયાદના નાગરવાડાનો ઉચ્ચાર ઉચ્ચારશુદ્ધિની પરાકાષ્ઠા મનાતો.

પણ આ બધા વિદ્વાનો નડિયાદમાં પ્રગટ થયા ત્યાર પહેલાં પ્રાથમિક કેળવણીનાં મંડાણ કેવી રીતે થયાં, તેનો વિકાસ કેટલી

ધીમી ગતિએ થયો, તેની વીગતો તથા આંકડા, તેને માટે શહેરની સુધરાઇએ કરેલી જોગવાઈ વગેરે હકીકત રસપ્રદ તથા જ્ઞાનદાયી છે

## પ્રાથમિક કેળવણી

ઈ.સ ૧૮૫૦ના એક્ટ ન ૨૬ થી મ્યુનિસિપાલિટીઓ સ્થાપવાનો કાયદો બ્રિટિશ સરકારે કર્યો હતો. તે મુજબ નડિયાદ શહેરસુધરાઇની સ્થાપના ૧૬ મે ઈ.સ ૧૮૬૬માં થઇ હતી.

ત્યાર પહેલાં તો ગામમાં પડ્યાઓની શાળાઓમાં કેળવણી અપાતી વિદ્યાર્થીઓ ગુરુની પાસે જઈ, કોઈ મકાનના ઓટલા પર કે મંદિરના ચોગાનમાં, પંડ્યાજીના નાનકડા મકાનમાં કે તે વખતની તદ્દન સાદી ધર્મશાળામાં, પાટી અને ખડી લઈ શીખવા જતા. તે વખતે ગુરુ તથા ગુરુપત્ની તરફ માનદષ્ટિ અને તેમની સેવા, નમ્રતા અને અસ્તિકયબુધ્ધિ, કેળવણી શરૂ કરતા પહેલાં થતી પ્રાર્થના અને ગુરુજીના ઘરનું કામકાજ—આ સઘળુ કેળવણીનું એક અગત્યનુ અગ મનાતું અભ્યાસક્રમમાં આંક, પનાખાં, ગણિત, વાચન, લેખન તથા મુખપાઠ પર ખાસ ભાર મૂકવામાં આવતો હતો. ફી તરીકે પૈસા લઈ જવામાં આવતા નહિ પણ દરેક નિશાળિયો પોતાને ત્યાંથી દાણા લાવતો અગિયારશ, પૂર્ણિમા, દિવાળી, રામનવમી, જન્માષ્ટમી વગેરે પર્વના દિવસે એ તથા વારતહેવારે તો પંચિયાં વગેરે વસ્ત્રો તથા જાતજાતના દાણાથી પંડ્યાજીને સારી આવક થતી તે ઉપરાંત કેરીગાળામાં કેરીઓ, અને બીજી ઋતુઓમાં તે તે ઋતુનાં ફળ—જાબૂ, સીતાફળ, રામફળ, ગુદાં, રાંયણા વગેરે પણ ગુરુજીને, ગુરુપત્નીને તથા તેમનાં બાળકોને મળતાં ગુરુને ત્યા પુત્ર કે પુત્રીનું જનોઇ કે લગ્નપ્રસગ હોય, ત્યારે આ જાતની દાનદક્ષિણાનું કે ભેટનુ પ્રમાણ અનેકગણુ વધી જતુ અને અક્ષરજ્ઞાન આપનાર, નિઃસ્વાર્થ સમાજસેવા કરનાર, અકિંચન બ્રાહ્મણને કોઇ પણ પ્રકારની મુશ્કેલી અનુભવવી પડતી નહિ.

ઈ. સ. ૧૮૨૬ માં બ્રિટિશ સરકારે પ્રાથમિક શાળાની શરૂઆત કરી. ત્યારે અને ત્યાર પછીના સમયમાં દેસાઈવગાના ભાઉસાહેબના કુટુંબના પૂર્વજ શ્રી વિહારીદાસ અજુભાઈ દેસાઈને પોતાનાં બાળકોને અંગ્રેજી કેળવણી આપવાની જરૂરિયાત બહુ મોટી લાગી. ખાનગી ભણતરની વ્યવસ્થા કરવી તે કરતાં તેમને પોતાના કુટુંબના બાળકો માટે અંગ્રેજી શાળા કાઢવાનું વધારે યોગ્ય લાગ્યું. પરિણામે તેમાં ગામનાં બીજાં બાળકો પણ કેળવણી લઈ શકે તે લાભ-સ્વાર્થ સાથે પરમાર્થ સધાયાનો સંતોષ પણ મળ્યો. એટલે નડિયાદમાં શ્રી વિહારીદાસ અજુભાઈ દેસાઈ તરફથી ઈ. સ. ૮૮૬ માં અંગ્રેજી હાઈસ્કૂલ સ્થપાઈ.

ઈ. સ. ૧૮૮૫ પહેલાં નડિયાદની કેળવણીની વ્યવસ્થા લોકલ બોર્ડ તરફથી કેળવણી ખાતાના સરકારી અમલદારો કરતા. તેમાં જે ફીની આવક થતી તે લોકલ બોર્ડને મળતી. અને સઘળુ ખર્ચ પણ લોકલબોર્ડ આપતી. ઈ. સ. ૧૮૮૪ માં ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપલ ઍક્ટ થયો, અને તે મુજબ પહેલી જ વખત મ્યુનિસિપલ હદની અંદર પ્રાથમિક કેળવણીની સઘળી જવાબદારી શહેરસુધરાઈને માથે નાંખવામાં આવી. તેને માટે જે ખર્ચ થાય તેનો ⅓ ભાગ સરકારે આપવાનું ઠરાવ્યું હતું. તેને 'કૉન્ટ્રૅક્ટ ગ્રાન્ટ' કહેવામાં આવતી, કારણ કે પાંચ વર્ષ સુધી તે ગ્રાન્ટ પેટે નક્કી કરેલી રકમમાં કાંઈ પણ વધઘટ કરવામાં આવનાર ન હતી. પણ ઈ સ. ૧૮૮૫ના ઓક્ટોબરની ૨૯મી તારીખના સરકારના ઠરાવ નંબર ૧૯૩૮ થી એવું નક્કી કરવામાં આવ્યું કે 'કૉન્ટ્રાક્ટ ગ્રાન્ટ'માં જેમનો સમાસ થાય છે તે શાળાઓ ઉપરાંત મ્યુનિસિપાલિટી જો નવી શાળાઓ સ્થાપે, તો તેમને માટે સરકારને યોગ્ય જણાય તેટલી રકમ ગ્રાન્ટ-રૂપમાં વધારે આપવી. ઈ સ. ૧૯૦૩-૪ સુધી ખર્ચના ⅓ જેટલી ગ્રાન્ટ મળતી; ત્યાર પછીથી સરકાર તરફથી અડધી રકમ ગ્રાન્ટ તરીકે મળે છે.

ઇ સ ૧૮૮૬-૮૭માં નડિયાદની પ્રાથમિક શાળાઓની સ્થિતિ નીચે પ્રમાણે હતી.–

ગુજરાતી છોકરાઓની સ્કૂલ ૪ હતી, ઉર્દૂ છોકરાઓની સ્કૂલ ૧ હતી, અને ગુજરાતી કન્યાશાળાઓ બે હતી તેમાં બધામાં થઈને વિદ્યાર્થીઓની કુલ સંખ્યા ૧૫૦૯ હતી આ સિવાય બે ખાનગી શાળાઓ ચાલતી, જેમાં ૬૬૪ વિદ્યાર્થીઓ હતા. સરકારી હાઇસ્કૂલમાં ૩૪૪ વિદ્યાર્થીઓ હતા, અને બીજી બે ખાનગી અંગ્રેજી સ્કૂલોમાં ૭૦ વિદ્યાર્થીઓ હતા તે ઉપરાંત બે ખાનગી સંસ્કૃત પાઠશાળાઓ ચાલતી, જેમાં ૬૫ વિદ્યાર્થીઓની સંખ્યા હતી. બે ખાનગી ઉર્દૂ સ્કૂલો ચાલતી, જેમાં ૬૦ વિદ્યાર્થીઓ ભણતા હતા.

તે શાળાઓના બોધદાયક વીગતવાર આંકડા નીચે મુજબ છેઃ–

| શાળાનુ નામ | વિદ્યાર્થીઓની સંખ્યા | સરેરાશ હાજરી |
|---|---|---|
| અંગ્રેજી સરકારી હાઇસ્કૂલ | ૩૪૪ | ૨૯૨-૫ |
| ગુજરાતી મેઇન સ્કૂલ-૧ | ૩૮૫ | ૩૮૬-૭૯ |
| ગુજરાતી બ્રાન્ચ સ્કૂલ-૨ | ૫૫૦ | ૨૬૫-૫૩ |
| ગુજરાતી બ્રાન્ચ સ્કૂલ-૩ | ૪૪૭ | ૩૩૮-૧ |
| ઉર્દૂ સ્કૂલ | ૧૦૪ | ૫૯-૫૫ |
| કન્યાશાળા | ૧૯૨ | ૮૬-૨ |
| કન્યાશાળા–બ્રાન્ચ | ૬૦ | ૩૫ ૬ |

ઉપરના આંકડા પરથી એટલું જણાઈ આવે છે કે ઇ. સ. ૧૮૮૬-૮૭માં ઉર્દૂ સ્કૂલમાં મુસલમાન વિદ્યાર્થીઓની તથા કન્યાશાળામાં વિદ્યાર્થીનીઓની સરેરાશ હાજરી ઓછી હતી, અને તેમની નિયમિત હાજરી માટે માબાપ ઓછી દરકાર રાખતાં.

આ સાથે એટલું પણ જાણવાની જરૂર છે કે ૧૮૯૧-૯૨ના વસ્તીગણતરીના રિપોર્ટ મુજબ તે સમયે નડિયાદની વસ્તી ૨૮ હજાર, ૩૦૪ માણસોની હતી.

ઇ. સ. ૧૮૯૭માં ગુજરાતી શાળાઓમાં કુલ ૧૩૦૧ વિદ્યાર્થીઓ હતા. ઉર્દુ સ્કૂલમાં ૧૪૦ ની સંખ્યા હતી, તથા કન્યાશાળાઓમાં ૩૮૧ ની સંખ્યા હતી, અર્થાત્ પ્રાથમિક કેળવણી લેનાર બાળકોની કુલ સંખ્યા તે વર્ષમાં ૧૭૭૨ હતી.

ઇ. સ. ૧૯૨૬ માં પ્રાથમિક કેળવણીની પરિસ્થિતિ નીચે મુજબ હતી :–

| શાળા | શાળાની સંખ્યા | વિદ્યાર્થીઓની સંખ્યા |
|---|---|---|
| છોકરાઓની ( ગુજરાતી ) | ૮ | ૨૦૨૦ |
| છોકરીઓની ( ,, ) | ૩ | ૭૭૭ |
| છોકરાઓની ( ઉર્દુ ) | ૨ | ૨૭૫ |
| છોકરીઓની ( ,, ) | ૩ | ૨૦૩ |
| કુલ | ૧૬ | ૩૨૭૫ |

તે ઉપરાંત અંગ્રેજી શાળાઓમાં ૧૦૦૭ વિદ્યાર્થીઓ ઇ. સ. ૧૯૨૬માં ભણતા હતા. ખાનગી સંસ્થાઓમાં ૩૨ શિષ્યાઓ તથા ૧૫ શિષ્યો, અને એમ. ઇ. મિશનની શાળામાં ૧૨૨ વિદ્યાર્થીઓ ભણતા હતા. તે વર્ષમાં કુલ ભણનારની સંખ્યા ૪૪૬૧ હતી.

પહેલાંના વખતમાં એસિસ્ટન્ટ શિક્ષકને માસિક પગાર ૨) રૂપીઆથી ૭) રૂા–સુધીનો હતો, અને ૭) રૂા. માસિક પગાર મહેતાજીને મળતો. લાયકાત મુજબ આગળ વધતાં, પગારનો છેલ્લો ગ્રેઇડ ૬૦) સુધીનો હતો. ઇ. સ ૧૯૨૬ માં અનક્વોલીફાઇડ શિક્ષકને ૨૦) રૂા. નો પગાર, અનટ્રેઇન્ડ શિક્ષકને રૂા. ૨૫) નો પગાર, ફર્સ્ટ ઇયર શિક્ષકને ૩૦) રૂાનો પગાર, બીજા વર્ષ સુધી ટ્રેઇન્ડ શિક્ષકને ૩૫) રૂા. નો, ત્રીજા વર્ષ સુધી ટ્રેઇન્ડ શિક્ષકને ૪૦) રૂા. નો પગાર મળતો હતો, અને સુપરવાઇઝરનો ગ્રેઇડ ૭૫) રૂા. નો હતો. ઇ. સ. ૧૯૨૬ માં ૧૬ મ્યુનિસિપલ શાળાઓ હતી. તેમાં કુલ ૧૧૩ શિક્ષકો

હતા. તેમાંથી ૧૦૪ પુરુષો અને ૯ શિક્ષિકાઓ હતી કુલ ટ્રેઈન્ડ શિક્ષકો ૧૭ હતા, મેટ્રિક પાસ થયેલા ૨ હતા, વર્નાક્યુલર ફાઈનલ પાસ થયેલા ૩૧ હતા અને ૩ શિક્ષકો અનક્વોલિફાઇડ હતા તે વર્ષમાં મ્યુનિસિપાલિટીને પ્રાથમિક શાળાઓ ખાતે ૫૩ હજાર ૩૫૦ રૂપીઆ ખર્ચ થયો હતો, જેમાથી ૩૮ હજાર, ૯૪૮ રૂ છોકરાઓની શાળાઓ ખાતે અને ૧૪ હજાર, ૪૦૨ રૂપીઆ કન્યાશાળાઓ ખાતે ખર્ચ થયો હતો વળી તેમાં શિક્ષકોના પગારના ૩૭ હજાર ૬૭૬ રૂપીઆ ખર્ચાયેલા, અને પેન્શનના ૪૦૫૯ રૂપીઆ ખર્ચાયેલા હતા. ૧૧ હજાર ૬૧૫ રૂપીઆ શિક્ષણસાહિત્ય પાછળ અને પરચુરણ ખાતે વપરાયા હતા.

ઇ. સ ૧૯૪૭–૪૮ માં, ૩૧–૩–૧૯૪૮ ના રોજ, છોકરાઓની સખ્યા પ્રાથમિક શાળાઓમાં ૨૬૩૨ હતી, છોકરીઓની સખ્યા ૧૭૯૭ હતી, મદદ અપાતી શાળાઓમાં ૪૪૩ છોકરાઓ તથા ૨૧૧ છોકરીઓ ભણતી હતી. આમ કુલ સખ્યા ૫૦૮૩ની હતી તેને આગલે વર્ષે ૧૯૪૬–૪૭માં ૪૯૮૬ ની કુલ સખ્યા હતી.

ઇ. સ. ૧૯૪૬–૪૭માં કુલ સખ્યામાંથી ૧૯૯ મુસલમાન છોકરા હતા, ૧૯૨ મુસલમાન છોકરીઓ હતી, ૮૮ હરિજન બાળકો હતા, અને ૮ હરિજન બાળાઓ હતી. ઈ સ ૧૯૪૭–૪૮ માં કુલ સખ્યામાંથી ૫૩૫ મુસલમાન વિદ્યાર્થીઓ હતા (જેમાં ૨૩૦ મુસલમાન છોકરીઓનો સમાવેશ થઈ જાય છે), અને ૧૦૭ હરિજન બાળકો હતા (જેમાં ૧૨ હરિજન બાળાઓનો સમાવેશ થઇ જાય છે)

આ રીતે જોતાં ઇ. સ ૧૯૪૭–૪૮માં કુલ વસ્તીના પ્રમાણમાં ૧૧ ટકા બાળકો પ્રાથમિક કેળવણી લેતાં હતા, જ્યારે તેના આગના વર્ષનું પ્રમાણ ૧૦.૭ ટકા હતુ

ઈ સ, ૧૮૯૭–૯૯ માં પ્રાથમિક શાળાઓ બાબતમા મ્યુનિસિપાલિટીએ રૂ. ૮૭/૦–૨–૩ ખર્ચ કરેલુ ઈ.સ ૧૮૯૯–૧૯૦૦ માં તે જ બાબત પર મ્યુનિસિપાલિટીનો ખર્ચ રૂ. ૧૮/૨૧–૬–૯ હતો. ઈ. સ. ૧૯૦૫ મા ત્રણુ નવી શાળાઓ ખોલી તે વર્ષનો પ્રાથમિક શાળાઓ બાબતનો ખર્ચ મ્યુનિસિપાલિટીને રૂ ૧૦૯૯૧–૧૦–૯ થયો હતો ઇ સ. ૧૯૪૬–૪૭ મા તે જ બાબતસર મ્યુનિસિપાલિટીને ૧,૮૧,૯૬૫ રૂપીઆ ખર્ચ થયો હતો, અને તેના પછીના વર્ષમાં ઈ. સ. ૧૯૪૭–૪૮ માં ૧,૪૧,૩૫૪ રૂપીઆ મ્યુનિસિપાલિટીએ ખર્ચ્યા હતા

શ્રી મણિલાલ નભુભાઇ દ્વિવેદી તેમના જીવનના પાછના ભાગમાં નડિયાદ મ્યુનિસિપાલિટીની સ્કૂલ બોર્ડના સભ્ય હતા તે નોધવા જેવી બાબત છે.

ઈ. સ. ૧૯૦૯ થી ૧૯૧૭ ના અરસામાં શ્રી તાતાસાહેબ (શ્રી ગિરધરદાસ વિહારિદાસ દેસાઇ) મ્યુનિસિપાલિટીના પ્રમુખ અને સ્કૂલ બોર્ડના ચેરમેન હતા તેમના અમલ દરમ્યાન તે દરેક પ્રાથમિક શાળાની મુલાકાત લેતા, શિક્ષકોને પ્રોત્સાહન આપતા, સહાનુભૂતિથી અને કુશાગ્રતાથી કામ કરાવતા, અને ઉત્સાહથી પોતાની ફરજ જવાબદારીના ભાનપૂર્વક બજાવતા. તેમના વખતમા શાળાઓમાં સંગીત, ઉદ્યોગ, ભરતગુથણુ તથા શીવણુ, સુથારીકામ, લુહારીકામ, દરજીકામ વગેરે દાખલ કરવામાં આવ્યુ હતું. આ ક્ષેત્રમાં તેમની સેવા નડિયાદના ઇતિહાસમાં નોધપાત્ર છે.

શ્રી ફૂલચંદ બાપુજી શાહની સ્મૃતિમાં તેમના નામ સાથે જોડાયલુ બાલમદિર ૧૯૩૫ના અરસામાં બાળકેળવણીકાર શ્રી ગિજુભાઈ બધેકાએ ખુ લુ મુકયુ . તે અત્યારે મઢીના મહાદેવ પાસે પંડ્યાની ધર્મશાળામાં ચાલે છે

## માધ્યમિક શિક્ષણ

**સરકારી હાઇસ્કુલ**—ઇ સ ૧૮૫૬ માં મે માસની ૨૫ મી તારીખે એ શાળા શરૂ કરવામાં આવેલી, તે વખતે તેમાં માત્ર ૪ વિદ્યાર્થીઓ હતા વિદ્યાથીને માસિક ફી માત્ર ૩ આના આપવી પડતી. તેના આચાર્ય શ્રી વિષ્ણુપત નરોપત હતા તેમને માસિક પગાર રૂા. ૪૦) મળતો તેમાંથી અડધો મુબઇ સરકાર આપતી, અને અડધો ખેડા જિલ્લા લોકલ બોર્ડ આપતી. નડયાદમાં તે વખતે કોઈ પણ બુક ડેપો ન હતી પરિણામે ગુજરાતી વિભાગના ઇન્સપેક્ટર સાહેબ છોકરાઓને પુસ્તકો મગાવી આપતા હતા, અને તેના પૈસા સરકારી તીજોરીમા જમે થતા.

ત્યાર પછી ૧૬-૨-૧૯૫૮ ના રોજ બીજા આચાર્ય શ્રી મનસુખરામ નરસિહદાસની નીમણૂક કરવામાં આવી. ૧૮૫૭ ના અતમા વિદ્યાર્થીઓની સખ્યા વધીને ૧૭ ની થઇ, શાળાનો વહીવટ એક સ્કૂલ કમિટી ચલાવતી તે વખતે માત્ર ચાર ધોરણો જ ચાલતા ચોથા ધોરણમાં પાસ થયેલા વિદ્યાર્થીઓને પ્રથમ કક્ષાનું સર્ટીફીકેટ મળતુ અને તેમને સરકારી નોકરીની નીચલી કક્ષાઓ માટે લાયક ઉમેદવાર ગણવામાં આવતા હતા. ત્રીજુ ધોરણ પાસ કરેલા વિદ્યાર્થીઓને બીજી કક્ષાનુ સર્ટીફીકેટ મળતુ હતુ.

શરૂઆતમાં શાળાનુ નામ 'નડિયાદ ઇગ્લીશ સ્કૂલ' હતુ. તા. ૧૨-૧૦-૧૯૫૮થી તેનુ નામ 'ગવર્નમેંન્ટ સુપિરિયર એન્ગ્લો-વર્નાક્યુલર સ્કૂલ' રાખવામાં આવ્યુ શાળાનો સમય સવારના ૧૦ થી સાંજના ૪ વાગ્યા સુધીનો હતે, અને ઊનાળામાં શાળાનો સમય સવારના ૭ાા થી ૧૧ વાગ્યાસુધીનો રહેતો શરૂઆતમાં માત્ર આચાર્ય જ કામ કરતા, શાળામાં કોઈ મદદનીશ શિક્ષક કે કારકૂન ન હતા પછી વિદ્યાર્થીઓની સખ્યા વધતાં ૩ મોનિટરોની નીમણૂક કરવામાં આવી. તેમને દરેકને માસિક ૯) રૂપીઆ પગાર મળતો હતો ઇ. સ. ૧૮૬૪ માં પહેલી જ વાર મદદનીશ શિક્ષકની નીમણૂંક થઇ. ઈ. સ.

૧૮૬૫ માં આચાર્ય, ૪ શિક્ષકો અને એક શાસ્ત્રી આટલા સ્ટાફ પર હતા. તે વખતે આચાર્ય તરીકે શ્રી યુ. એન. મહેતાજી નીમાયા હતા, અને તેમને પગાર માસિક રૂપીઆ ૨૦૦ મળતો હતો. ત્રણ મહીના પછી, માસિક ૨૫૦) રૂા. ના પગારથી શ્રી જી. ડી. કોઠારીની આચાર્ય તરીકે નીમણુક થઈ. ઈ. સ. ૧૮૬૬ માં શાળાની ફી વધારીને આઠ આના કરવામાં આવી, અને પ્રવેશિક ફી ૧૨ આના લેવામા આવતી. ૧૮૬૬ માં એક શિક્ષક સ્ટાફ પર વધ્યા. પણ હજી સુધી માત્ર ચાર ધોરણો જ હતાં આ વર્ષમાં શ્રી પી. બી. સરૈયા, જે શાળામાં જ શિક્ષક હતા તેમણે ખાનગી અભ્યાસ કર્યો, અને આ શાળામાથી મુબઈ વિદ્યાપીઠની મેટ્રિકની પરીક્ષામાં બેસી તે પરીક્ષા પાસ કરનાર પ્રથમ નીકળ્યા. પછી તે વર્ષે ૧૮૬૭માં પાંચ વિદ્યાર્થીઓને મેટ્રિક માટે મોકલવામાં આવ્યા હતા, જેમાંથી ૩ પાસ થયા.

ઈ. સ. ૧૮૬૮-૬૯ માં વિદ્યાર્થીઓની સખ્યા વધીને ૧૫૦ ની થઈ. ઈ. સ. ૧૮૭૧ માં શાળામાં વ્યાયામશાળા ઉમેરાઈ. તે જ વર્ષે શાળામાં મેટ્રિક સુધીનાં બધાંજ ધોરણો ખોલવામાં આવ્યાં, અને ૨૩ વર્ષની નાની ઉમ્મરના શ્રી જે. એ. દલાલ (એમ. એ.) ને આચાર્ય તરીકે નીમવામાં આવ્યા. તે જ વર્ષે ઈ. સ. ૧૮૭૧ માં શાળાનું નામ બદલીને 'નડિયાદ હાઈસ્કૂલ' રાખવામાં આવ્યુ. તે જ અરસામાં બ્રહ્મપોળમાં આ શાળાને અંગે એક બોર્ડિંગ ખોલવામાં આવી, જેમાં ૧૪ છાત્રો હતા. "તાં. ૫-૨-૧૮૭૨" થી શાળાનો સમય બદલીને ૧૦૫ થી ૪૫ સુધીનો કરવામાં આવ્યો. ૧૮૭૨માં ફીનું ધોરણ નીચે પ્રમાણે રાખવામા આવ્યું હતુઃ—

| | |
|---|---|
| ૧ લું તથા ૨ જું ધોરણ | ૦-૮-૦ |
| ૩ જું ધોરણ | ૦-૧૨-૦ |
| ૪ થું તથા પાંચમું ધોરણ | ૧-૦-૦ |
| છઠું તથા સાતમું ધોરણ | ૧-૮-૦ |

૧૮૭૨ માં જે શાળાએ મેટ્રિક પરીક્ષા માટે રીતસર વિદ્યાર્થીઓને મોકલ્યા. પણ આસપાસનાં ગામોમાંથી વિદ્યાર્થીઓની વધારે સંખ્યા આવતી હોવાથી, વાંદરા પોળમાં એક મકાનમાં બીજી બોર્ડિંગ ખોલી, જેમાં ૧૫ છાત્રો રાખવામાં આવ્યાં. શાળાનું મકાન પણ નાનું હતું; પરિણામે રા. બ. વિહારીદાસ અજુભાઈ દેશાઈની મદદથી હાલનું જૂનું મકાન ૧૮૭૬ માં અસ્તિત્વમાં આવ્યું. ૧૮૮૧-૮૨ માં વિદ્યાર્થીઓની સખ્યા વધીને ૨૮૫ ની થઈ, પણ ત્યાં સુધી એક પણ મુસલમાન વિદ્યાર્થી શાળામાં ન હતો. ચિત્રશિક્ષક, વ્યાયામ-શિક્ષક કે કારકૂન શાળામાં ન હતા. પરિણામે વર્ગ દીઠ એક શિક્ષક હતો, અને આચાર્યને પણ બહુ સખત કામ કરવું પડતું હતું. અનેક વાર માગણી કર્યા પછી, ખાતા તરફથી શાળાને ૧૮૮૩-૮૪ માં એક ગ્રેજ્યુએટ શિક્ષક મળ્યો અને ચિત્રશિક્ષક તથા વ્યાયામશિક્ષક પણ ઇ. સ. ૧૮૮૫-૮૬ માં મળ્યા. ૧૮૮૫ માં સંસ્કૃતની સાથે, સાથે ફારસી પણ શાળામાં બીજી ભાષા તરીકે દાખલ કરવાની જોગવાઈ ગઈ.

ઈ. સ. ૧૮૯૧ માં શાળાના મકાનનો વિસ્તાર કરવાની જરૂર પડી, અને પોતાના નામની તખ્તી મૂકવાની શરતે રા. બ. વિહારીદાસ અજુભાઈ દેશાઈએ ૧૦૦૦) રૂ.નું દાન કર્યું. ઈ. સ. ૧૮૯૨ માં રેલ્વે લાઈનની પાસે શાળાને ક્રીડાંગણ મળ્યું.

૧૮૯૫-૯૬ માં શાળામાં પ્રોત્સાહનને પરિણામે ૭ મુસલમાન વિદ્યાર્થીઓ તથા ૯ હરિજન વિદ્યાર્થીઓ હતા.

૧૮૯૬-૯૭ સુધીમાં બોર્ડિંગમાં ૨૩ છાત્રો થયા.

૧૮૯૭-૯૮ માં શાળામાં ૪૧૧ વિદ્યાર્થીઓ ભણતા હતા. તે જ વર્ષે આ શાળાના બોર્ડ-નિવાસી વિદ્યાર્થી શ્રી લલ્લુભાઇ ગોવિંદભાઇ પટેલ મેટ્રિકની પરીક્ષામાં આખા ઇલાકામાં પ્રથમ નંબરે આવ્યા અને શ્રી મહાસુખરામ અમીચંદ શાહ ઇલાકામાં ૧૧ મે નંબરે પાસ થયા.

૧૯૦૧ માં પ્લેગ, કોલેરા અને દુકાળને કારણે બોર્ડિંગમાં સંખ્યા ઘટી ગઇ, અને માત્ર ૪૩ છાત્રો રહ્યા. શાળામાં, પણ ૧૫૩ જ વિદ્યાર્થીઓ રહ્યા. ૭ વિદ્યાર્થીઓ પ્લેગથી ગુજરી ગયા. પણ ૧૯૦૩–૦૪ માં ફરી પાછી સંખ્યા ૩૨૩ ની થઇ ગઈ.

૧૯૦૨–૦૩ માં શાળા અમદાવાદ રમતગમત હરીફાઈમાં જોડાઇ, અને પ્રથમ વિજેતા બની ૧૮ ઇનામો જીતી ગઈ. તે જ વર્ષમાં શારીરિક તથા નૈતિક કેળવણી માટે કોરોનેશન ફંડ શરૂ થયું.

૧૯૧૦–૧૧ માં મુસલમાન વિદ્યાર્થીઓની સંખ્યા વધીને ૨૪ થઇ હતી.

૧૯૧૪ માં સરકારે બોર્ડિંગમાં એક ટ્યુબ કવો ખોદાવ્યો, પણ ૯૦૦ ફીટ કરતાં પણ વધારે ઊંડું ખોદાવ્યા છતાં પણ પાણી ખારું નીકળ્યું. છતાં હેન્ડ પંપ મૂકી તેનો ઉપયોગ કરવામાં આવતો. તે જ વર્ષે સરકાર તરફથી પર્યટન માટે ૫૦૦) રૂ. ગ્રાન્ટ મળતાં, વિદ્યાર્થીઓને ટૂકડીમાં આબુ તથા પાવાગઢ લઇ જવામાં આવ્યા.

૧૯૧૫–૧૬ મા અનાથ બેલ્જિયન છોકરાઓને મદદ કરવા શાળામાં વિદ્યાર્થીઓએ એક મનોરંજન કાર્યક્રમ ભજવ્યો હતો.

૧૯૧૭ માં શ્રી સી. સી. દેસાઈ જે હાલમાં હિંદી સરકારના વેપાર ખાતાના સેક્રેટરી છે અને જે આઇ. સી. એસ. થયા હતા, તે મુંબઈ ઇલાકામાં મેટ્રિકની પરીક્ષામાં બીજે નંબરે આવ્યા; અને શ્રી મગનભાઇ પ્રભુદાસ દેસાઈ જે હાલ શિક્ષણ અને સાહિત્યના તંત્રી છે અને વિદ્યાપીઠની દેખરેખ રાખે છે, તે આખા ઇલાકામાં ત્રીજે નંબરે પાસ થયા.

૧૯૨૦ શ્રી 'સ્વાશ્રય' નામનું હસ્તલિખિત માસિક શાળામાં વિદ્યાર્થીઓ ચલાવે છે.

શાળામાં શ્રી ગોવર્ધનરામ, શ્રી મણિલાલ નભુભાઈ શ્રી દોલતરામ કૃપારામ પંડ્યા, શ્રી હરિદાસ વિહારીદાસ દેસાઈ, શ્રી ગોપાળદાસ વિહારીદાસ દેસાઇ, શ્રી સી. એન. મહેતા, શ્રી ચુનીલાલ તારાચંદ દલાલ, શ્રી ગોવિંદભાઇ હાથીભાઈ દેસાઇ, તે વખતે નડિયાદમાં મોસાળમાં રહીને ભણતા શ્રી વિઠ્ઠલભાઈ પટેલ તથા તેમના નાનાભાઇ સરદાર શ્રી વલ્લભભાઈ પટેલ, શ્રી ગોકળદાસ દ્વારકાદાસ તલાટી, શ્રી દાદુભાઇ પુરુષોતમદાસ દેસાઈ, શ્રી સી. સી. દેસાઈ, તથા તેમના ભાઇ શ્રી એમ. સી. દેસાઇ (આઇ. સી. એસ., અલ્લાહાબાદના ડીસ્ટ્રીક્ટ જજ્જ) શ્રી મગનભાઇ પ્રભુદાસ દેસાઇ—આમ અનેક નામાંકિત પુરુષો પોતાના અભ્યાસ કાળ દરમ્યાન ભણ્યા છે, અને નડિયાદના તથા શાળાના નામને ઉજ્જવળ બનાવ્યું છે. શાળાનું શિસ્ત બહુ સુંદર હતું, અને અસહકારના સમયમાં પણ ત્યાંના ઘણા વિદ્યાર્થીઓ, કાઢી મૂકવાની બીકથી, નિયમિત રીતે શાળામાં જતા અથવા જવાનો પ્રયત્ન કરતા.

આ શાળામાં બહુ પ્રતિષ્ઠિત અને હોંશિયાર હેડમાસ્તરો પણ આવી ગયા છે, અને સંસ્થાની કારકીર્દિને પ્રોજ્જ્વલ બનાવવામાં પોતાનો ફાળો નોંધાવી ગયા છે. ઈ. સ. ૧૮૭૪ થી ૧૮૮૧ સુધી શ્રી ડી. ઇ. ગીમી આચાર્ય હતા. ૧૮૮૧ થી ૧૮૮૭ સુધી શ્રી આઇ. એમ. ભયાણી આચાર્ય હતા. ૧૮૮૭ થી ૧૮૯૧ સુધી શ્રી માધવલાલ હરિલાલ દેસાઇ આચાર્ય હતા. ૧૮૯૩ થી ૧૮૯૬ સુધી શ્રી કે. કે. કાપડિયા આચાર્ય તરીકે રહ્યા હતા. ૧૮૯૬ થી ૧૮૯૮ સુધી શ્રી એચ. કે. ભરૂચા આચાર્ય હતા. ૧૮૯૮ થી ૧૯૦૨ સુધી સંસ્કૃતના પંડિત અને વિદ્વાન, રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદિએ આચાર્યપદ શોભાવ્યું હતું. ૧૯૦૨ થી ૧૯૦૪ સુધી શ્રી દોરાબજી હીરજીભાઇ વાચ્છા આચાર્ય હતા. ત્યારપછી ૧૯૦૪ થી ૧૯૦૮ સુધી સંસ્કૃતના વિદ્વાન અને અદ્વિતીય ભાષાંતરકાર દિ. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે આચાર્યપદને વિભૂષિત કર્યું હતું. ત્યાર

પછી શ્રી હરિકૃષ્ણ ફકીરભાઈ ભટ્ટ (૧૯૦૮ ના જાન્યુઆરીથી ૧૯૦૮ ના ઑગસ્ટ સુધી), શ્રી જયચંદ કુબેરદાસ દલાલ(૧૯૦૦ થી ૧૯૧૮) શ્રી જીવાભાઇ ભીખાભાઇ મહેતા (૧૯૧૮ થી ૧૯૨૧), શ્રી દોરાબજી સાપુરજી નારાવાલા (૧૯૨૧–૨૮), રા. બ. બી જે. જી શાસ્ત્રી (૧૯૨૮–૩૨), શ્રી દ્વારકાદાસ મોતીચંદ દેશી (૧૯૩૨–૩૮), શ્રી ભોગીલાલ કે. પટવા (૧૯૩૮–૪૧), શ્રી આર એમ શાહ (૧૯૪૧–૪૨) અને ત્યારપછી શ્રી સી જે દલાલ, શ્રીગોલ્ડસ્મિથ આચાર્ય તરીકે કામ કરી ગયા છે.

ન્યૂ ઇંગ્લીશ હાઇસ્કૂલની સ્થાપના તા ૧–૪–૧૯૦૨ ના રોજ થઈ હતી. તેના સચાલક શ્રી છોટાલાલ ટી. શાહ બહુ કામેલ માણસ હતા. પોતે બહુ અગ્રેજી ભણ્યા ન હતા, પણ વ્યવહારકુશળતાથી તે બધા કામને પહોંચી વળતા. તેમના વખતમા ક્રીકેટમાં અને બીજી રમતગમતોની હરીફાઈમાં આ શાળાની બોલબાલા હતી. વિદ્યાર્થીઓ મજબૂત બાંધાના અને લાગાપહોળા હતા ત્યાર પહેલાં શ્રી ફરામજી પોતાની અગ્રેજી શાળા મોદી સાથમાથી ભાટવાડા તરફ જતાં, સાંથમાંથી મસીદ પાસે ધરાઇને આવતો રસ્તો જ્યાં મળે છે ત્યાં લાકડાંના પીઠાની સામેના મેડા પર ચલાવતા. પછી તે શાળા સ્ટેશન રોડ પર ખસેડવામાં આવી. તેમણે તે શાળા શ્રી મુનશીને વેચી, અને તે કોરોનેશન હાઇસ્કૂલના નામથી, અત્યારે જ્યાં સરસ્વતી હાઇસ્કૂલ બેસે છે એ થિએટર પાસેના શ્રી છોટાભાઇના મકાનમાં બેસતી. તે શાળા અસહકારના વખતમાં બંધ પડેલી તેનું મકાન સરસ્વતી હાઇસ્કૂલ માટે શ્રી માણેકલાલ શાહે ૧૯૨૭ માં ભાડે લીધુ. એટલે સરકારી હાઇસ્કૂલથી બીજે નંબરે, ઘણીવાર તેની સાથે હરીફાઇ કરતી, રમતગમતમાં તે વખતે નામ કાઢી ગયેલી, ન્યૂ ઇંગ્લીશ સ્કૂલ હતી. તેમા પણ ઘણા હોશિયાર આચાર્યો આવીને કામ કરી ગયેલા છે અત્યારે તે શાળા શ્રી ઠાકોરભાઇ છોટાભાઇ તથા પ્રિન્સિપાલ તરીકે વકીલ શ્રી અબાલાલ લલ્લુભાઈ પટેલ ચલાવે છે.

શાળામાં લગભગ ૮૦૦–૯૦૦ વિદ્યાર્થીઓની સંખ્યા છે.

શ્રી માણેકલાલ કહાનદાસ શાહે સરસ્વતી હાઈસ્કૂલની સ્થાપના તા. ૧૦–૬–૧૯૨૭ માં કરેલી. તે થિએટર પાસેના મકાનમાં બેસે છે. તેમાં પણ લગભગ ૬૦૦ વિદ્યાર્થીઓ કેળવણી લે છે.

ત્યાર પછી સને ૧૬–૬–૩૪ ના રોજ શ્રી મણિલાલ ઠાકરે 'અવર ઓન સ્કૂલ' શ્રી બાલાશંકરના ડહેલામાં શરૂ કરી. તેમાં પ્રથમ આચાર્ય તરીકે શ્રી શાંન્તિલાલ ઠાકર કામ કરતા હતા. તે શાળાનું ઉદ્‌ઘાટન તે વખતના ખેડા જીલ્લાના કલેકટર શ્રી જયકર સાહેબને હસ્તે થયું હતું. તેના મિડલ સ્કૂલના મકાનમાં, મોગલના કોટમાં હાલ જ્યાં શ્રી બાસુદીવાળા પબ્લિક હાઇસ્કૂલ બેસે છે તેમાં, ૧૯૩૪–૩૫ માં એક ચિત્ર પ્રદર્શન તથા આરોગ્ય પ્રદર્શન તે શાળા તરફથી ભરવામાં આવ્યું હતું, જેને પરિણામે શહેરની સુધરાઈએ તેને ગ્રાન્ટ પણ આપી હતી.

ઈ. સ. ૧૯૩૯માં શાળાનું નામ બદલી સીટી હાઈસ્કૂલ રાખવામાં આવ્યું. હાલ તેનું સંચાલન શ્રી સરસ્વતી હાઈસ્કૂલના સંચાલકો જ કરે છે. આ શાળામાં આશરે ૪૦૦ વિદ્યાર્થીઓ છે.

ન્યૂ ઇંગ્લીશ સ્કૂલના પ્રિન્સિપાલ શ્રી અંબાલાલ લલ્લુભાઈ પટેલે તા. ૧–૬–૧૯૩૯ ના રોજ ન્યૂ ઇંગ્લીશ સ્કૂલ ફોર ગર્લ્સ નામથી બેનોને હાઈસ્કૂલની કેળવણી લેવાની સગવડ મળે તે માટે એક શાળા શ્રી બાલાશંકરના ડેહેલામાં કાઢી છે. તેમાં પણ આશરે ૩૫૦ વિદ્યાર્થીનીઓ ભણે છે.

તા. ૩–૬–૧૯૪૩ ના રોજ તે વખતના ડીસ્ટ્રીક્ટ જજ શ્રી માધુભાઇ ચુનીલાલ કવીશ્વર સાહેબને હાથે શ્રી બાસુદીવાળા પબ્લિક હાઈસ્કૂલનું ઉદ્‌ઘાટન થયું. તેનું નામ નડિયાદના પ્રસિદ્ધ વેપારી શ્રી બાસુદીવાળા તરફથી શરૂઆતમાં ૧૫ હજારનું દાન મળવાથી, તેમના

નામ સાથે જોડવામાં આવ્યું હતું. પછી બીજાઓએ પણ તેમાં રકમ ભરી, અને કુલ ૨૭ હજાર રૂપીઆ થયેલા. શ્રી મોતીલાલ બાપુજી શાહ તથા શ્રી રમણલાલ મોતીલાલ પરીખે મૂળ આ શાળાની સ્થાપના કરેલી, અને પછીથી તેનો વહીવટ ખેડા ડીસ્ટ્રિક્ટ એજ્યુકેશન સોસાયટી, જેના પ્રમુખ રા. બ. સોમાભાઈ વકીલ હતા, તેમને સોંપી દીધો હતો. અત્યારે તેમાં પણ આશરે ૫૦૦-૬૦૦ વિદ્યાર્થીઓ ભણે છે.

આ પ્રમાણે માધ્યમિક કેળવણી લેતાં બાળકોની કુલ સંખ્યા ગામમાં આશરે ૩૦૦૦ હજારની છે. તેમાં આસપાસનાં ગામડાંમાંથી આશરે ૬૦૦ વિદ્યાર્થીઓ આવે છે.

આ ઉપરાંત નડિયાદના મિશન તરફથી એક પ્રાથમિકશાળા તથા એક મિડલ સ્કુલ ચાલતી હતી. તેમાં સુથારી, લુહારી વગેરે ઔદ્યોગિક કેળવણીની વ્યવસ્થા બહુ સુંદર હતી. તેમાં પણ આશરે ૧૫૦-૨૦૦ વિદ્યાર્થીઓ ભણતા હતા.

આ ઉપરાંત નડિયાદની કેળવણીની ઘરેડમાં નવી ભાત પાડી, પોતાની લાક્ષણિક મુદ્રા જો કોઈ કેળવણીની સંસ્થા અર્પતી હોય તો તે શ્રી વિઠ્ઠલકન્યા વિદ્યાલય. તે તદ્દન ઈલાયદી, સ્વપર્યાપ્ત સંસ્થા છે. શ્રી વિઠ્ઠલકન્યા કેળવણી મંડળ તા. ૧૨-૧૧-૧૯૩૩ માં સ્થપાયું હતું. તેનો હેતુ સરદાર પટેલના મોટાભાઈ, હિંદ ધારાસભાના એક વખતના પ્રમુખ, નામદાર શ્રી વિઠ્ઠલભાઈ પટેલનું યોગ્ય સ્મારક નડિયાદમાં ઊભું કરવાનો હતો. તે સંસ્થાનો સ્વતંત્ર અભ્યાસક્રમ લેડી વિદ્યાગૌરી નીલકંઠ, શ્રીમતી શારદાબેન મહેતા તથા શ્રી રામનારાયણ પાઠકે ઘડી આપ્યો હતો. પછી ૭ વર્ષ પછી તેમાં ઘટતા સુધારાવધારા શ્રી નરહરિભાઈ દ્વારકાદાસ પરીખે તથા શ્રી કિશોરલાલ ઘ. મશરૂવાળાએ સૂચવ્યા હતા. આ વિદ્યાલયનું ઉદ્ઘાટન ઈ. સ. ૧૯૩૪ માં મહાત્મા

ગાંધીજીને હાથે થયું હતું. તેમાં બધી જ બેનો છાત્રાલયમાં પાસે જે રહે છે. અભ્યાસક્રમમાં સાહિત્ય, કળા, ગૃહઉદ્યોગો અને સામાજિક પ્રવૃત્તિઓ પર ખાસ ભાર મૂકવામાં આવે છે. ત્યાં ભણતી બેનોની સંખ્યા આશરે ૧૫૦–૧૭૫ છે. તેમને રસોઇ, કપડાંની ધોલાઈ, સફાઇ બાગાયત વગેરે કામ જાતમહેનતથી કરવાની તાલીમ મળે છે. મોટે ભાગે તે સંસ્થા પર અંબેહકારના યુગના નેતાઓની અને રાષ્ટ્રસેવકોની ભારે અસર પડી છે. પરિણામે કન્યાઓ સ્વચ્છ, તંદુરસ્ત, સ્વાશ્રયી, નીડર ગૃહકાર્યકુશળ હોય છે. સંગીત, રંગોળી, ગરબા, રાસ વગેરેમાં તેમની નિપુણતા સારી હોય છે. આ સંસ્થાનાં આલેશાન મકાનો શ્રી સંતરામ મંદિરની પાછળ આવેલાં છે, અને રેલ્વેમાં મુસાફરી કરતા લોકોની નજરે પડે તેમ, શહેરની શોભામાં વૃદ્ધિ કરતાં, ઊભાં છે. તેના આચાર્ય તરીકે શ્રી દેસાઈભાઈએ બહુ વર્ષ કામ કર્યું છે.

## ઉચ્ચ કેળવણીની સંસ્થાઓ

મહાગુજરાત આયુર્વેદિક મેડિકલ કૉલેજ:–ઇ. સ. ૧૯૩૫–૩૬ માં મુંબઇ ધારાસભાની બેઠકમાં સુરતના સભ્ય શ્રી દહેલવી સાહેબે અમુક પ્રસંગમાં વૈદ્યોને 'ઊંટ–વૈદ્ય' લેખાવી વૈદ્યો કહ્યા. તે નડિયાદના વૈદ્ય શ્રી સુંદરલાલ નાથાલાલ જોષીને ખૂંચ્યું. તે બેની વચ્ચે પત્રવ્યવહાર થયો. સરકાર સાચા વૈદ્યો બનાવતી કૉલેજોને જરૂર ઉત્તેજન આપશે તેવી ખાતરી મળતાં શ્રી સુંદરલાલે તે દિશામાં પ્રવૃત્તિ શરૂ કરી. ખેડા જિલ્લા વૈદ્ય સભાના તે પ્રમુખ ચૂંટાયા, અને જિલ્લામાં ૧૩૫ સદ્વૈદ્યોની પરીક્ષા લઇ તેમને નોંધ્યા. પછી તેમની સમક્ષ શિક્ષણનો પ્રશ્ન આવ્યો. એટલે ઈ. સ. ૧૯૩૬–૩૭ માં નડિયાદમાં ગુજરાત પ્રાંત વૈદ્ય પ્રતિનિધિ પરિષદ બોલાવવામાં આવી. તેમાં પ્રમુખ શ્રી દાદુભાઈ પુરુષોત્તમદાસ દેસાઇ હતા. તેને પરિણામે મહાગુજરાત આયુર્વેદિક મેડિકલ સોસાયટી અને વિદ્યાપીઠની સ્થાપના થઈ. આયુ-

વાંદક મેડિકલ કૉલેજની સ્થાપના ઈ. સ. ૧૯૩૮ માં, સલુણ બજારમાં, શા. બ. છોટાભાઈની ધર્મશાળાને મેડે, થઈ. ૧૯૩૯ માં તેને ૧૦૦૦) રૂા. ગ્રાન્ટ મળી, અને ડીસેક્ષન માટે છૂટ પણ મળી. ૧૯૪૭ સુધીમાં તે કૉલેજમાંથી ૩૨ ગ્રેજ્યુએટો નીકળ્યા. ૧૯૪૫ સુધી તે કૉલેજના પ્રિંસિપાલ અને સોસાયટીના માનદ પ્રમુખ શ્રી સુંદરલાલ જોષી હતા. તેમણે આ સંસ્થાને ટકાવી રાખવા તનતોડ મહેનત કરી હતી. ઈ. સ. ૧૯૪૫ થી શ્રી માલવંકર દાદા પ્રમુખ તરીકે ચૂંટાયા. ૧૯૪૮ ની સોસાયટીની ચૂંટણીમાં નવું બોર્ડ ચૂંટાયું, અને તેમાં શહેરમાં આગેવાની ભરેલું કામ કરતા વકીલો તથા ડૉક્ટરોએ આ સંસ્થા ચલાવવાની સેવા માથે લીધી. આ કૉલેજ માટે મકાન બાંધવા રૂા. ૫૫૦૦૦) નું દાન સુણાવના શ્રી જોરાભાઈ શંકરભાઈના કુટુંબીઓએ આપ્યું છે, અને તે ખર્ચ પર ૫૦ ટકા ગ્રાન્ટ સરકાર આપશે. એટલે મકાન નજીકના ભવિષ્ય કાળમાં તૈયાર થઈ જવાની ખાતરી છે. ૧ લાખ અને બે હજારનું શ્રી ફૂનાબા પ્રસૂતિગૃહવાળું હૉસ્પિટલનું મકાન સોસાયટીને સોંપવામાં આવ્યું છે. વળી સોસાયટીને શ્રી પાર્વતીબાઈ ચુનીલાલ ટ્રસ્ટ તરફથી સાયન્સ પુસ્તકાલય લગભગ નવ હજારની કીંમતનું મળ્યું છે. કૉલેજ માટે ૪ વીઘાં જમીન જે. એન્ડ જે. સાયન્સ કૉલેજના મકાનની પાસેના ખેતરમાં જ છે. ૧૮૧ ચોરસવાર જમીન દવાખાનું ખોલવા માટે સરકારે મફત આપી છે. આ સંસ્થા તરફથી બે દવાખાનાં ચાલે છે, અને ૨૬ ખાટલાની વ્યવસ્થાવાળી હૉસ્પિટલ છે. એટલે આ કૉલેજનો ચડતીનો દિવસ હવે પાસે છે તેવું અનુમાન બાંધી શકાય છે.

## જે. એન્ડ જે. કૉલેજ ઑફ સાયન્સ

નડિયાદના નિવાસીઓને પોતાનાં બાળકો માટે ઉચ્ચ કેળવણી ખાતર અમદાવાદ, વડોદરા મુંબઈ મોકલી હૉસ્ટેલ વગેરેનો મોટો ખર્ચ વહોરવો પડતો હતો. વળી આશરે ૩૦૦૦ હજાર વિદ્યાર્થીઓ

માધ્યમિક કેળવણી લેતા હતા, જેમાંથી આશરે ૫૦૦ વિદ્યાર્થીઓ તો મેટ્રિક ક્લાસમાં ભણતા હતા આસપાસના ગામડામાં આવેલી હાઇસ્કૂલોમાંથી મેટ્રિક પાસ થયેલા વિદ્યાર્થીઓને શહેરોમા કોલેજની કેળવણી માટે જવુ પડતુ હતુ. પરિણામે ૧૯૪૭ના જુનમાં નડિયાદમાં એક પહેલા બે વર્ષના વર્ગો ચલાવતી સાયન્સ કોલેજ સ્થપાઈ તેમાં ગોરના તમાકુના વેપારી શ્રી મનોરભાઇ પટેલ તરફથી શ્રી જેઠાભાઈ ભુલાભાઇ તથા શ્રી ઝવેરભાઈ ભુલાભાઇને નામે સવા બે લાખ રૂપીઆનુ દાન મળ્યુ, તેથી તે બે ભાઇઓનાં નામ કોલેજ સાથે જોડવામા આવ્યા. વળી તેમા પરીખ મોહનલાલ સાકળચદ તથા શ્રી ચદુલાલ સાંકળચંદે પોતાના પિતાના નામે એક લાખ અને એક હજાર રૂપીઆનું દાન કોલેજની લાયબ્રેરી તથા એસેમ્બ્લી હોલ બધાવવા માટે આપ્યુ. ૧૯૪૮ની સાલથી આર્ટ્સના બે વર્ગો પણ ખોલવામા આવ્યા છે તેમાં શ્રી છોટાલાલ બી પટેલના પુત્ર શ્રી જયતીલાલ તથા શ્રી મનુભાઈ પટેલે પોતાના પિતાના નામે એક લાખ રૂપીયાનુ આર્ટ્સ કોલેજનુ મકાન બધાવી આપવાનુ વચન આપ્યુ છે કોલેજનુ મકાન મજબૂત પાયા પર ચણાવવામા આવ્યુ છે, અને તેમાં ૪–૪ાા લાખ રૂપીયાનો ખર્ચ થયો છે આ કોલેજ ઉત્સાહપૂર્વક શરૂ કરવામા રા. બ મોમાભાઈ વકીલ તથા શ્રી પી. પી પરીખનો હાથ હતો. કોલેજના પુસ્તકાલયમા લગભગ ૧૫ાા હજાર રૂપીઆનાં પુસ્તકો છે ૧ લાખ રૂપીઆનો પ્રયોગશાળા માટે સામાન લાવવામા આવ્યો છે.

આ કોલેજના મકાનનુ ખાતમુહૂર્ત મુંબઇ ઇલાકાના મુખ્ય પ્રધાન શ્રી બાળાસાહેબ ખેરને હાથે તા. ૧૦–૧૦–૪૬ નારોજ થયુ હતું. શહેરની સુધરાઈએ ૧૯૪૭–૪૮ મા કોલેજને ૫૪૪૭ રૂપીઆની ગ્રાન્ટ આપી હતી તેના પ્રિન્સિપાલ શ્રી ઇઝિકીલ સાહેબે શરૂઆતમાં તેમાં ખૂબ જહેમત ઊઠાવી હતી મકાન ચણાવવામા મુખ્ય દાતા શ્રી ઝવેરભાઈ પટેલ તથા શ્રી ડાહ્યાભાઈ મરઘાભાઇની દેખરેખ તથા ચીવટ

ઘણી સારી હતી. કોલેજને માર્ગદર્શન પહેલેથી જ, નડીઆદના વતની અને રાજકોટની શ્રી ધર્મેન્દ્રસિંહજી આર્ટ્સ કોલેજના પ્રિન્સિપાલ ડોક્ટર રમણલાલ યાજ્ઞિકનુ મળ્યુ હતુ. ૧૯૪૮ ની સાલમા અહીના પ્રખ્યાત ઉદ્યોગપતિ શ્રી એન. જે ગોર, ખેડા જિલ્લાના તે વખતના કલેકટર શ્રી ટી. એમ ચૌધરી, તે વખતના ઇન્સપેકટર જનરલ ઓફ પોલિસ શ્રી કાર્ટે સાહેબ મુબઇ ઇલાકાના ગૃહસચિવ માનનીય શ્રી મોરારજી દેસાઇ, માનનીય શ્રી ગાડગીલ સાહેબ, ન્યાયમૂર્તિ શ્રી ચાગલા, વગેરે સન્માનિત વ્યક્તિઓએ કોલેજને મુલાકાત આપી પ્રેરણા આપી છે એકાદ વર્ષમા બી એ તથા બી. એસ સી ના પૂર્ણ વર્ગો ખુલી જશે, અને સાક્ષરધામ નડિયાદમાં ભવિષ્યના સાક્ષરો ઉત્પન્ન કરવામા આ કોલેજ અગત્યનો ફાળો આપશે તેવી આશા તેની પાસે સૌ નાગરિકો રાખે છે

આ કોલેજ ઉત્તરસડાની સડક પર ગામથી ૧॥ માઇલ દૂર આવેલ છે

આ રીતે જોતા, ધીમે ધીમે પણ દૃઢ ગતિથી, મક્કમ પગલે નડિયાદે પ્રાથમિક કેળવણીથી શરૂઆત કરી કોલેજના તબક્કા સુધી, કેળવણીવિષયક પ્રગતિ સાધી છે

# ૬ વ્યાયામપ્રવૃત્તિ

ગુજરાતમા વ્યાયામપ્રવૃત્તિનુ સ્મરણ થાય છે, ત્યારે તેના મૂળ બીજ વાવનાર, અથાક કર્મયોગી, નિષ્કામ સેવાભાવથી કામ કરનાર, વીર ત્યાગી શ્રી અબાલાલ પુરાણીની યાદ આવ્યા સિવાય રહે તેમ નથી હિંદના બીજા પ્રાતોના યુવાનોની સરખામણીમા માયકાંગલા શરીરવાળા ગુજરાતી યુવાનોના શરીરનુ ઘડતર કરી, તેમને બુદ્ધિશાળી, ખડતલ શરીરવાળા, રાષ્ટ્ર સેવાભાવી નવયુવકો બનાવવાનુ સ્વપ્ન પહેલી વાર શ્રી છોટુભાઈ પુરાણીના મગજમા તે પજાબમાં એક કોલેજમાં અધ્યાપકનુ કામ કરતા હતા ત્યારે ઉદ્ભવેલુ પણ તેમના તે સ્વપ્નને ગુજરાતમા મૂર્તિમત કરનાર તેમના લાડકા નાનાભાઈ શ્રી અબુભાઈ પુરાણી હતા શ્રી અબુભાઈએ શ્રીઅરવિંદના અધ્યાપકપણા નીચે વડોદરા કોલેજમા અભ્યાસ કરેલો તે વખતની શ્રી અરવિંદની વિચારધારાની પ્રબળ અસર તેમના મગજ પર પડેલી પછી બગભગના ઝઝાવાતી દિવસો આવ્યા, અને શ્રી અરવિંદે બગાળમાં નવયુવાનોને સાચી રાષ્ટ્રભક્તિ અને રાષ્ટ્રસેવા શીખવાડવા માટે Communes (મધુભાવ ભરેલા સઘમદિરો) સ્થાપવાનુ શરૂ કર્યું તે આદર્શોથી પ્રેરાઈને શ્રી અબુભાઈએ ગુજરાતમા વ્યાયામમદિરો સ્થાપવાની પ્રવૃત્તિ ઉપાડી હતી

શ્રી અબુભાઈ એટલે શક્તિનો ધસમસતો ધોધ, ચેતનની ચિનગારીઓ વેરતી સો સો હોર્સ પાવરની અધ્યાત્મ ફેક્ટરી. તેમની કામ કરવાની અને ઊછરતા જુવાનો પાસે ચેપ લગાડીને કામ લેવાની શક્તિ, રાષ્ટ્રભક્તિ અને સેવાભાવના તેમનાં ક્રમ.બદ્ધ મગજમાં રેડવાની

શક્તિ અદ્ભુત હતી. તેમણે વ્યાયામપ્રવૃત્તિ શ્રી અરવિંદના પૂર્ણયોગ-માટેની તૈયારી રૂપે સ્વીકારી હતી. તે ભરૂચ કેળવણી મંડળમાં કામ કરતા. ત્યાંથી શનિવારે નીકળી, વડોદરા વ્યાયામશાળામાં આવી હાજરી તથા પ્રેરણા આપતા. ત્યાંથી નડિયાદમાં તેવો જ કાર્યક્રમ પતાવી, અમદાવાદ જતા; અને ત્યાં સારંગપુર વ્યાયામ મંદિરમાં હાજરી આપી, શિસ્ત આચારદ્વારા શીખવાડી, મહારાણા પ્રતાપ કે દેશભક્ત વીર શિવાજી, કે ઝાંસીની વીર રાણી લક્ષ્મીબાઈ પર પ્રવચન કરી, જુવાનોમાં દેશભક્તિનો રંગ ચઢાવી, સોમવારે પાછા ભરૂચ કેળવણીમંડળની કોલેજમાં કામ કરવા હાજર થઈ જતા. તે બીજાને આગળ મૂકી, માનથી દૂર રહી, જાહેરાતને અનિષ્ટ ગણી, મૂગું કાર્ય કરતા.

નડિયાદમાં ડભાણ ભાગોળે અંબાલાલની વાડીમાં ૧૮-૧૨-૧૯૧૭ ના રોજ શ્રી મહાશંકર પોપટલાલ આચાર્યના પ્રમુખપણા નીચે તેમણે પડદા પાછળ રહી નડિયાદના નાગરિકો અને નવજુવાનોની એક સભા યોજી. તેમાં તેમણે વ્યાયામની અને સુદૃઢ શરીરની અગત્ય સમજાવ્યાં, અને નડિયાદમાં એક વ્યાયામમંદિર શરૂ કરવાની જરૂર પ્રદર્શિત કરી. તેમની ચેતનાના તણખા હાજર રહેલાં જુવાનિયાઓએ ઝીલ્યા. શ્રી મોહનલાલ સાંકળચંદ દલાલે પોતાના ભત્રીજા દલાલ વિઠ્ઠલદાસ સોમચંદના નામ પાછળ ૧ હજાર રૂપીયા વ્યાયામ મંદિરને આપવા જણાવ્યું. પરિણામે તેમનું નામ વ્યાયામમંદિરના નામ સાથે જોડવામાં આવ્યું. શરૂઆતમાં દલાલ વિઠ્ઠલદાસ સોમચંદ વ્યાયામમંદિર અંબાલાલની વાડીમાં જ ચાલતું. ત્યાં શ્રી અણુભાઈની પ્રેરક હાજરી નીચે નડિયાદના નવયુવકો દંડ, બેઠક, લકડી, લાઠી, લેઝીમ, મલખમ, મગદળ, કુસ્તી, જુજુત્સુ વગેરે કરતા, શનિવારે ગામ બહાર સ્કાઉટિંગ માટે અથવા હિલફાઈટ માટે જતા, રવિવારે જાહેરવક્તૃત્વની કળા શીખવાની ભૂમિકારૂપે રવિસભામાં ચર્ચાઓ ચાલતી, બુધવારે અને શનિવારે બજરંગ બલી હનુમાનજીની મૂર્તિ

આગળ ધૂપદીપ થતા અને શિસ્તબદ્ધ મૌનમય સ્તુતિ પછી સ્તુતિ પાઠ થતો અને મહાન આદર્શ, દૃષ્ટિ સમક્ષ રાખી ભક્તિભાવના સભાર માનસમા ભરવામા આવતા વળી મધુ નારાયણના અકાળ મૃત્યુ પછી તેમના નામથી નારાયણ માસિકની હસ્તલિખિત પ્રવૃત્તિ શરૂ કરવામા આવી હતી નારાયણ પુસ્તકાલય પણ શરૂ થયુ પરસ્પર વિદ્યાર્થીઓને અભ્યાસમા મદદ કરવા માટે ખાસ વર્ગો પણ લેવામા આવતા આમ આ વ્યાયામપ્રવૃત્તિ કેવળ શરીરમા જ બધ્ધ ન થઈ રહેતા, માનસિક વિકાસ તથા ચારિત્ર્યઘડતર પાછળ પણ ખૂબ ધ્યાન આપતી હતી.

તા ૧-૧-૧૯૧૮ ના રોજ વ્યાયામમદિર અબાલાલની વાડી માથી હિંદુઅનાથાશ્રમની છૂટી જમીન પર ખસેડવામા આવ્યુ ત્યા યુવાનોને ખુલ્લી હવાનો વધારે લાભ મળતો વળી શ્રી અબુભાઈ પુરાણી તે જ આશ્રમમા માનદ સુપરિન્ટેન્ડન્ટ તરીકે કામ કરતા હતા એટલે તેમને પણ વ્યાયામમદિર ત્યા જાય તે વધારે અનુકૂળ હતુ તા ૧-૧-૧૯૧૯ ના રોજ વ્યાયામમદિર શ્રી મનોરદાસની ખડકીમા ૭૫) રૂપીઆના વાર્ષિક ભાડાવાળા એક મકાનમા ખસેડવામા આવ્યુ આ જગ્યાએ શ્રી અબુભાઈએ, બીજા વ્યાયામમદિરમા આવતા યુવકોની મદદ લઈ, મકાનનુ છાપરૂ, કુસ્તીનો ખાડો વગેરે જાતમહેનતથી કરી સ્વાશ્રયના પાઠ ભણાવ્યા આ જગ્યા ગામમા હોવાથી અહી યુવકોની અભ્યાની હાજરી ખૂબ વધી, અને વ્યાયામ પ્રવૃત્તિએ વિદ્યાર્થીઓમા ઘર કર્યું.

શ્રી અબુભાઈ નડિયાદમા લગભગ ૧૧-૧૨ વર્ષ રહ્યા તે મહા લક્ષ્મીમાતાવાળા મકાનમા પીપળાપોળ સામે રહેતા હતા તેમનુ ઘર યુવાનો માટે રોજનુ વિશ્રામસ્થાન તથા અભ્યાસગૃહ હતુ પાછળથી તેમની માફક પોંડિચેરી ગયેલા ભક્ત કવિ પૂજાલાલ પણ અહીં જ તેમની સાથે રહેવા આવ્યા. તેમના પત્ની સૌ. લીલાવતીબેન

પણ બધા જ વિદ્યાર્થીઓને મમતાથી અને માતૃભાવથી બોલાવતાં તથા રાખતાં. તેમનું ઘર કોઈ વેદ-ઉપનિષદ્‌ના કાળના ઋષિના આશ્રમવાસની યાદ આપતું. હોલિકા ઉત્સવ યોજીને તેમણે ગાળાગાળી, મારામારી, ભાંગફોડ અને પથરાની લડાઈ બંધ કરાવી, યુવકોની શક્તિને રમતગમતમાં તથા વીરતાભરી હરીફાઈઓમાં યોજી. શેકપોળ પાસે આ પથરાની લડાઈ પહેલીવાર બંધ કરાવતાં, તે સાઈકલ લઈ વચ્ચે ઊભા રહ્યા, 'ખસી જાઓ'ની બૂમ સાંભળતાં છતાં તે ન ખસ્યા. અદબ વાળીને કોઈ અજોડ અંતરથી ઊભા રહ્યા, કોઈ અનાડી છોકરાએ તેમને પથ્થર માર્યો, તેમને લોહી નીકળ્યું, છતાં તે ન ખસ્યા, અહિંસા અને અડગ નિશ્ચયનો વિજય થયો. પેલો છોકરો સવિનય, નમ્ર, વ્યાયામમંદિરમાં નિયમિત હાજરી આપતો. શ્રી અંબુભાઈનો ભક્ત બન્યો; અને તે દિવસથી હોળી ઊજવવાની નવીન આવકારપાત્ર પ્રથા નડિયાદમાં શરૂ થઈ. ધનતેરશનો ઉત્સવ પણ વ્યાયામપ્રયોગો કરી ઉજવાતો. ગ્રીષ્મ વ્યાયામવર્ગો ચલાવીને, તેમનો ૧૯૨૩ માં પોંડિચેરીમાં શ્રી અરવિંદઆશ્રમમાં યોગસાધના કરવા ગયા પછી, શ્રી રાવજીભાઈ ચતુરભાઈ પટેલે, શ્રી મોહનલાલ છગનલાલ શાહે, શ્રી ચંપકલાલ છગનલાલ શાહે, શ્રી કુબેરભાઈ પટેલે શ્રી વિષ્ણુભાઈ દેસાઈએ, શ્રી સતાભાઈ નૈને વગેરેએ ગુજરાતની સારી સેવા બજાવી છે. શ્રી અંબુભાઈએ નાંખેલા બીજથી આ યુવાનોમાં રાષ્ટ્રભક્તિ સ્થાયી રીતે સ્થપાઈ. પરિણામે પહેલી અસહકારની ચળવળમાં અને ત્યાર પછીની બધી સરકાર સામે કોન્ગ્રેસે માંડેલી લડતોમાં વ્યાયામશાળાનો ફાળો ગૌરવભરેલો અને ગણનીય હતો. આ વ્યાયામપ્રવૃત્તિ રીતસર ચાલે અને તેને માટે પૂરતી વ્યવસ્થા થાય તે માટે નડિયાદ વ્યાયામ મંડળ સ્થપાયું. તેમાં મંત્રી તરીકે ઘણાં વર્ષો સુધી વકીલ શ્રી ઠાકોરભાઈ નાથાભાઈ દેસાઈએ કામ કર્યું છે, અને શ્રી હાદુભાઈ પુરુષોત્તમ દેસાઈ, શ્રી ગોપાળદાસ દ્વારકાદાસ તલાટી, શ્રી મોહનલાલ પીતાંબરદાસ સુરૈયા વગેરે પ્રમુખ હતા.

સંવત ૧૯૮૪ (ઇ. સ. ૧૯૨૮) ના શ્રાવણ સુદમાં વ્યાયામ મંદિરને મનોરદાસની ખડકીમાંથી ભોજની ખડકીમાં લઈ જવામાં આવ્યું. તે મકાનનું વાર્ષિક ભાડું રૂા. ૧૫૯-૬-૦ હતું. સંવત ૧૯૯૧ ની માઘ સુદિ પૂર્ણિમાએ શ્રી સંતરામ મંદિર તરફથી યોજાએલા ઉપનિષદ-ગીતા-પુરાણ-વ્યાખ્યાન મહાસત્રની પૂર્ણાહુતિ પ્રસંગે વ્યાયામ મંદિરના બંધુઓએ સ્વયંસેવકો તરીકે સારી કામગીરી બજાવી, તે જોતાં મહંત શ્રી જાનકીદાસજીને વ્યાયામપ્રવૃત્તિની અગત્ય સમજાઈ. અને તેથી તેને પ્રોત્સાહન આપી કદર કરવાની શુભ ઇચ્છાથી અને સ્તુત્ય આશયથી તેમણે વ્યાયામ મંદિરને હાલ તે સંસ્થા જ્યાં કામ કરે છે તે જમીન આપી. ત્યાં અભ્યાસ માટે આવતા વિદ્યાર્થીઓ માટે છાત્રાલય પણ શરૂ થયું. વ્યાયામ મંદિર તરફથી શરદુત્સવ, શ્રી હનુમાન જયંતી, શ્રી ગણેશોત્સવ, પર્યટનો, શ્રી કૃષ્ણજન્માષ્ટમી વગેરે ઘણી શુભ પ્રવૃત્તિઓ યોજાતી અને હજી પણ યોજાય છે. ગામમાં આગ લાગે ત્યારે તેને હોલવવામાં પણ વ્યાયામ મંદિરના બંધુઓ પ્રથમ હોય. નડિઆદ મ્યુનિસિપાલિટી પણ આ સંસ્થાને ઇ. સ. ૧૯૨૪ થી વાર્ષિક ૧૫૦ રૂપીયાની ગ્રાન્ટ આપે છે.

આ સંસ્થા બહુજ લોકપ્રિય થઇ હતી, અને શ્રી અંબુભાઇ યુવાનોમાં વ્યાયામપ્રેમ ઉત્પન્ન કરવામાં સફળ થયા હતા, તે હકીકત આ વ્યાયામ મંદિર શરૂ થયા પછી નીચેનાં ૧૮ વ્યાયામ મંદિરો નડિયાદમાં શરૂ થયાં તે પરથી સિદ્ધ થાય છે:- (૧) શ્રી વીસા ખડાયતા સાર્વજનિક વ્યાયામ મંદિર (૨) શ્રી દશા ખડાયતા સાર્વજનિક વ્યાયામ મંદિર (૩) શ્રીમાળી વ્યાયામ મંદિર (૪) મોઢ કુળિયા વ્યાયામ શાળા (૫) દેસાઇ વગા વ્યાયામ શાળા (૬) પાટીદાર સેવા સમાજ વ્યાયામ મંદિર (૭) હિંદુ અનાથાશ્રમ વ્યાયામ મંદિર (૮) હનુમાન સાર્વજનિક વ્યાયામ મંદિર (૯) નવી મિલ વ્યાયામ શાળા (૧૦) આકોદરા નાગર વ્યાયામ મંદિર (૧૧) બાજ ખેડાવાળ સાર્વજનિક વ્યાયામ મંદિર (૧૨) શ્રી નૂતન સાર્વજનિક વ્યાયામ મંદિર

(૧૩) નવચેતન વ્યાયામ મંદિર (૧૪) શ્રી મોઢ સાર્વજનિક વ્યાયામ મંદિર (૧૫) પ્રભાત વ્યાયામ શાળા (૧૬) કાઠિયાવાડ વ્યાયામ શાળા (૧૭) નવાગામ વ્યાયામ શાળા (૧૮) શ્રી રાષ્ટ્રીય સેવા સંઘ વ્યાયામ શાળા. અલબત્ત, આમાંની કેટલીક વ્યાયામ શાળાઓ થોડોક સમય કે થોડાંક વર્ષ ચાલીને બંધ પડી ગઈ હતી. ઈ. સ. ૧૯૪૫ સુધીમાં તો માત્ર ચાર જ વ્યાયામ શાળાઓ કામ કરતીઃ-(૧) શ્રી વીસાખડાયતા સાર્વજનિક વ્યાયામ શાળા (૨) શ્રી બાજ ખેડાવાળ સાર્વજનિક વ્યાયામ શાળા (૩) શ્રી હિન્દુ અનાથાશ્રમ વ્યાયામ મંદિર અને (૪) રાષ્ટ્રીય સેવાસંઘ વ્યાયામ શાળા. વળી ઘણી સંસ્થાઓમાં શ્રી અંબુભાઈ જેવા કાર્ય કરનાર અને ચેતના પૂરનાર પ્રખર સેવક ન મળે તે તદ્દન સ્પષ્ટ છે. પરિણામે કેવળ શરીરપૂજા કરનાર વર્ગ પણ ઊભો થયો હતો. પણ શરીરશક્તિ વધારનાર સંસ્થાઓ તરીકે પણ તેમની કીંમત ઓછી ન હતી. અંબુભાઈ જેવી વ્યક્તિઓ તો બહુ વિરલ હોય-હજારોમાં કોઇક. એટલે તેમના જેવું કાર્ય બીજાઓ ન જ કરી શકે, અથવા તેમના જેટલી ચારિત્ર્યશુદ્ધિ બીજાઓ ન જ દેખાડી શકે તે સમજી શકાય તેવું છે. પરિણામે તે સંસ્થાઓમાંથી ઘણી કથળી ગઈ. પણ મૂળ દ. વિ. સે. સા. વ્યાયામ મંદિર, પ્રથમ વડીલ વ્યાયામ મંદિર તો એકધારી સતત સેવા આપી રહ્યું છે. તે પરથી શ્રી અંબુભાઈની પ્રાણપ્રતિષ્ઠા કેટલી લોકોત્તર અને બળવત્તર હશે તે સહેજે અનુમાની શકાય તેમ છે.

આજથી ૩૦ વર્ષો પર નડિયાદ અને તેની આસપાસનાં ગામડાં પચોતરિયે વડે ગોફણ અને પથરાની લઢાઈ હોળી પર કરતાં. તે લઢાઇ નહિ, પણ યુદ્ધ હતું. ૨૫-૫૦ ઘાયલ થતા, કોઇકના પ્રાણ જતા, અને વચ્ચેની આમલીની ઊંચામાં ઊંચી ડાળ પર રોપેલા ધ્વજને-નિશાનને જે ઉતારી લાવે તે ગામ જીત્યું ગણાતું. પોતાના ગામના જુવાનોને હારીને પાછા ભાગતા જોઈ, નડિયાદમાં બજારમાં ખરીદી માટે આવેલી એક ૮૦ વર્ષની પીપરલગની ડોસી આમલી પર ચઢી જઈ નિશાન લઈ આવેલી, અને પોતાના ગામના પક્ષના લોકોને પાનો ચઢાવી જિતાડેલા તે વાત વૃદ્ધો પાસેથી સાંભળવા

મઝલી છે વળી દીવાળીમાં ,આદીલક્ષ્મી લાયબ્રેરી આગળ દારૂખાનાની કાઠીઓની જે લડાઇઓ થતી, જે કોઠી ઝાલે તેના હાથ પર સામા પક્ષના લોકોની લાઠીઓની જે ઝડી વરસતી તે દશ્ય બીષણ અને હિંમત-પ્રેરક હતુ આવી લડાઇઓ ગામ બહાર લડાય અને કોઈ નિર્દોષ ગામના પ્રેક્ષકોને કે ઘરબારને છજા ન પહોંચે, તો તે પ્રજામાં શૂરવીરતા ટકાવી રાખે છે, લડાયક જુસ્સો કેળવે છે, અને હિંમત તથા સાહસવૃત્તિને ઉત્તેજે છે શ્રી અબુભાઈ પુરાણી પ્રજાની ક્ષાત્ર વૃત્તિનાં તે તત્ત્વો પોષાય તેવી રીતે ગામ બહાર હિલ ફાઈટ, સ્કાઉટિંગ ખોખો, આંધળા પાટા, લકડી છૂટ વગેરે રમતો રમાડતા અને તેમા પ્રતિપક્ષીઓ રીતસર ઘાયલ થાય ત્યાંસુધી લડાઈ જુસ્સાથી ચાલતી પણ તે જુસ્સો તેમના સમયમા જેવો ખીલતો હતો તેવો ત્યારપછી ખીલે તેવી વ્યવસ્થા બરાબર થઈ શકી હોય તેમ લાગતુ નથી

પૌષ્ટિક ખોરાકને અભાવે, સીનેમાની અનિષ્ટ વિલાસિતાપોષક અને વિલાસિતાવર્ધક અસરને પરિણામે, પ્રજાજીવનમા શૂરવીરતા પ્રેરક પ્રસગો ઓછા થયા તેને પરિણામે જે દૌર્બલ્ય, ભીરુતા અને શારીરિક હ્રાસ આવી ગયા છે તેનુ પ્રતિબિંબ નડિયાદમા પણ જોવા મળે છે કેળવણીખાતાએ શાળાઓમા શારીરિક કેળવણી ફરજિયાત દાખલ કરી છે પણ તે ઇષ્ટ હેતુ સિદ્ધ કરવામા સફળ થઇ હોય તેમ લાગતુ નથી આવેલી સ્વતંત્રતા ટકાવી રાખવા અને મહાન સિદ્ધિઓ પ્રાપ્ત કરવા ખડતલ શરીર, શ્રમસહિષ્ણુતા, હિંમત અને સાહસિકતા કેળવવા જ પડશે, લશ્કરમા, નૌકાદળમાં, હવાઈદળમા ગુજરાતે જોડાવુ જ પડશે, અને તેમા નડિયાદે પણ પોતાના નામને યોગ્ય મહત્ત્વનો ફાળો આપવો જ પડશે. નડિયાદમાં પાટીદાર કોમ ખડતલ અને દઢ શરીરવાળી છે, કારણ કે તેમનો મુખ્ય ધધો ખેતી હતો અને છે પણ તેમનામા પણ બધાની માફક પેઢી-દર-પેઢી શારીરિક શક્તિ ઘટતી જાય છે આ એક ચિંતાજનક વિષય છે આ વસ્તુને, દૂર કરવા નડિયાદે વ્યાયામ પ્રવૃત્તિને ફરીથી વેગ આપવો પડશે, અને પોતાની ભાવિ પેઢી સુદઢ બાંધાની અને હિંમતબાજ થાય તેને માટે યોગ્ય પગલા લેવાં પડશે.

# ૭—શ્રી સંતરામ મહારાજ તથા તેમનો સંપ્રદાય

નડિયાદના એક આભૂષણરૂપ શ્રીસંતરામ મહારાજનું મંદિર, તેની દક્ષિણ દિશામાં ઉંડેવાળ તળાવ, અને મથાવ તળાવની પાસે આવેલું છે. તે મંદિરના બે ધ્યાન ખેંચે તેવાં લક્ષણો છે—ધવલતા અને સ્વચ્છતા, તથા સાધુઓથી કરવામાં આવતી જાતમહેનત. આપાનો, જાણે ડાઘ ન લાગે તેવી ચાનક આપનારાં, બગલાની શ્વેત પાંખો જેવાં, ધવલ વસ્ત્રો તે મહારાજના મંદિરના સાધુઓની વિશિષ્ટતા છે. મૂળ સંતરામ મહારાજના સમયથી જ તે પરિધાનની પરિપાટી ચાલતી આવી છે. આ ધીરેધીરે વધીને હાલમાં વિશાળ વિસ્તાર પર પોતાની છત્રછાયા પાથરતા મંદિરમાં સાધુઓ પોતે જ ઝાડુ વાળે છે, મંદિરનાં કામકાજ અને સેવા કરી જાતમહેનત અને સેવા દ્વારા જ મહારાજ સાથે એકસૂત્રતા સાધવાનો પ્રયત્ન કરે છે. મંદિરની બીજી એક ખાસ વિશિષ્ટતા છે તેમાં ભાવિક ભક્તો દ્વારા અપાતા ધનનો તથા ધાન્યનો, જાહેર જનતા માટે વિનિયોગ, ધર્મકાર્યમાં અને જનતાજનાર્દનની સેવામાં થતો તેનો સદુપયોગ. મંદિરનો નિયમ છે કે દ્રવ્ય એકઠું ન કરવું, પણ જાહેર હિતનાં કાર્યોમાં વાપરી નાખવું. ઉનાળાનો સૂર્ય જેમ સરિતાઓનાં નીરનો યત્કિંચિત્ પરિગ્રહ કરે છે પણ તે ચોમાસામાં હજારગણું દાન કરવા, ખારાં સાગરજળને મીઠું બનાવી પૃથ્વીના રણમેદાનને હરિયાળીથી હસતું બનાવવા, તેમ અહીં પરિગ્રહ થાય છે માત્ર લોકોના હિતમાં તેનો અર્થ કરવા અને તે આ ક્રિયાના અંતરગાળામાં લોકોની ધર્મભાવના ખિલવવા, પોષવા, સંવર્ધવા માટે, તો સંવત ૧૯૮૭ના મહા સુદિ પૂનમ પહેલાં મંદિરના શતાબ્દી ઉત્સવ નિમિત્તે અહીં ઈતિહાસ, ઉપનિષદ, અષ્ટાદશ પુરાણો ઈત્યાદિ શાસ્ત્રોની કથાનો તથા વ્યાખ્યાનમાળાનો મહાસત્ર મંડાયો હતો તે એક જ્ઞાન-

પર્વ હતુ. અનેક વિદ્વાનો, શાસ્ત્રીઓ, વ્યાખ્યાનકારોનો લાભ તે સમયે નડિયાદની જનતાને મળ્યો હતો પણ મૂળ સતરામ મહારાજથી માંડીને તે અત્યાર સુધી આ મંદિર આમજનતાનું ધર્મસ્થાન છે આમજનતા ખેડૂત, કણબી, સ્ત્રીઓ, ધારાળા, પાટીદારો આ સૌ પહેલેથી જ આ મંદિર તરફ ખેંચાયા છે, તેમને અનુકૂળ, આમજનતાની સરલ બાની માં જ શ્રી સતરામ મહારાજની સાધનપ્રણાલીનો બોધ થયેલો છે મૂળ નીતિમય આચાર અને ધર્મમય કમાણી ઉપર જ શુદ્ધ અંતઃકરણનો પાયો રચી, આધ્યાત્મિક ઈમારત તેના પર ઊભી કરવાની નેમ અહીંના મહાપુરુષોએ રાખી છે એટલે તુલસીદાસજીનું રામાયણ, તેમની સુંદર, કાવ્યમય, સરલ સાખીઓ આ મંદિરના ભક્ત લોકોમાં સવિશેષ આદર અને પ્રચાર પામ્યા છે ગીતાયજ્ઞ નિમિત્તે અનેક લોકોએ તેનાં વિષ્ણુસહસ્રનામના સંપુટ પાઠ સાથે પારાયણ કર્યાં, નામજપ યજ્ઞ કર્યા—આ બધું પુણ્ય, આ સઘળી સત્પ્રવૃત્તિનું કલ્યાણ મંદિરને ફાળે જાય છે અત્યારે મંદિરની ગાદી પર શ્રી જાનકીદાસજી મહારાજ બિરાજે છે મંદિરનો વિશાળ વિસ્તાર, ગામના લોકોને માટે કૂવાઓ તથા ચકલીઓની સગવડ, ગામના બાળકો માટે ચગડોળ, હીંચકા, કસરતના તથા રમતગમતના સાધનો વિશાળ લીમડાની છાયામાં રચવાની ભવ્ય દીર્ઘદષ્ટિવાળી ઉદાર યોજના કથાવાર્તાના અમૃતશ્રવણનો લાભ મળે માટે અવારનવાર કરવામાં આવતી જ્ઞાનપરબોની ગોઠવણ, રુગ્ણાલય બાગ, જાહેર સેવાના કાર્યો માટે ધર્મશાળાઓનો ઉપયોગ, હરિજનો માટે દર્શનની વ્યવસ્થા—આ સઘળું શ્રી જાનકીદાસ મહારાજને બહુ જ અધિકારી, વ્યવહારદક્ષ, ચતુર, અપૂર્વ નિયોજક શક્તિવાળા, મૂળપુરુષની પ્રણાલિકાને આગળ ધપાવવાની નિપુણતાવાળા, શ્રી સતરામ મહારાજની સુરતાયોગની અટપટી આંટીઘૂંટીઓ સાથે વ્યવહારની ઘૂંચોને પણ ઉકેલનારા અદ્વિતીય મહાધિપતિ સાબીત કરે છે

મૂળ સતરામ મહારાજ કારક કોટીના અવધૂત મહાત્મા હતા તેઓશ્રી ગિરનાર પર્વત પરથી પધારેલા ને શ્રી દત્તાત્રેયનો અવતાર

બનાતા. તે વહેતાં પાણીની પેઠે સંસારમાં અહીંથી તહીં વિચરણ કરનારા મસ્ત યોગીરાજ, રમતા રામ હતા. સંવત ૧૮૭૨માં તેઓશ્રી સુરત, વડોદરા, પાદરા, ઊમરેઠ, ખંભાત વગેરે સ્થળોએ થઇ નડીઆદ પધાર્યા. જેમના નામ પરથી 'લખાવાડ' નામ પડ્યું છે તે લખા પટેલના વંશજ પૂંજાભાઇ શામળદાસ પટેલ તે સમયમાં સુરતમાં પેશ્વાના લશ્કરમાં નોકરી કરતા હતા. શ્રી સંતરામ મહારાજ ડુંગા કૂઇવાળા શ્રી પૂંજાભાઇના ખેતરમાં એક જૂની રાયણના વૃક્ષની બખોલમાં રહેતા. તેઓશ્રી પોતાની સુરતાને નુરતમાં, અને ત્યાંથી ત્રિકુટીમાં લક્ષ્યબદ્ધ કરી, ઉન્મુની મુદ્રામાં, અને ત્યાંથી શૂન્ય પદને પામી, બ્રહ્મરસનું અમૃત પાન કરવામાં જ સદા મશગૂલ રહેતા.

યોગકલામેં પ્રવીન, બ્રહ્માનંદ સુખ લીન,
જલમધ્ય જૈસેં મીન, સદા નિરધાર હૈ,
જીવનમુક્ત જોઇ, શરણુ આવત કોઈ,
બંધકું હરત સોઈ, બડે હિ ઉદાર હૈ.

આઠેય પહોર તે ઉદાસ હતા; માયાતીત, પરમનિર્ગુણ શિવ-પદના તે વાસી હતા.

ગુરુત્રવેણી રાજે, બંસી બાજે, અનહદ ગાજે, તેજ ઝગે,
બ્રહ્મપુર ડંકા, ખેલ નિ:શંકા, રાવ ન રંકા, દ્વંદ્વ ભગે,
પરમાતમ લીના, પરમપ્રવીના જ્યું જળ મીના જ્ઞાન જગે,
સંતરામ દિવાકર, ગુરુ સુખસાગર, પરમ ઉજાગર, તત્ત્વ લગે.

અવધૂત શ્રી સંતરામ મહારાજ રાયણની બખોલમાં રહેતા હતા. ત્યાં પાસે જ એક કૂવો હતો. ત્યાં પાસેના ખેતરમાંથી એક મજૂર ડોલ અને દોરડું લઇને પાણી ભરવા આવ્યો. બીજા મજૂરો માટે તે ડોલ ભરીને જતો હતો તે સમયે મહારાજે તેને કહ્યું કે—'મહા-રાજને સ્નાન કરવું છે, માટે દોરડું રાખતા જજો.' પણ તે મજૂરે ગણકાર્યું નહિ અને દોરડું લઇ ચાલતો થયો. પાણી ખૂટવાથી તે જ મજૂર ફરી ડોલદોરડું લઈ પાણી ભરવા તે કૂવે આવ્યો, તો તેણે

મહારાજને પોતાના તુંબડાને કુવામાં બોળીબોળીને, તે પાણી વડે સ્નાન કરતા જોયા ! અદ્ભુત ચમત્કાર ! વાત વાયુવેગે પ્રસરી, અને દિનપ્રતિદિન જનમેદની દર્શનાર્થે ઊમટવા લાગી.

તેવામાં બીજો એક ચમત્કાર બન્યો. મહારાજની પાસે એક કણબી રોજ દર્શન માટે આવતો. તેને એક દિવસ સાંજરે મહારાજને ભોજન કરાવવાની ઇચ્છા થઇ. મહારાજ આગળ તેણે તે પ્રગટ કરી, તો મહારાજે જણાવ્યું કે પોતે તો સાંજરે તેનું દૂધ ગ્રહણ કરશે. બહુ દુઃખી તથા નિરાશ થઇને કણબીએ પોતાની ભેંસ ઊચી ગયાનું મહારાજને નિવેદન કર્યું. મહારાજે પોતાનું તુંબીપાત્ર તેને આપ્યું અને કહ્યું કે–'આમાં તમારી ભેંસ જે દૂધ આપે તેટલું મહારાજ માટે લઇ આવો.' કણબી તેમની આજ્ઞાનુસાર ઘેર ગયો, અને ઊચી ગયેલી ભેંસે તે તુંબીપાત્રને રૂપાળા 'મધુર દૂધથી' એક ક્ષણમાં છલકાવી દીધું !

આથી મહારાજ પાસે લોકોની અવરજવર વધી પડી. લખાવાડવાળા પૂંજાભાઇની વિનતિથી હાલ મંદિરમાં જે ટેકરાવાળી જગ્યા છે ત્યાં મહારાજે બેસવાનું રાખ્યું, જેથી ગામની પાસે પણ ખરું અને દૂર પણ ખરું. લોકોને સેવામાં સગવડ પણ થાય, અને તે વસ્તીથી દૂર એકાંતમાં પણ રહી શકે. થોડાક સમય બાદ તેમણે આ સ્થાનનો ત્યાગ કરી, બીજે સ્થળે વિચરવાનું યોગ્ય માન્યું, અને ચાલી નીકળ્યા. પંચોતેરીઓ વડ હતો તે જગ્યાએ પહોંચ્યા હશે, અને પૂંજાભાઇએ આવી તેમને રોકયા. તેમણે કહ્યું–'સાધુ તો ચલતા ભલા; નહિ તો બંધિયાર પાણીને પેઠે મલિનતા વળગે. પૂંજાભાઇએ કહ્યું કે–આપ જાઓ તો નડિયાદનું સદ્ભાગ્ય પગ કરીને ચાલી ગયું ગણાય. માટે હું આપને જવા દેવાનો નથી. ત્યારે મહારાજે તેમની પરીક્ષા કરવા કહ્યું–'હું રહું તો મહારાજની સેવા તમારે કરવી પડશે.' પૂંજાભાઇએ કહ્યું–કે 'તેનાથી બીજું શું વધારે માંગું'

સદ્ભાગ્ય હોઈ શકે ! મારે તે કબૂલ છે. પણ તે એક શરતે કે હવે ભવિષ્યમાં 'આ સેવકને ખબર આપ્યા' સિવાય મહારાજે અહીંથી ચાલ્યાં જવું નહિ.' મહારાજે હસીને બોલ્યા–કબૂલ.' જતા પહેલાં મહારાજે તમને ખબર આપશે. અને તમે મને અહીં આવ્યા પછી રોકયો, તો મહારાજનું સ્થાનક વિસ્તરશે પચોતેરિયે વડે પહોંચશે. એમ સાંભળવામાં આવ્યું છે કે સહજાનંદ સ્વામીના અનુયાયીઓએ આ સ્થળેજ મંદિર બાંધવાનું સૂચન કરેલું, ત્યારે તે બોલેલા કે,–'સંતરામ મંદિર, બહુજ જગ્યા પર વિસ્તરશે. પછી તો મહારાજે અનેક પુણ્યશાળી જીવોનું કલ્યાણ કરવાનું શરૂ કર્યું. તેમના પટ શિષ્ય તે શ્રી લક્ષ્મણદાસજી મહારાજ શ્રી પોતે તો આત્મમસ્તીમાં જ રમમાણ હતા. પણ તેમણે કેટલાંક પદો સ્વયંભૂ રીતે પ્રગટ થવા દીધાં છે. તેમાં અનુભવનું સ્વારસ્ય છે, સામાન્ય માણસો સમજી શકે તેવી આમ જનતાની સરલ બાનીમાં તે લખાયાં છે. તેમાં આત્માનંદની મસ્તી અને ધૂન છે,' ષટ્ચક્રભેદનની ધ્યાનપ્રણાલી છે,' અગમ–નિગમ પારની ગેબી વાતોની સમજણ છે. લક્ષ્મણદાસજીએ પણ કેટલાંક સ્વાનુભવ-રસિક, સુંદર, સરળ પદો લખ્યાં છે. મહારાજશ્રીએ પોતેજ સુખ-સાગરજી બાવા વિદેહી નામથી ચમત્કૃતિથી પૂર્ણ અનેક પદો લખ્યાં છે. મહારાજના સમયમાં અને ત્યારપછી જે આમજનતામાંથી—સમાજના ગામડાના થરમાંથી, હાથમજૂરી કરનાર, ખેતી કરનાર અને કારીગર વર્ગમાંથી તેમના ભક્તો થયા, તેમાં હરિરામ, હરિદાસ જેઠો ભગત, અદેસંગ, વાકાનેર નિવાસી ભક્ત નારાયણદાસ, બાળકદાસ, પુરુષોત્તમ, વિષ્ણુદાસ, પ્રીતમ, ઈશ્વરદાસ, રણછોડદાસ, વિઠ્ઠલદાસ રાઘવમુનિ, મુગટરામજી વગેરે અનેક થઈ ગયા તેમાના છેલ્લા સિવાય બાકીનાઓએ તો સુંદર, ભાવપૂર્ણ પદો અને ભજનો લખ્યાં છે. તેમાના કેટલાંક ભક્તોએ પોતે સ્ત્રીભાવથી મહારાજની ભક્તિ કરી છે, વૈષ્ણવ સંપ્રદાયમાં જેમ ગોપીભાવથી ભક્તિ થાય છે તેમ. જેમ કેટલાક લોકો એકબીજાને 'રામ, રામ' કહેવરાવે છે, સ્વામિનારાયણ

સંપ્રદાયના લોકો જેવી રીતે પરસ્પર 'જય સ્વામિનારાયણ' કહી સંબોધે છે, તેમ મહારાજ તથા મહારાજના ભકતો એકબીજાને 'જે મહારાજ' કહેતા, અને હજી પણ કહે છે. ભજનોમાં–પદોમાં મોટી, દૂધી, તેજબાઇ વગેરે સ્ત્રીઓમાં 'જે મહારાજ'નો સંદેશો મોકલ્યાનો ઉલ્લેખ આવે છે.

પંદર વર્ષ સુધી મહારાજશ્રીએ પોતાની કલ્યાણમયી જીવનલીલા નડિયાદમાં વિસ્તારી અનેક લોકોનો ઉદ્ધાર કર્યો; અનેક જીવોના અંતઃકરણમાં પુણ્યનાં–ધર્મનાં બીજ વાવ્યાં, અનેકોનાં ધર્મબીજ અંકુરાવ્યાં, અનેકોને યોગમાર્ગ અને સુરતાના ધ્યાનમાર્ગની સીડીનાં પગથિયાંએ ચઢાવ્યા સંવતત્ ૧૮૮૭ના પોષ સુદી પૂનમને દિવસે તેમને પોતાનું જીવનકાર્ય સમાપ્ત થયેલુ લાગવાથી તેમણે જીવિત સમાધિ લેવાનો વિચાર કર્યો. પણ તેમણે શ્રી પૂંજાભાઈને આપેલું વચન યાદ આવ્યું. એટલે તેમણે, તે તથા તેમના પુત્ર હયાત ન હોવાથી, તેમના પૌત્ર બાપુભાઈને પોતાના વિચારની જાણ કરી. બાપુભાઈ ખેડામાં સરકારી કામે ગયેલા હતા. તેમણે જવાબમાં કહાવ્યું કે–'મને ૧૫ દિવસ સુધી ત્યાં આવવાની અનુકૂળતા મળી શકે તેમ નથી. તો આપ ૧૫ દિવસ પછી આપનો વિચાર છે તે રાખો તેવી મારી આપનાં ચરણારવિંદમાં નમ્ર વિનંતી છે.' મહારાજને અમાવાસ્યાનો દિન અશુભ લાગવાથી, તેમણે બાપુભાઈને કહાવ્યું કે 'અમને મહાસુદિ પૂનમનો દિવસ અનુકૂળ છે. માટે તે દિવસે તમે હાજર રહેજો.' મહારાજશ્રીની આજ્ઞાનુસાર બાપુભાઈ આવ્યા. મહારાજે તેમને બોલાવીને કહ્યું–'તમારા બાપદાદાઓએ મહારાજની ભગવાન જાણી સેવા કરી છે. માટે તમે કંઇક માગો.' બાપુભાઇએ પ્રણામપૂર્વક જવાબ આપ્યો, 'મહારાજશ્રીની કૃપાથી મારે જે જોઇએ તે મને મળેલું જ છે. માટે હું તો માત્ર મહારાજશ્રીના ચરણકમલમાં ભકિત અને આ આ મંદિરની સુકીર્તિ વધે એટલું જ માગું છું.' મહારાજશ્રીએ ફરી કહ્યું–'મહારાજશ્રી સદેહે હવે નહિ મળે; માટે માગવું હોય તે માગી

-ષ્યો.' પણ બાપુભાઈએ હવે બીજીવાર અને ત્રીજીવાર પણ તે જ માગ્યું. ધન્ય છે તેમની ભક્તિ તથા નિઃસ્પૃહતાને। મહારાજે 'તથાસ્તુ' કહ્યું. પછી તેમના બ્રહ્મરન્ધ્રમાંથી એક જ્યોત નીકળી, તેમાંથી પહેલેથી તૈયાર કરી રાખેલો ઘીનો દીવો ચેતાવવામાં આવ્યો, જે દીવાની અખંડ જ્યોત હજી પણ મંદિરમાં જલ્યા કરે છે. ત્યારબાદ મહારાજશ્રીની યાદગિરીમાં તેમના સમાધિસ્થાન ઉપર તેમના પટ્ટ શિષ્ય શ્રી લક્ષ્મણદાસજીએ ગાદી તથા તેમની પાદુકાઓનું સ્થાપન કર્યું; અને તેમની પૂજામાં તથા ધ્યાનમાં ચિત્ત એકાગ્ર કરવાની સાધના સેવી. આ સાધનપ્રણાલી હજી સુધી પણ નિર્બાધપણે ચાલુ છે.

આ મંદિરની શાખાઓ વડોદરા, ઉમરેઠ, પાદરા, કરમસદ, કોયલી અને રહુમાં છે, અને મુખ્ય મંદિરને અનુકૂળ રહી કામકાજ કરે છે. સમાધિ લીધા પછી પણ મૂળ સંતરામ મહારાજશ્રીનાં દર્શન એક ભક્તને કાશીમાં થયેલાં તેવું સાંભળ્યું છે. નડિયાદ મંદિરના કળશમાં તેમનો યોગગુટિકા રાખવામાં આવ્યો છે.

દરેક સંતમહાત્મા તથા ઓલિયાઓના જીવનમાં બન્યું છે તેમ શ્રી સંતરામ મહારાજે પોતે તથા તેમની પછીના તેમના ભક્તોએ અનુભવમૂલક પદો તથા ભજનો રચ્યાં છે. મંદિરના શતાબ્દી–મહોત્સવ પછી તેમનો સંગ્રહ કરી એક પુસ્તકરૂપે તે બહાર પાડવામાં આવ્યાં છે, જેથી અધિકારી મોક્ષ–માર્ગીઓને તે ઉપયોગી નીવડે. આ પદોમાં અપાર સરલતા છે. ઉપમાઓ, રૂપકો, પદગુચ્છો અનુભવમાંથી સોંસરવાં નીકળેલાં, એટલે સરલતાની બાની પર અસ્વારી કરી સોંસરવાં ભક્તજનોના હૃદયમાં પ્રવેશ કરે છે. તેમની સચોટતા એ પણ તેમનું એક લક્ષણ છે. સુખસાગરજીના એક પદમાં સંસારને ઘાણીનું સંપૂર્ણ રૂપક આપ્યું છે. તેમાં પુણ્ય તથા પાપરૂપી બે બળદિયા છે, ધરધંધાની ઘાણી છે, બળદિયાને કરમધરમના આંખે પાટા બાંધ્યા છે; તે ઘાણીમાં સુખદુઃખ તથા સંશયના તલ ઓરવામાં આવ્યા છે, તેને મમતારૂપી ધીંચણ હદ છે, તેને 'હું' અને 'તું'

રૂપી બે નોતરાં છે, તે મોહના ફેરા ફરે છે, આમાંથી સદ્ગુરુ તેને-મનુષ્યને છોડાવે છે તેવુ જ એક બીજુ યોગના ભણતરનું રૂપક છે. તેમાં વિવેક વિદ્યાર્થી છે, સંજીવન વિદ્યા છે, લગનની (એકાગ્રતાની) પાટી છે, પંચભૂતનું પુસ્તક છે, તેમાં 'લક્ષ' નામ લખે છે, 'લેહની' લેખણ છે, બોખતનો ખડિયો છે, સુરતની શાહી છે તેમા 'આદ્ય અક્ષર લખાય.' અને ચિત્તનો ચોપડો બરાબર વચાય, તો 'બાવનની બહાર જઈ' સાચુ 'અક્ષર' જ્ઞાન પ્રાપ્ત થાય. એવુ જ એક ત્રીજુ રૂપક છે તેમા દૈવી યુદ્ધનુ, માયા સાથેના સાધકના યુદ્ધનુ, ગેબની ગોળીનુ વર્ણન છે વિવેક વિચારની સેના યુધ્ધે ચઢી છે, સમજણની નોબત વાગે છે, કામ, ક્રોધ, મોહ, મત્સર ઈત્યાદિ શત્રુઓ ભાગવા માંડે છે નામ-લગનનુ (જાપની એકાગ્રતાનુ-સુરતાનું) નિશાન ચઢાવ્યુ છે, મનની મહોરી વાળી છે, 'ગુપત ગોળી' ચલાવી છે, અજ્ઞાનનો સંહાર થાય છે, અહંકાર અને અભિમાન કેદ પકડાય છે કુપદને જડમૂળથી બાળી નાખવામાં આવ્યુ છે આવો વિજય પ્રાપ્ત કરીને

ઉન્મુની ઘેર આસન વાળ્યું ભમર ગુફામા જઈને રે,
તરવેણીનુ તારણ દીઠુ ત્રિકુટીમા રહીને રે.
સતરામનો સગ કરે તેની ફેકર ફજેતી જાય રે

એવુ જ એક રોજિંદા અનુભવનુ, અને તેથી જ બધા સામાન્ય જનો-પ્રાકૃત જનો સમજી શકે તેવુ રૂપક વ્યવહારમાથી સૂર્યોદયનુ અને પ્રાતર્વિધિનુ લેવામા આવ્યુ છે તેમા સદ્ગુરુના શબ્દનો સૂર્યોદય થયો છે એટલે ત્રિવિધ તાપ, તિમિર ત્રાસીને નાસી ગયુ છે, મોહની રજની મરી ગઈ છે, દ્રોહની નિદ્રા ધરી ગઈ છે, સસારનુ સ્વપ્ન નાસી ગયુ છે, વિષયવિસ્મરનુ આળસ જતુ રહ્યુ છે, જ્ઞાનદષ્ટિથી બધી જ વસ્તુ યથાવત્ પ્રતીત થઈ છે, 'કરમનુ કાષ્ઠ કૂચો કરી કાઢિયુ' અને

સોહંગ સુરસરિ સ્નાન સુરતે કરી અનહદ અમરીત પ્રેમે પ્રાશ્યું,
ચતુર્દલ ઉપર ષટ્દલ શોભીયુ દશદલ દ્વાદશ તે પ્રકાસ્યુ,
ષોડશ દ્વયદલુ પત્ર સહસ્રમા લક્ષ્મણદાસ નિજ મન વાસ્યુ..

ઉપરની છેલ્લી બે લીટીઓમા મૂળાધારથી ઉત્થાન કરાયલી યોગીની કુંડલિનીશક્તિ ષટ્ચક્રનું ભેદન કરી, ચાર–છ–દશ–બાર–સોળ–બત્રીસ એમ વધતી જતી સંખ્યાના પત્રવાળા કમળોમા એકાગ્ર થઈ, આનદની વધતી જતી માત્રાનું મધુપાન કરી, છેવટે બ્રહ્મદર્શી પુરુષના બ્રહ્મરંધ્રમા સહસ્રદળ કમળમાંથી સંપૂર્ણપણે ટપકતા અમૃતરસનુ પાન કરી કૃતકૃત્યતાની પરમ સીમાનો અનુભવ કરે છે તેનું વર્ણન છે આની સાથે સાથે જ પચમુદ્રાઓનો યોગ પણ વર્ણવવામા આવ્યો છે કાયાગઢ ઉપર ગરનારી–ગિરનાર પર્વત પર રહેનારા અવધૂત યોગી મળ્યા, તેમણે પદ્માસનની કૃપા કરી, અને ભ્રમરગુફામા સૂક્ષ્મ વેદનો ભેદ આપ્યો પછી અનુક્રમે અગોચરી, ચાચરી, ખેચરી, ભૌચરી અને ઉન્મુની–આ પાંચ મુદ્રાઓ સિદ્ધ કરવાનુ રહસ્ય જ્ઞાન આપ્યુ, જેને પ્રતાપે દશમા દ્વારની પ્રાપ્તિ થઈ, અને

'ચંદ્ર સૂરજ એક ઘેર ગયા, સુખમણામા ભેળા થયા'

આ જ પાંચ મુદ્રાઓ દ્વારા પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ–એમ પાચ તત્ત્વની સિદ્ધિ થાય છે એવો પણ ઉલ્લેખ એક બીજા પદમા છે

અગમનિગમની પારની ભોમકામા ગગની વિહાર કરનાર કબીર મહારાજની પેઠે પ્રભુને એક વાર 'સાહેબ' કહીને પણ સબોધવામા આવ્યા છે ગીતામાં જેમ દેહને નવદ્વારવાળુ પુર કહ્યુ છે, તેમ મહારાજશ્રી પણ દિવ્ય દીપાવલી અને દશેરાનુ રૂપક પ્રયોજી, આત્માનદનો અનુભવ ગાય છે.—

નવ અગે નવ નોરતા દશરા દશમે અગ,
સમજ્યા તેને દીવાળી ને દેવદીવાળી સગ,
બે કાને બે નોરતા, બે નેત્રની કોર,
બે નોરતાં બે પડખે કાઢયા, નવમુ નોરતુ ઠોર,
દશ નાદે તે દશરા કહીએ ભજન કરે તે દીવાળી

ત્યારપછી એક યોગમય પ્રશ્નોતરી ગોઠવી છે, જેમા આધ્યાત્મિક રૂપકનો સમાવેશ થાય છે

કહો સીતાને કેમ વાળી ને કહો રાવણ કેમ રોળ્યો ?
ગોવાળાને કેમ રાખ્યા ને કેમ ગોવર્ધન તોળ્યો ?
સત ચાલ્યા તે સીતાવાળી, અહંકાર રાવણ રોળ્યો,
શબ્દ ગોવાળીએ ટેક કરી ત્યારે અતોલ ગોવર્ધન તોળ્યો. ..

તે રીતે માણેકડારી પૂનમનું અધ્યાત્મ સમજાવે અને ચમત્કૃતિપૂર્ણ કાવ્ય ટપકી પડે છે :—

મન ઠરે તો માણેકડારી, મન ઊછાળા મૂકે,
વાંદર કરે હૂપાહૂપી આ ડાળેથી પેલે...

વાયુને વશ કરવો સહેલ છે, સમુદ્રને પોટલામાં બાંધવો સહેલ છે, પણ મનનો જય કરવો મુશ્કેલ છે, તે મનને ભક્તિથી સ્થિર કરનાર મહારાજશ્રીનું કાવ્યમય વર્ણન કરતાં એક ભક્ત કહે છે કે—

ઠગ બડે હો સતરામ, એસા ઠગ નહિ કોઇ,
ફાંસી ડાલી પ્રેમકી મનના મસ્તક માંહી

× × ×

સુરત શબ્દમાં જા મીલી, હુઓ પ્રેમ–પ્રકાશ,
સોહી કહાને સતરામ રામ મિલનકી આશ.

આ યોગસાધના, સુરતાયોગ, પ્રેમયોગ, ષટ્ચક્રભેદયોગ, પંચમુદ્રાયોગ પૂર્ણ થાય છે, અને બ્રહ્માનંદનો અભેદભાવ એકત્વરૂપે અનુભવાય છે. ત્યારે આ પદોમાં પણ મીઠું પાણીમાં ઓગળી એકરૂપ થઈ ગયું, અથવા સરિતા સમુદ્રમાં મળી પોતાનાં નામરૂપ ગુમાવી સમુદ્રરૂપ થઈ ગઈ–આવી ઉપનિષદોની ઉપમાઓનો જ પ્રયોગ થયેલો જોવામાં આવે છે. જુઓ એ અદ્વૈત —

આપ ભયા જબ આપ કહેતે આપોઆપ એસા,
આપ આપનમેં મીલ રહે તબ આપ ભયા આપ જેસા.

જેમ બધા જ સંતો, મહાત્માઓ, ભક્તો, ગયબી માર્ગના ઓલિઆએ તથા મર્મીઓએ ગાયું છે તેમ શ્રી સંતરામ મહારાજ તથા તેમના ભક્તોએ પણ ગુરુનો મહિમા ગાયો છે. ગુરુ જ સંસાર

તરી જવા માટે શબ્દરૂપી–નામરૂપી નૌકા આપે છે. તે જ આપણી કુંડલિનીને જાગ્રત કરી સહસદળ કમલમાં અમૃતનો પૂર્ણાભિષેક થાય ત્યાંસુધી આપણી સુરતાની વિદ્યુતને પોતાની બલિષ્ઠ સુરતાની વિદ્યુતના પ્રવાહમાં ભેળવી દઈ, ઊર્ધ્વગતિમાં સુલભતા કરી આપે છે, તે જ શ્રેયોમાર્ગમાંથી પ્રેયોમાર્ગમાં લપસી પડવાનો ભય ઉપસ્થિત થાય ત્યારે ચેતવીને ઠેકાણે રાખે છે. માટે તો–

કોટી તીરથ ગુરુને ચરણે, ગુરુ સમાન નહિ કાંઈ.
જોગ જગન જપ તપ વ્રત સર્વે ગુરુનાં વચન માંહીંરે...

તે ગુરુદ્વારા મળેલી 'જોગકળાની ચાવીથી' સાધકને તત્ત્વપ્રાપ્તિ થાય છે. પ્રથમ તો સાધના સમયમાં

જાપ જપે રે અજંપાના, છસેં એકવી હજારનું ધામ,
જી રે ગંગા કાશી રે ઘટમાં વસે, સર્વ દેવ છે સાવધાન.
અવર સરિતા બાહેર ભણી, તેમાં કરોને સ્નાન...

*જેથી કરીને પરિણામે જગતમાં સઘળે જ બ્રહ્મલીલાની લહરી* અનુભવાય છે.

'બાહેર ભીતર બાગમાં, ખેલે કેવલ બ્રહ્મરાય' કબીર અને બીજા ગયબી યોગમાર્ગના અનંત સફરીઓની પેઠે મહારાજ પણ રહસ્યમય સંખ્યાવાચક શબ્દો, અંકશબ્દોનો પ્રયોગ કરે છે. કેટલીક વાર તે નાડીઓના સૂચક હોય છે, તો કેટલીક વાર વૃત્તિઓ અથવા ધ્યાનાવસ્થામાં અનુભવાતાં તેજકમળની પાંખડીઓના સૂચક હોય છે.

કેટલીકવાર નિર્મૂલતાના પાયા પર, અજ્ઞાનથી પ્રતીયમાન તથા સંસારનું ચમત્કારિક કાવ્યમય વર્ણન પણ આવે છે:—

ઝઝા ઝાંખી જોને તેહ, વણ વાદળ જ્યાં વરસે મેહ,
વિના સરોવર અંબુજ સાર, વિના ભ્રમર ઊડે ગુંજાર,
વિના અર્ક અજવાળું જેહ, ઝઝા ઝાંખી જોને તેહ.

આમજનતાને રોચક થઈ પડે તેટલા માટે યોગસાધનને આ પદોમાં લોકપ્રિય થયેલા મહિનાઓમાં, અને તેનું અનુકરણ કરી તિથિઓનાં પદમાં તથા અડવાડિયાના સાત દિવસોન પદમાં ગાવામાં આવ્યું છે. મહારાજશ્રી વ્યર્થ પંડિતાઇને આત્મસાધનમાં નિરર્થક ગણે છે; તેના કરતાં પ્રેમભક્તિવાળા નિર્દોષ અભણ લોકોના હૃદયમાં સદ્ગુરુનો ઉપદેશ જલ્દી ફળે છે. ૫૭ મા પદમાં એક સ્પષ્ટ વચન, તાતા તીરની માફક, ઘા કરી જાય છે :—

લાલચે લોક લપેટાયા, ભક્તિ કરે બહુ ભાંડ,
કવિ પંડિત જોગી, જતિ સર્વને લાગી, રાંડ,
મોહરૂપે ચિત લપટિયું લાલચ બૂરી બલાય...

× × × ×

ભક્તહૃદયમાં વૈરાગ્ય પ્રેરવા, સંસારની અનિત્યતા બતાવવા, એક કાવ્યમય પંક્તિ, તે જ પદમાં આવે છે કે :

'કાયાવાડી કમળની કાલકુંજર નિત્ય ખાય?

માટે,

કાયામાં કરતા વસે તેને તું થીર કરી જોય,
ચૈતન્યને ચીન્યા વિના કુશળ ક્યાંથી હોય?
પ્રગટ પ્રભુને પેખે નહિ, જડ પૂજવાને જાય.

પરમપદની પ્રાપ્તિ માટે સાંખ્ય અને વેદાંતની પરિભાષા સ્વીકારીને તેને નીચેની પંક્તિઓમાં યોગપ્રણાલીનો રસ રસી દેવામાં આવી છે—

ડગમગવા મૂકી મન તણી નિત્ય રહે નિરધાર,
પંદરનો પડદો મટ્યો નવનો થાય નિસ્તાર,
સુખસાગરમાં જઈ ભળો અવળી ગંગા ઉલટાય...

( પંદર—દશ કર્મેન્દ્રિયો તથા જ્ઞાનેન્દ્રિયો પ્રાણ, મન, બુદ્ધિ, અહંકાર તથા મહત્તત્ત્વ, નવ—નવગ્રહો અથવા શરીરપુરીનાં નવ દ્વાર. )

× × ×

તત્ત્વનું ટોળું તુજને નડે, તું તો તત્ત્વાતીત,
સ્વસ્વરૂપ ગયો વીસરી, સિંહ અજાની પ્રીત
ચટકો દઇ ચેતન કરે જે તે સાનમાં સમજાય...

(સિંહ, આત્મા. અજા, માયા)

એક બીજું સંસારનું વર્ણન કરતું કાવ્યમય રૂપક આ રહ્યું:—

જયું બાગ લગાયો છે આલી,
ત્યા પંચ સખી જોવા ચાલી,
ત્યાં સુગંધ લેત હે મન આલી.

(માળી–અહંકારૂપી. પંચ સખીઓ, પાંચ ઇન્દ્રિયો આલી, ભમરો.) તે સંસારની 'મધજાળમાંથી, ઇન્દ્રિયમમાંથી' પરમપદને પ્રાપ્ત કરવા માટે પ્રથમ તો

ત્રિકૂટી કેરી લટારીમાં, આગે બંકનાલકી બારીમાં,
ચઢે ગગન ગોખ અટારીમાં..........

અને પછી,

જેને ગગન નાદકી ખબર પડી,
જ્યાં બાજત ગેબકી ઝાલરી.

× × × ×

મન પવન તણા જેણે તોલ કિયા
નિજ સહજ સ્વરૂપ શોધી લિયા,
જેણે પ્રેમરસના પ્યાલા પિયા.

તે નર પરમ તત્ત્વને પામી, અદ્‌ભુત આનંદના રસભોગી થયા છે. શ્રી સંતરામ મહારાજના અવતારકૃત્યને તેમના પટ્ટ શિષ્ય લક્ષ્મણદાસજી આમ વર્ણવે છે:—

તમે સાત દ્વીપે નવ ખંડ ફર્યા,
તમે કંઈ જડને ચેતન કર્યા,
જે સમજ્યા તે નર સહેજે તર્યા.

સુખસાગરજી દેહ ધરીને
આવ્યા અંતરજામી.
તમે આવ્યા મુગમાં ફરવા,
ઘડયો ઘાટ બીજામાં રસ ભરવા,
લોહ લક્ષ્મણને પારસ કરવા.
સુખ સાગરજી, દેહ ધરીને
આવ્યા અંતરજામી.

"પણ તે તો,

'ભાવ' કરીને જે નર ભેટે,
તેના તનનં તાળું ખોલે રે.'

આવા હતા મસ્ત, નિજાનંદી, અવધૂત શ્રી સંતરામ મહારાજ. સ્વાનુભવી મહાત્માંઓના મુખમાંથી જે સ્વયંસ્ફુરિત શબ્દ નીકળે છે, તે જ શાસ્ત્રોનું રહસ્ય હોય છે. તેમની ગતિ, લીલા, હેતુ, ઉન્મનીભાવનાં ઉડ્ડયન સામાન્ય માનવોથી સમજી શકાય તેવાં હોતાં નથી. તેમનાં પદોમાં ગમ્ભીપણું, શૂન્ય શિખરના નિવાસના અનુભવગંધ, સચોટતા, **શાંભવી** દીક્ષામાં આવતી દષ્ટિપાતની પેઠે શિષ્યની કુંડલિની જાગ્રત કરતી વીજળીશક્તિ, ચેતનાની ચિનગારી હોય છે. તેમના શબ્દદ્વારા અનેક અધિકારી જીવોનું કલ્યાણ થાય છે. આ પદોની વાણીમાં કબીર જેવા ઓલિયાઓનાં ભજનો સાથે સરખાવી શકાય તેવી ઘણી સામગ્રી છે. વળી તેમ કાવ્યતત્ત્વ પણ પુષ્કળ છે. સમજણનું— આત્મજ્ઞાનનું તો તે ઘર છે. એટલે આટલો ટૂંકો–પરિચય તેમનો તથા તેમના અક્ષરદેહનો–ગુજરાતને કરાવી, સુજ્ઞ ગુજરાતી જનતા આટલા પરથી તેનું વધારે રહસ્ય પ્રાપ્ત કરવા ઉદ્યુક્ત થશે તેવી આશા રાખી આ લઘુ લેખ મહારાજશ્રીનાં જ ચરણકમલમાં મારી એક ભક્તિ-ભાવભરી અંજલિરૂપે સમર્પું છું.'



શ્રી ભૈરવનાથ



શ્રી મોટા કામનાથ

## ૮–દેવાલયો અને ધર્મસ્થાનો

સંતરામ મહારાજના મહાન મંદિર સિવાય નડિયાદમાં બીજાં ધર્મસ્થાનો પણ છે.

**કાલિકા માતાનું મંદિર** :— ચકલાશી ભાગોળે તે મંદિર સં. ૧૭૯૮ માં દેસાઈ વાઘજીભાઈ શામળદાસે બંધાવ્યું કાલિકા ભગવાન મહાકાલનાં અર્ધાંગના ગણાય છે મહાદેવનાં શંકર અને રુદ્ર એમ બે —એક કલ્યાણકારી અને બીજું પ્રલયંકારી, એક ભક્તવત્સલ, રક્ષણકારી અને બીજું આસુરી સંપત્તિવાળા લોકોનું સંહારકારી રૂપ છે, તેમ ચિતિસ્વરૂપા મહાદેવીનાં પણ બે રૂપ છે. એક મહાલક્ષ્મીનું અને અંબિકાનું અને બીજુ ભગવની કાલિકાનું પ્રથમ રૂપ ઐશ્વર્યની સમૃદ્ધિની છોળો છલકાવતુ, વિશ્વમાં લીલાલહેર કરતુ અને કરાવતું, વિશ્વતંત્રમાં કલ્યાણની અને મંગલમયી યોજનાઓ કરતું અને તેમને સિદ્ધ કરતુ સ્વરૂપ છે. બીજું કાલિકાનું રૂપ પણ ભવાનીનું જ છે. પણ તે શુંભ–નિશુંભ–વિદારિણી, ચામુંડ–રક્ત–પાયિની, વિકરાલ નેત્રમુખ–ધારિણીનું પ્રચંડ, ઉગ્ર, સંહારાત્મક રૂપ છે. વિશ્વયોજનામાં એક વિધેયાત્મક અને બીજું નિષેધાત્મક–એમ બંને રૂપો અગત્યનાં અને જરૂરી છે.

તે મંદિરમાં હજી પણ દેસાઈ કુટુંબના નબીરાઓ પૂજા કરાવે છે, નવચંડી વગેરે ધર્મક્રિયાઓ કરાવે છે, નવરાત્રિમાં ત્યા દીપોત્સવ વગેરે કરાવે છે. પાસેની તલાવડીમાંથી આજૂબાજૂના લોકો પાણી વગેરે ભરી જાય છે, અને સ્નાન તથા કપડાં ધોવાનું પણ રાખે છે. તે સ્થાન એકાંતમાં રમણીય અને ચિંતનપ્રેરક છે.

**સ્વામિનારાયણનું મંદિર**—સંવત્ ૧૮૮૦ (ઇ. સ. ૧૮૨૪ ના માર્ચ)માં રેવરન્ડ રેજિનોલ્ડ હેબર વડોદરાના રેસિડન્ટ શ્રી વિલિયમ્સની રાહબરી નીચે નડિયાદ આવેલા. તે સમયે ૧૮૦૨ માં ગુજરાતમાં આવેલાં મહાપુરુષ સ્વામી સહજાનંદ એક કોળી

હાકોર સાથે, ૨૦૦ ઘોડેસ્વાર તથા વાગ્રા લઇને, નડિયાદ પધારેલા અને રેવરન્ડ હેબરને નડિયાદ ગામ વચ્ચે આવેલી કચેરીમાં મળ્યા હતા. તે વખતે તે વલંદાની કચેરી તરીકે ઓળખાતી હતી, અને અત્યારે જે સાંચમાં શંકર બદાની જૂની હવેલી તરીકે ઓળખાય છે, અને જેના કઠેરાનું કોતરકામ બહુ સુંદર છે, તે કચેરી એ ન હોવી જોઇએ, કારણ કે ત્યાં ૨૦૦ ઘોડેસ્વારોનો સમાસ કરવા જેટલી જગા નથી, પણ આ મિલન અત્યારે જ્યાં શ્રી હરિદાસ હૉસ્પિટલ આવેલી છે ત્યાં જૂની કચેરીમાં થયેલું હોવું જોઇએ તેમ અનુમાન થાય છે. તે મેળાપ વખતે શ્રી સહજાનંદ સ્વામીએ પોતાના ભત્રીજાના જનોઈમાં આવવા રેવરંડ હેબરને તથા શ્રી વિલિયમ્સને આમંત્રણ આપેલું એવો ઉલ્લેખ છે.

શ્રી સહજાનંદ સ્વામી યુક્ત પ્રાંતના છપૈયા ગામના હતા, અને બાલ્યકાળમાં તે ત્યાં તથા કાશી બાજૂએ તપ તથા ધ્યાનધારણામાં વખત ગાળતા. પછી પરિભ્રમણના સમયમાં તે ગુજરાત આવ્યા, અને તેમના સત્સંગનો લાભ, તેમના તથા ગુજરાતના પ્રારબ્ધયોગે, ગુજરાતે વધારે લીધો પરિણામે સ્વામીનારાયણ સંપ્રદાયનો બહોળો ફેલાવો ગુજરાત–કાઠિયાવાડમાં છે. તેમનો ધર્મ સમાજસુધારણાને મુખ્ય ધ્યેય તરીકે રાખતો, જો કે વિષ્ણુના એક સ્વરૂપ સ્વામીનારાયણને પણ તેમાં ધ્યેય અને ઇષ્ટદેવ તરીકે ગણવામાં આવતું. તેમના અનુયાયીઓ સત્સંગી કહેવાય છે, અને તેમના બોધ મૃતમાં–વચનામૃતમાં પુરુષ–સ્ત્રીઓની કડક અલગ મર્યાદા, સત્ય, ન્યાયની કમાણી, ભક્તિભાવ વગેરે પર બહુ ભાર મૂકવામાં આવ્યો છે, અને કેટલાક બહુ જ અમૂલ્ય વ્યવહારોપયોગી નિયમો પણ તેમાં જોવામાં આવે છે. સ્વામીનારાયણ સંપ્રદાયના મનુષ્યો બહુ જ વ્યવહારકુશળ તથા આચાર–વ્યવહારમાં બહુ પવિત્ર અને કડક માલમ પડે છે. અહીંયા સહજાનંદ સ્વામી કાઠિયાવાડમાં પહેલા ફરેલા અને ત્યાં તેમણે આદી

સ્થાપેલી. તેમનો પ્રભાવ કોળી, વાઘરી, ઠાકરડા વગેરે જાતો ઉપર ખૂબ પડેલો, અને તેને પરિણામે તેમણે ઘણી કુટેવો તથા વ્યસનો છોડી દીધેલાં.

નડિઆદમાં તેમના અનુયાયીઓએ બંધાવેલું સ્વામીનારાયણનું *મંદિર ગામમાં અમદાવાદી બજાર તરફ જતાં આવે છે, અને ઘણા* સત્સંગીઓ તેનો લાભ લે છે. તે સંપ્રદાયમાં બ્રહ્માનંદ, નિષ્કુળાનંદ, વિરજાનંદ વગેરે સાધુઓ થઈ ગયા છે, અને પહેલા બેનાં ભજન-કાવ્યો ગુજરાતમાં બહુ પ્રચલિત છે, અને સાહિત્યમાં તેમનો ફાળો સારો ગણાય તેવો છે.

**ભૈરવનું મંદિર:**—પ્રાચીન નડિયાદ પીજવઈ તલાવ પાસે વસેલું હતુ. તે વખતે તેમાં મુસલમાન લોકોનું વર્ચસ્વ હતું. મરીડા ભાગોળે થોડેક દૂર ભૈરવનું મંદિર આવેલું છે, અને તેની પાછળ થોડે દૂર એક હજીરો છે. કહેવાય છે કે પહેલાં ત્યાં ભોંયરું હતું અને ત્યાંથી મહેમદાવાદના ભોંયરામાં થઈ અમદાવાદ જવાતું. પણ અત્યારે તેનું નામનિશાન જડતું નથી. ભૈરવનું મંદિર એકાંત સ્થળમાં આવેલું છે. ત્યાંનું તથા પીજવઇ તળાવ બાજૂની જગાનું વાતાવરણ બહુ ગંભીર તથા ભયાનક લાગે છે પીજવઇની બે બાજૂએ ગામ વસેલું હતુ. તે બાજૂએ છાબંધ આરો છે. ત્યાં વાપરેલી ઈંટોની લંબાઇ ૧૨ ઇંચ અને પહોળાઈ ૮ ઇંચ છે. તે બહુ મજબૂત અને ભારે છે. તેવી મોટી ઈંટો ત્યાર પછી નડિયાદમાં કોઇ પણ જગ્યાએ વપરાઇ નથી. સંવત્ ૫૮૫–૫૮૬ માં વીરમદેવજીએ વાત્રકકાંઠે કુણા-ઢેરા ગામમાં પોતાની ઠકરાત સ્થાપી તેવો ઉલ્લેખ ગોખરા-શાખાના સોલંકીઓનો ઇતિહાસ જે ગાજણાના ઠાકોર સાહેબ મહેરામણસિંહજીએ સંવત્ ૧૯૭૫ માં છપાવ્યો છે—તેમાં મળી આવે છે. તેમાં તે ઠકરાતમાં ૧૧૬ ગામ ગણાવ્યાં છે, જેમાં બિલોદરા, સલુણ, ડભાણ વગેરે નામો છે, પણ નડિયાદનો માત્ર નદગામ તરીકે

જ ઉલ્લેખ છે. તે ઠકરાત સ્થપાઇ ત્યાર પહેલાં મરીડા ગામની આસપાસ મયો ભીલ રાજ્ય કરતો હતો. આ રીતે જોતાં ભૈરવના મંદિરની આસપાસની જગ્યા પ્રાચીન અને ઐતિહાસિક છે એમ કહેવાય.

પ્રાણમય ભૂમિકાનાં નીચલી બાજૂના સત્ત્વો–ભુત, પ્રેત, પિશાચ, શંખિની, ડાકિની વગેરેના અધિપતિ ભૈરવનાથ ગણાય છે, જ્યારે ઊર્ધ્વ પ્રાણમય ભૂમિકાનાં વિશુદ્ધ ઉન્નત સત્ત્વોના અધિપતિ હનૂમાન ગણાય છે. ભૈરવનાથની ઉપાસના જલ્દી ફળે છે, અને સાંસારિક કામનાઓને સંતોષે તેવાં ધનસંપત્તિ રાજ્ય, હકૂમત વગેરે તથા શત્રુસંહારાદિક કામનાઓ તેમની ઉપાસનાઓથી જલ્દી અને અચૂક સંતોષાય છે. ગોસ્વામી તુલસીદાસજીને રોજ એક ઝાડ નીચે મૂત્રત્યાગ કરવાથી એક ભુત પ્રસન્ન થયું હતું, તેણે તેમને પોતાના અધિપતિ ભૈરવનાથનાં દર્શન કરાવ્યાં, ભૈરવનાથે પોતાના ક્રમમાં તેમને હનૂમાનજીનાં દર્શન કરાવ્યાં, અને હનૂમાનજીએ પોતાના ઇષ્ટદેવ રામચન્દ્રજીનાં દર્શન તુલસીદાસજીને કરાવ્યાં અને પરિણામે સમગ્ર ભારતવર્ષને પોતાનાં પુનિત જળમાં સ્નાન કરાવનારી, રમ્યા રામાયણી કથાનો પ્રવાહ પ્રગટ્યો—એ લોકવાર્તામાંથી ભૈરવનાથનું સ્વરૂપ સમજી શકાય તેમ છે. તેમની મૂર્તિ વિકરાલ હોય છે, અને કાળીચૌદશની રાતે વિધિપૂર્વક તેમની ઉપાસના કરવામાં આવે તો તે પ્રસન્ન થઇ અચૂક દર્શન આપે છે તેવી માન્યતા છે.

**શ્રીનારાયણનું મંદિર**—આ મંદિર ગામની મધ્યમાં હરખજીની હવેલી પાસે, મજમુંદારની પોળ સામે આવેલું છે. સંવત્ ૧૮૫૮ માં મલ્હાવરાવ ગાયકવાડે તેનો પાયો નાંખેલો. મલ્હાવરાવને આજીવિકામાં બોરસદ તથા નડિયાદ મળેલાં. તેની પાયગા (ઘોડાનો રસાલો) જ્યાં રહેલી તેને હજી પણ મલ્હારપરું કહે છે. નારાયણદેવનું મંદિર બંધાય ત્યાર પહેલાં સંવત્ ૧૮૫૯ માં તેને ભાગી જવું પડ્યું, અને તે ફરી

તરફ નાસી ગયો. તેથી વડોદરાવાળા હરિભક્તિ શેઠના ઘરમાંથી રતન શેઠાણીએ તે મંદિર પૂરું કરવાનું હાથ ધર્યું. મૂળ તે મૂર્તિ બરાબર ડાકોર ધામના શ્રીરણછોડજીની મૂર્તિની અનુકૃતિ કરવાનો ઈરાદો હોય તેમ લાગે છે. તેમણે હરખજી પટેલના પાસે જ આવેલા દિવાનખાનામાં કારીગરોને ઊતારો આપ્યો હતો. મંદિર માટે જે ઈંટવાડો ખોદાયો તે જ ખાડો છેવટે 'રતન તળાવ' બની શેઠાણી રતન બાઈની સ્મૃતિ હજી પણ તાજી રાખી રહ્યો છે.

તે અરસામાં મુસલમાન લોકોનો ભય ઉપસ્થિત થયો, અને તે મૂર્તિને ખંડિત ન કરે તેટલા માટે એક ખેડાવાળે પોતાના ઘરમાં સંતાડી રાખી, અને તેના બદલામાં પાંચ ભાગોમાંથી એક ભાગ (પૂજારી તરીકેના ઉત્પન્નમાંથી) તે ખેડાવાળને મળે તેવું રતન શેઠાણીએ ઠરાવ્યું. હજી પણ તે પૂજારીઓમાં એક ખેડાવાળ પૂજારી છે. બાકી મોટે ભાગે ખેડાવાળ પૂજારી નીમાય તે ઓછું જોવામાં આવે છે.

નારાયણદેવ વિષ્ણુનું જ સ્વરૂપ છે. નરોનો સમૂહ તે નાર; અને તેમનું કલ્યાણ કરનાર, તેમની ગતિરૂપ, અયનરૂપ, શરણરૂપ તે નારાયણ—આવી તે શબ્દની વ્યુત્પત્તિ છે. શહેરના મધ્યમાં હોવાથી ઘણા લોકો તે મંદિરનાં દર્શનાર્થે આવે છે. તે બહુ સુંદર છે. આરસપાણના પત્થરની છાબંધી, પાળિયાઓની સ્થાપત્યકૃતિ, કોતરકામ, ભીંત પરનાં ચિત્રો, બે દીપમાળાઓ—જેમાંનું કેટલુંક પાછળથી થયું છે. તે બધું જ બહુ રમ્ય છે. આ મંદિરમાં બેસતા વર્ષે જે દિવસે અનકૂટ લૂંટાવવાની જૂની પ્રથા છે તે લૂંટવા મોટે ભાગે કોળી, વાઘરી અને કણબીઓ જ આવે છે.

**મોટા કામનાથ મહાદેવઃ**—આ દેવાલય મૂળ ઘણું પ્રાચીન હોય તેમ જણાય છે. તે નડિયાદની દક્ષિણ દિશામાં રેલ્વે બાજુનની ઉગમણી બાજુએ આવેલું છે. પેશ્વા સરકારના સમયમાં તે મોજુદ

હતું, અને તેની વ્યવસ્થા માટે આપેલા ખેતરમાંથી—તેની ઊપજમાંથી ગાયોને ઘાસ તથા કૂતરાંને રોટલો નાખવામાં આવતો. હજી સુધી સરકારી કચેરીમાંથી મોતીલાલ માહેશ્વરના કુટુંબને તે મહાદેવની પૂજા બદલ વાર્ષિક આશરે ૩૦)રૂ. ની રકમ મળે છે. એ સ્થાનની જગ્યા બહુ જ એકાંત, રમ્ય અને ચિંતનપ્રેરક છે. ત્રીસેક વર્ષ પર ત્યાં એક સાધુ રાંભુગર હરિગર રહેતા, અને તે મહાદેવની મિલ્કતનો વહીવટ કરતા. પણ તે આળસમાં અને અફીણના વ્યસનમાં વખત ગાળતા, અને ધનની લાલચમાં તેણે વ્યર્થ ભાંગફોડ કરાવી, ખોદકામ કરાવ્યું અને મોટું ખર્ચ કર્યું, અને તે મહાદેવનાં ખેતર દેસાઈ ભાઇલાલભાઇ નરસિંહભાઈને ત્યાં મૂકી ખાધાં. પણ પાછળથી કેટલાક રોજ દર્શન માટે આવતા નાગરિકોએ તે ખેતર સરકારી કોર્ટમાં જઇ છોડાવ્યાં, બેસવા માટે ઓટલા વગેરેની વ્યવસ્થા કરી અને બધું વ્યવસ્થિત કર્યું: તેમાં શ્રી રાવજીભાઇ અંબાલાલ દેસાઇ, શ્રી ધૂળાભાઇ ઓકારભાઇ પટેલ, શ્રી હીરાભાઈ ચતુરભાઇ પટેલ વગેરેનો સારો હિસ્સો હતો.

આશરે ૬૦ વર્ષ પર ત્યાં એક સંન્યાસી સંત સ્વામી શ્રી શંકરાનંદજી પંજાબ તરફથી આવીને રહેલા. તેમણે વેદાંતના શ્લોકોનો સંગ્રહ કરી એક પુસ્તક છપાવ્યું છે. તેમણે તેમની પાસે આવતા ભક્તો મારફતે ૧૦—૧૨ હજાર રૂપીઆ ઊપરાવી સાધુસંતોને રહેવા માટે ધર્મશાળા કરાવી તથા તલાવડીનો આરો બંધાવ્યો, તથા તે મહાદેવના સ્થાનનો જીર્ણોદ્ધાર કર્યો. તે સ્વામીજીનો સં. ૧૯૬૩ ના જેઠ સુદ ૧૨ ના રોજ તે સ્થાનમાં જ દેહવિલય થયો, અને તેમનું પાકું સમાધિસ્થાન પણ ત્યાં જ બાંધવામાં આવ્યું છે.

મહાદેવજી મોટે ભાગે બ્રાહ્મણો તથા નાગરોના ઇષ્ટદેવ ગણાય છે. બ્રહ્મા જેમ સૃષ્ટિના સર્જનહાર છે, વિષ્ણુ જેમ સૃષ્ટિના પાલનહાર છે, તેમ મહાદેવજી સંહારકર્તા મનાય છે. તે ત્રિમૂર્તિમાંના એક

મહાન દેવ છે. કૈલાસનિવાસી, યોગસમાધિમાં લીન રહેનાર, જ્ઞાનરૂપી ત્રીજા નેત્રવાળા, જગતની રક્ષા કાજે હાળાહળ પી જનાર પરમ કારુણિક, નિગ્રહધારી, મહાદેવજી તપ તથા વિદ્યાના ઉદ્ભવસ્થાન મનાય છે. તેમનો વૈરાગ્ય, શ્મશાનવાસ, તાંડવ નૃત્ય, અસુરસંહાર વગેરે પુરાણપ્રસિદ્ધ છે. તે આશુતોષ અને આશુરોષ છે.

**વૈષ્ણવોની હવેલીઃ**—સાંધમાં શ્રીમદ્ વલ્લભાચાર્યના વંશજોની વૈષ્ણવોની હવેલી આવેલી છે. જામનગરની હવેલી તથા નડિયાદની હવેલી બન્નેની ગાદી પર એકજ આચાર્ય બિરાજતા હતા, શ્રીમદ્ વલ્લભાચાર્યનો પુષ્ટિમાર્ગ-ભક્તજનોને ભક્તિ દ્વારા આધ્યાત્મિક પુષ્ટિ મળે છે, અને અનુક્રમે તે સામીપ્ય, સારૂપ્ય, સાલોક્ય, સાયુજ્ય આ ચાર પ્રકારની મુક્તિને પામે છે, અને તેને માટે આત્મ-સમર્પણ મહાન સાધન છે—આ તે માર્ગનો મુખ્ય સિદ્ધાંત છે તેને માટે આચાર્ય દ્વારા બ્રહ્મ-સંબંધ જેના બાહ્ય ચિહ્ન તરીકે કંઠી બાંધવામાં આવે છે. તે લેવો આવશ્યક મનાય છે. તેમાં કુંજવિહારી, રાધારમણ, બંસીના બજવૈયા, ભગવાન ગોવર્ધનધારી શ્રીકૃષ્ણ ઉપાસ્ય દેવ મનાય છે તેમની બાલ્યકાળની શિશુયોગ્ય ચમત્કારિક લીલાઓ, ગોપીઓ સાથેની અનેકવિધ રાસક્રીડા તથા જાતજાતની વિલાસ લીલાઓની ગાથાઓ ગાવામાં આવે છે. ભાગવત અને ગીતા તેમના મુખ્ય અધ્યયનના ધર્મગ્રંથો છે, અને શ્રી પ્રભુજી ( શ્રી વલ્લભાચાર્ય ) ની કૃતિઓનો તે લોકો સવિશેષ અભ્યાસ કરે છે તેમાં શ્રી અનિરુદ્ધાચાર્ય સંસ્કૃતના પ્રખર વિદ્વાન થઇ ગયા અને તેમણે ઉત્તર ગોપાલ તાપની ઉપનિષદ્ વગેરે પર સંસ્કૃતમાં વિદ્વતાપૂર્ણ ટીકાઓ લખી છે.

તેમના અનુયાયી વાણીઆઓ મોટે ભાગે શ્રીમંત હોય છે, અને વેપાર કરે છે. પહેલાંતો મોગલો તથા પેશ્વાના સમયમાં વાણીઆઓને પણ દેસાઇગીરી આપવામાં આવેલી હતી. અઢારમી તથા ઓગણીસમી સદીમાં તેઓનું નડિયાદમાં પ્રાબલ્ય હતું.

**ગોસ્વામીનુ મંદિર, સાતસ્વરૂપની હવેલીઃ**—આ સ્થાનકો બાંધવા માટે શ્રી વિહારીદાસ અજુભાઇ દેસાઇને ત્યાં ઘાસાહેબ–શ્રી પુરુષોતમલાલનો જન્મ થયો તે પ્રસંગે અહદાદવગામાં તેમની જમીન હતી તે મફત કાઢી આપેલી. નાગર કૃષ્ણના વાણીઆઓએ તે મકાનો બંધાવવામાં ખાસ રસ લીધો હતો. ત્યારથી દેસાઇ કુટુંબના લોકો આ વૈષ્ણવ ધર્મમાં પણ આસ્થા રાખતા થયા, સંવત ૧૯૭૭ના ફાગણ વદિ ૭ના રોજ ગોસ્વામી વ્રજરતનલાલજીના સમયમાં નડિયાદમાં છપ્પન ભોગ થયેલા. તે વખતે આસપાસનાં ગામડાંમાંથી ઘણાં લોકો આવેલા, અને ભારે ગીદી થયેલી, પણ સદ્‌ભાગ્યે અને સુવ્યવસ્થા રાખેલી હોવાથી એક પણ અકસ્માત થયો ન હતો.

આ ઉપરાંત નડિયાદમાં જિલ્લા કોર્ટની સામે પૂર્ણેશ્વર મહાદેવનું મંદિર સેઢી નદીની પાસે બંધાવેલું છે, સ્મશાનમાં નાના કામનાથ મહાદેવનું મંદિર, મઢીના મહાદેવ. બાજ ખેડાવાળાની ધર્મશાળા પાસે ઊંડેવાળ તળાવના દક્ષિણ દિશાના આરે યાજ્ઞેશ્વર મહાદેવનાં દેવાલય છે. રતન તળાવ પરનાં ત્રણ મહાદેવનાં ડહેરાં, કેશવજીના કાશીવિશ્વનાથ મહાદેવ (ધર્મશાળા તથા વાડી સાથે), ભગવંતરામના શ્રંખેશ્વર મહાદેવ ( ધર્મશાળા સાથે ), નારાયણ સરોવરના આરા ઉપરનું હનુમાનનું દહેરું ( વાડી સાથે ), રાઘવજી રુદ્રજીના કામનાથમાં આવેલા ગોપનાથ મહાદેવ, વૈદ્યનાથ મહાદેવ ( ધર્મશાળા સાથે ), કૃપાદત્તના કુબેરેશ્વર મહાદેવ, પ્રભુશંકરના મહાદેવ (ધર્મશાળા સાથે), સન્મુખ રામના રાંકડેશ્વર મહાદેવ ( ધર્મશાળા સાથે ), અંબામાતાનું મંદિર ( ધર્મશાળા સાથે ), શ્રી નાથજીનું મંદિર ( માધવાશ્રમ અને લલિતાવનિતાશ્રમ તથા મકાનો સાથે સાક્ષરશ્રી ગોવર્ધનરામે પોતાના પિતાની ઇચ્છાથી તેમના નામ સાથે જોડી બંધાવેલું તે ), હાટકેશ્વર મહાદેવ ( ધર્મશાળા સાથે હાટક એટલે સોનું. હાટકેશ્વર મહાદેવ નાગર લોકોના ઇષ્ટદેવ ગણાય છે ), કેદારેશ્વર મહાદેવ ( ધર્મ-

શાળા સાથે ), ખોડિયાર માતા આગળ મુનિમહારાજ ( શ્રી ગોવર્ધનરામના પિતાના વખતમાં તેમને ત્યાં કાશીના જે નાગર મુનિ મહારાજ આવ્યા હતા તે ) ના ભૂમિદાહવાળા સ્થળના મહાદેવ—' આટલાં સ્થાનકો વડનગરા નાગર લોકોએ બંધાવેલાં છે, અને તેમનાં નામ તેમની સાથે જ આપેલાં છે.

સુરજરામના મહાદેવ સાહેદરા રા. બ. સુરજરામે બંધાવ્યા હતા.

**જૈનદેરાસરો**:–જેમ અમદાવાદ, પાટણ, ખંભાત, ખેડા વગેરે શહેરોમાં જૈન લોકો આવીને વસ્યા હતા, તેમ નડિયાદમાં પણ જૈન લોકો લગભગ ૮૦૦–૯૦૦ વર્ષથી આવીને વસ્યા હતા એમ અહીંનાં દેરાસરોમાં મળી આવતા શિલાલેખો ઉપરથી જણાય છે. ૫ દરમા–સોળમા સૈકામાં તેમની જાહોજલાલી નડીયાદમાં ગણનાપાત્ર હશે તેવું અનુમાન પણ તે જ શિલાલેખો પરથી દોરી શકાય છે. જૈનોના મુખ્ય ત્રણ ફિરકા છેઃ–(૧) શ્વેતાંબર મૂર્તિપૂજક (૨) સ્થાનકવાસી (જે છેલ્લા ચારસો વરસથી નીકળ્યો છે, અને (૩) દિગંબર. નડિયાદમાં પ્રથમથીજ માત્ર શ્વેતાંબર મૂર્તિપુજક ફિરકો જ અસ્તિત્વ ધરાવે છે તે પણ ઉપરોક્ત શિલાલેખો કહી આપે છે. તેમાં પણ શ્રી દેવસૂરિગચ્છ અને શ્રી સાગરગચ્છ—આ બે ગચ્છો જ અહીં પહેલેથી જ વિદ્યમાન છે. તેમના પહેલાં કુલ ૭૦૦ ઘર હતાં તેવી માહીતી જૈનોનો નડિયાદનો ઇતિહાસ જણાવે છે. તે બે ગચ્છોનાં દેરાસરો અને ઉપાશ્રયો પણ જૂદાં જૂદાં છે. એમ કહેવાય છે કે નડિયાદમાં પહેલા કાળમાં સાત દેરાસરો હતાં. પાંચ દેરાસરો તો થોડાક વર્ષો પહેલાં પણ હતાં. અત્યારે માત્ર ત્રણ દેરાસરો હયાતી ધરાવે છે–(૧) શ્રી અજિતનાથ ભગવાનનું, જેને મોટું દેરાસર કહેવાય છે તે, રૂપા પારેખની પોળમાં આવેલું છે. તેમાં બીજાં ચાર દેરાસરોનો સમાવેશ કરવામાં આવેલો છે. આ દેરાસર દેવસૂરિગચ્છનું છે. (૨) શ્રી શાન્તિનાથ ભગવાનનું દેરાસર હીરા કાલીદાસની પોળમાં આવેલું છે, અને

ઉલ્લેખ 'નડીપ્રદ' શબ્દથી કરવામાં આવ્યો છે, એટલે પાંચસો . વર્ષ પર નડિયાદ નડીપ્રદ અથવા નટપ્રદ કહેવાતું હતું. (૨) શ્રી અજિતનાથ, દેરાસરમાંની એક મૂર્તિ (બિંબ) સંવત ૧૨૩૮ માં શ્રીમતી સુલક્ષણાએ ધડાવી. એટલે ઓછામાં ઓછું તે દેરાસરની તે મુર્તિ ૭૬૨ વર્ષ તો જૂની હોવી જોઇએ. તે લેખોમાંથી નીચેના ઉતારા રસપ્રદ અને માહીતી આપનાર નીવડશેઃ—

(१) संवत् १२३८ वैशाख सुदि ११ गुरौ श्री नागेन्द्रगच्छे श्री सिद्धसेनसूरिसंताने—पारेख—चाहडभार्या—सलषणया श्रेयोऽर्थं बिम्बं कारितम् ।

અર્થઃ—સંવત ૧૨૩૮ના વૈશાખ સુદિ અગિયારસને વાર ગુરુએ શ્રી નાગેન્દ્રગચ્છમાં શ્રી સિદ્ધસેનસુરિના સંતાનમાં પારેખ ચાહડની સ્ત્રી સુલક્ષણાએ (પોતાના) કલ્યાણ માટે બિંબ (મૂર્તિ) કરાવ્યું.

(२) संवत् १४७५ वर्षे श्री श्रीमालज्ञातीय श्रे० देवडभार्या देषलदेसुत—चांपाकेन आत्मश्रेयोऽर्थं श्रीप्रभबिम्बं कारायितं, आगमपक्षीय—भ० श्री अमरसिंहसूरिभिः प्रतिष्ठितम् ।

અર્થઃ—સવત ૧૪૭૫ મા વર્ષમાં શ્રી શ્રીમાળી નાતિના શેઠ દેવડની સ્ત્રી દેવળદેવીના પુત્ર ચાંપાએ પોતાના કલ્યાણ માટે પદ્મપ્રભ ભગવાનની મૂર્તિ કરાવી; આગમ પક્ષના ભટ્ટારક શ્રી અમરસિંહસૂરિએ તે પ્રતિષ્ઠા કરી.

તે સાગરગચ્છનું આવેલું છે. (૩) શ્રી આદીશ્વર ભગવાનનું દેરાસર નરખીપોળમાં છે, અને તે દેવસૂરીગચ્છનું છે. વિસર્જન કરાયેલાં બે દેરાસરમાંનું એક મોટી સાંથમાં હતું, અને બીજું કાકરખાડમાં હતું. કાકરખાડવાળા દેરાસરમાંની શ્રી પાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા શ્રી અજિતનાથ ભગવાનના દેરાસરમાં પધરાવવામાં આવી છે.

મોટી સાંથમાંનું દેરાસર એમ સૂચવે છે કે પહેલાં તે લતામાં જૈનોની વસ્તી હશે, જો કે હાલ ત્યાં વૈષ્ણવ વાણીઆઓની જ વસ્તી છે. કાકરખાડમાં પણ તેમની વસ્તી પહેલાં હશે તેવું પ્રબળ અનુમાન થાય છે, અને સત્તરમી સદીની આખરમાં અથવા અરાઢમી સદીની શરૂઆતમાં જે કેટલાંક પાટીદાર કુટુંબોને જૈનધર્મી કોઇ મહાન આચાર્યે જૈન બનાવ્યા હશે તેમાંનાં 'સુતરીઆ' કુટુંબનાં ૨૦-૨૫ કુટુંબો હજી પણ સુતરીઆ પોળમાં વસવાટ કરે છે તે વાત તે ઐતિહાસિક ઘટનાની સાક્ષી પુરે છે. દેવસૂરિગચ્છનો ઉપાશ્રય શ્રી શાન્તિનાથ ભગવાનના દેરાસરની બાજૂમાં આવેલો છે. આ બંને પ્રમાણમાં મોટા ઉપાશ્રયો એમ બતાવી આપે છે કે એક વખત જૈનધર્મીઓની જાહોજલાલીના કાળમાં અહીં ઘણા સાધુઓએ વિહાર કર્યો હશે, ચોમાસાં ગાળ્યાં હશે અને વિદ્યાભ્યાસ, તપ તથા ધર્મ-પ્રરૂપણાઓ કરી હશે.

મહુધાનિવાસી વૈદ્ય શ્રી ચીમનલાલે લલ્લુભાઈ ઝવેરીએ 'જૈન સત્યપ્રકાશન ક્રમાંક ૧૨૪ માં 'નડિયાદના એક જિનમંદિરની પ્રતિમાઓના લેખ' શીર્ષક હેઠળ જે ઊતારાઓ આપ્યા છે તે પરથી ત્રણ વસ્તુઓ સિદ્ધ થાય છેઃ—(૧) શ્રી અજિતનાથ ભગવાનના દેરાસરમાં જે પાષાણમૂર્તિઓ અને ધાતુપ્રતિમાંઓ છે, તેના પર લખેલા લેખ (નંબર પાંચ) બતાવે છે કે લગભગ ૫૦૦ વર્ષ પર વાયડા જ્ઞાતિના વાણીઆ પણ કેટલાક જૈન ધર્મી હતા અને 'વાયડા પોળ'—જે અમદાવાદી બજારમાં મોચીવાડમાં આવેલી છે, તેનું નામ તેમાંના કોઇક પ્રસિદ્ધ પુરુષ પરથી પડયું હશે (૨) તે જ લેખમાં નડિયાદનો

ઉલ્લેખ 'નટીપ્રદ' શબ્દથી કરવામાં આવ્યો છે, એટલે પાંચસો . વર્ષ પર નડિયાદ નટીપ્રદ અથવા નટપ્રદ કહેવાતું હતું. (૩) શ્રી અજિતનાથ, દેરાસરમાંની એક મૂર્તિ (બિંબ) સંવત ૧૨૩૮ માં શ્રીમતી સુલક્ષણાએ ઘડાવી. એટલે ઓછામાં ઓછુ તે દેરાસરની તે મુર્તિ ૭૬૨ વર્ષ નો જૂની હોવી જોઇએ. તે લેખોમાંથી નીચેના ઊતારા રસપ્રદ અને માહીતી આપનાર નીવડશે—

(१) संवत् १२३८ वैशाख सुदि ११ गुरौ श्री नागेन्द्रगच्छे श्री सिद्धसेनसूरिसंताने—पारेख—चाहडभार्या—सलपणया श्रेयोऽर्थं बिंबं कारितम् ।

અર્થઃ-સંવત ૧૨૩૮ના વૈશાખ સુદિ અગિયારસને વાર ગુરુએ શ્રી નાગેન્દ્રગચ્છમાં શ્રી સિદ્ધસેનસૂરિના સંતાનમાં પારેખ ચાહડની સ્ત્રી સુલક્ષણાએ (પોતાના) કલ્યાણ માટે બિંબ (મૂર્તિ) કરાવ્યું.

(२) संवत् १४७५ वर्षे श्री श्रीमालज्ञातीय श्रे० देवडभार्या देवलदेसुत—चांपाकेन आत्मश्रेयोऽर्थं श्रीप्रभबिंबं कारायितं, आगम-पक्षीय—भ० श्री अमरसिंहसूरिभिः प्रतिष्ठितम् ।

અર્થઃ-સવંત ૧૪૭૫ મા વર્ષમાં શ્રી શ્રીમાળી જ્ઞાતિના શેઠ દેવડની સ્ત્રી દેવળદેવીના પુત્ર ચાંપાએ પોતાના કલ્યાણ માટે પદ્મપ્રભા ભગવાનની મૂર્તિ કરાવી; આગમ પક્ષના ભટ્ટારક શ્રી અમરસિંહસૂરિએ તે પ્રતિષ્ઠિત કરી.

(३) विक्रम संवत् १४९५ वर्षे मारुतज्ञातीय—श्रा० टबकू भ्रातृ मे०—महिपा—मा०—रूपमादे मा०—शाणी—पुत्र—मे० बूटाकेन निज श्रेयोऽर्थं श्री वर्धमानचतुर्विंशतिपट्टः कारित· प्रतिष्ठितः श्रीसूरिभिः ।

અર્થ-વિક્રમ સંવત ૧૪૯૫ ના વર્ષમાં મારુત જ્ઞાતિની શ્રાવિકા ટબકૂના ભાઇ મહેતા મહિપાની સ્ત્રી લખમાદેવી તથા શાણીના પુત્ર

મહેના બૂટાએ પોતાના કલ્યાણ માટે શ્રી વર્ધમાન જિન મુખ્ય ચોવીસ પટ્ટક કરાવ્યા. અને તેનું શ્રી સૂરિએ પ્રતિષ્ઠાન કર્યું.

(४) संवत् १५०६ वर्षे वैशाखसुदि. ६ दिने श्री श्रीमाल-ज्ञातीय–शा०–सरवणभार्या–टीबूसुत–देवराजेन भा०–मटकूसु० जीवा-भादा–कुटुंबयुतेन स्वश्रेयसे श्री अजितनाथबिम्बं कारितं प्रतिष्ठितं तथा श्रीरत्नशेखरसूरिभिः ।

અર્થ;–સવત ૧૫૦૬ ના વર્ષમાં વૈશાખ સુદિ છઠે શ્રીમાળી જ્ઞાતિના શાહ સરવણના સ્ત્રી ટીબુન પુત્ર દેવરાજે, સ્ત્રી મટકૂના પુત્ર જીવા તથા ભાદા કુટુંબ સહિત, પોતાના કલ્યાણ માટે શ્રી અજિત-નાથની મૂર્તિ કરાવા અને શ્રી રત્નશેખરસૂરિએ તેની પ્રતિષ્ઠા કરી.

(५) संवत् १६०८ वर्षे वैशाखसुदि ५ वायडाज्ञातीय–नट-प्रदीवासि–दो०कर्मसी–भा० कर्मादे–सुत-दो० जुठालेन भा०–माणिकदे भ्रा० शिवा भा०–बीजलदे–पु०–वीरुआ-जेसिंगादि–कुटुंबयुतेन स्वश्रेयसे श्रीधर्मनाथबिम्बं कारितं प्रतिष्ठितं तथा श्रीसोमसुंदरसूरिपट्टे श्रीमुनिसुंद-रसूरि–श्रीजयचन्द्रसूरि–श्री रत्नशेखरसूरिभिः ।

અર્થ :—સંવત ૧૫૦૮ ના વૈશાખ સુદિ પાંચમને દિવસે વાયડા જ્ઞાતિના નડિયાદવાસી દોશી કરમસીની સ્ત્રી કર્માદેવીના પુત્ર દોશી જૂઠાએ, સ્ત્રી માણેકદેવી તથા ભાઈ શિવાની સ્ત્રી બીજલદેવીના પુત્ર વીરા અને જેસંગ વગેરે કુટુંબ યુક્ત, પોતાના કલ્યાણ માટે શ્રી ધર્મનાથની મૂર્તિ કરાવી, અને તે તથા ગચ્છના શ્રી સોમસુંદરસૂરિની માટે શ્રી મુનિ સુંદરસૂરિ શ્રી જયચંદ્રસૂરિ તથા શ્રી રત્નશેખર સૂરિએ પ્રતિષ્ઠિત કરી.

જૈન ધર્મ લગભગ બૌદ્ધ ધર્મનો સમકાલીન ધર્મ છે. આદિનાથ ઋષભદેવથી માંડીને ૨૫ મા તીર્થંકર શ્રી મહાવીર સ્વામી સુધીના ભગવાનોએ તે ધર્મને સંસ્કાર્યો છે. વચ્ચે મલ્લીનાથ નામના સ્ત્રી કેવળી ભગવાન પણ ગણનામાં આવે છે, અને ૨૩મા તીર્થંકર ભગવાન પાર્શ્વનાથ પણ મુખ્ય તીર્થંકરોમાંના એક ગણાય છે. જે પોતાના

ઇન્દ્રિયમનનો સંપૂર્ણ જય કરે તે જિન—કેવલી ભગવાન, અને તેમના અનુયાયીઓ જૈન કહેવાય છે. તીર્થંકર એટલે તીર્થની પ્રવર્તના કરનાર. તીર્થ એટલે જેનાથી લોકો ભવસાગર તરી જાય તે સાચો ધર્મ. તેમના તત્ત્વજ્ઞાનની ભૂમિકા સ્યાદ્વાદ પર રચાયેલી છે, અને તે વાદ દરેક પદાર્થને અમુક અમુક દૃષ્ટિઓથી સાચો હોવાની શક્યતા સ્વીકારે છે, આ રીતે જોતાં આ સિદ્ધાંત પરમતસહિષ્ણુતાનો પાયો છે, અને પ્રતિપક્ષીનું અથવા બીજાનું દૃષ્ટિબિન્દુ સ્વીકારવાની સરળતા કરી આપે છે. સાધનપ્રણાલીમાં જૈન ધર્મ અહિંસા ઉપર ખૂબ ભાર મૂકે છે, અને કોઈ પણ જીવાણુને કોઈ પણ પ્રકારે પીડા ન થાય તેનો આગ્રહ સેવે છે. તપ દ્વારા કર્મોને ખપાવી નાંખવાની—તેમનો પૂર્ણ ક્ષય કરવાની પરિપાટી ઉપર તે ભાર મૂકે છે જન્મ, સુખદુઃખ, નામ, ગોત્ર, ખોડખાંપણ, ધનસંપત્તિ, જ્ઞાનની ઉત્પત્તિ—વગેરે સર્વ વસ્તુઓ કર્માધીન હોઈ, તેના અટલ નિયમને વશ વર્તે છે એમ તેઓ માને છે. પરિણામે જૈનધર્મમાં કર્મ સર્વોપરી સત્તા બની જાય છે, અને તેથી જ ઇશ્વરનું સ્થાન કર્મ લઈ લે છે, અને માનવહૃદયની પૂજાની ભૂખ અરિહંત ભગવાન કેવલીને જ ઇશ્વર માની પૂજે છે. તેમનામાં શ્વેતાંબરો કરતાં દિગંબરો વધારે કડક ત્યાગની માગણી કરે છે, મલ્લીનાથ જેવા સ્ત્રી કેવલીને પણ પુરુષ જન્મ સિવાય કૈવલ્યપ્રાપ્તિ નથી તેમ માને છે, અને ભગવાન મહાવીર સ્વામીને પણ બિલકુલ વસ્ત્રનો પરિગ્રહ ન હતો તેવી આગ્રહભરેલી માન્યતા સેવે છે. મૂળ મગધદેશમાં મહાવીર સ્વામીએ ત્રિશળા માતાને પેટે જન્મ લઈને પ્રવર્તાવેલો, આ જૈન ધર્મ ત્યાંથી આવી ગુજરાતમાં વધારે પ્રમાણમાં ફેલાયો, અને ગુજરાતની મૂળથીજ પોચી ભૂમીને 'અમારી' સિદ્ધાંતનાં પાણી પાઈ વધારે પોચી બનાવી તે પણ એક આશ્ચર્યકારક વિધિઘટના જ છે ત્યાગ પર ખૂબ ભાર મૂકનાર આ ધર્મના અનુયાયીઓ મોટે ભાગે બહુ જ શ્રીમંત વેપારીઓ હોય છે એ એક બીજું આશ્ચર્ય છે. ગુજરાતમાં પાટણમાં મહારાજ સિદ્ધરાજ સોલંકીના અને કુમારપાળના સમયમાં પ્રગટેલા, મહાન પ્રતિભાશાળી, કલિકાલસર્વજ્ઞ હેમચન્દ્રાચાર્ય સૂરીએ—જે 'વટવાણના મોટ

વણિકના પુત્ર હતા–તેમણે જૈન ધર્મને ભારે પ્રતિષ્ઠા આપી અને ખૂબ ફેલાવો કર્યો દેલવાડાનાં દહેરાં, ગિરનારનાં મંદિર, ખંભાતનું જૈન દેરાસર, પાટણ તથા ખંભાતના ગ્રન્થભંડાર—આ કારીગરી, કળા, તથા સાહીત્યનું ઉત્તેજન જૈન ધર્મને આભારી છે. ખંભાતમાં રહેતા ઉદયન મહેતા, વિમલમંત્રી વગેરે મુત્સદ્દીઓ, અને શ્રીમદ્‌રાજચંદ્રજી તથા તેમનો અગાસનો આશ્રમ તે પણ ગુજરાતને જૈન લોકોનું જ અર્પણ છે.

તે ઉપરાંત સ્ટેશનના દક્ષિણ બાજૂના પડેલા ધડનાળા પાસે માઇ મંદિર હમણાં સ્થપાયુ છે, તે શ્રી કેશવલાલ ભવાનીશંકર પંડ્યાની ભક્તિ અને પરિશ્રમનું ફળ છે. ત્યાં માતાજીની મૂર્તિ બહુ રમ્ય અને મનોહર છે, તથા પ્રાણપ્રતિષ્ઠા વિધિપૂર્વકની અને ચેતનવંતી–જાગ્રત છે. શ્રી કેશવલાલ ત્યાંથી 'શક્તિ' નામનું ધાર્મિક માસિક ચલાવે છે.

ગામમાં કંસારવાડાથી શાકબજાર તરફ જતાં 'વેદાંતભવન' નામનું સ્થાનક ચાલે છે. તેના મૂળ સ્થાપક શ્રી ગોપાલદાસ મહારાજ બોરસદના કુંભાર જ્ઞાતિના નિષ્ઠાવાન સંત હતા વેદાંતના સિદ્ધાંતોના પાયા પર તેમની અડગ સ્થિતિ હતી, અને તેમની કથાઓનો લાભ નડિયાદનાં અનેક માણસો લેતાં. ઈ. સ. ૧૯૨૫ થી ૧૯૩૫ ના દશકામાં તેમણે નડિયાદની જનતામાં વેદાંતના જ્ઞાનનો કોઇ અજબ ચેતન રસ પૂર્યો. તેમની વાણી તરવારની ધાર જેવી કડક, સત્યવક્તૃત્વવાળી, સચોટ અને સિદ્ધાંતનિષ્ઠ હતી. નડિયાદના ધાર્મિક ઘડતરમાં તેમનો પણ મોટો ફાળો છે. અત્યારે સ્વામીશ્રી

આત્માનંદજી તથા મારતર શ્રી ચુનીલાલ ગાંધી 'વેદાંત ભવન'માં કથાપ્રવચનો કરે છે. તે સંસ્થાએ શ્રી ગોપાલદાસ મહારાજની સ્મૃતિમાં શ્રી ગોપાલપ્રસાદના મણકા રૂપે બારેક પુસ્તકો પ્રગટ કર્યાં છે. તેમાં રામાયણમાંથી, અષ્ટાવક્ર ગીતામાંથી, અવધૂત ગીતામાંથી, અધ્યાત્મ રામાયણમાંથી, હિંદી ભજનોમાંથી, વેદાંત સ્તોત્રોમાંથી વગેરે પુસ્તકોમાંથી સુંદર શ્લોકોનો સંગ્રહ કરી સરળ અનુવાદ આપેલો છે.

આ ઉપરાંત પ્રણામી લોકોનું મંદિર, તથા અગમનિગમના સંત ઓલિયા–સંસારી વિરક્ત, અલખયોગનાં ગયબી યોગી, કબીર મહારાજના સિદ્ધાંતોને ફેલાવતું કબીરપંથી, લોકોનું સ્થાનક પણ નડિયાદમાં છે. કબીરપંથીઓ સુરતાને સાધી, ત્રિકુટીયોગ રચી, અલખ નિરંજન દેવની ઉપાસના કરે છે. તેઓના પંથમાં હિંદુઓ તથા મુસલમાનો બને હોય છે, તથા ન્યાતજાતના ભેદો હોતા નથી. તેમનાં ભજનોમાં સુરતાયોગ, 'નવલખ તારા અને નવલખ સૂરજ' ને ભીતરમાં જ પેખવાનો યોગ છે. તે નિરાકાર નિરંજનની, અલખ-ચિત્સ્વરૂપની ઉપાસના કરે છે.

મુસલમાનોની મસીદો સાંથમાં, સલુણબજારમાં, નવાગામમાં જતાં વહોરવાડમાં, કાકરખાડની બારીમાં આમ અનેક જગ્યાએ આવેલી છે.

નડિયાદમાં ખ્રિસ્તી લોકોનું મુખ્ય મિશન મેથોડિસ્ટ લોકોનું છે. તેને જુદી વીજળી બત્તીની સગવડ છે. તે સં. ૧૯૫૬માં સ્થાપવાની શરૂઆત થયેલી. તેમાં પ્રાથમિક, શાળા, ઉદ્યોગશાળા મિશન હોસ્પીટલ–જ્યાં ઓપરેશન માટે તથા બીજી સારવાર માટે અનેક લોકો મુખ્ય કાઠિયાવાડથી પણ આવે છે, તે છે. બીજું રોમન કેથેલિક લોકોનું દેવળ સ્ટેશન લાઇન પર, પોલીસ લાઇન્સની સામે છે. વિકટોરિયા જ્યુબીલી બાગની પાસે, નાનું સરખું, એપિસ્કોપેલિયન દેવળ પણ છે. કોન્ગ્રેસના 'સંતા મંદિર'ની બાજૂમાં મુક્તિફોજનું પણ સારું ગણાય તેવું થાણુ છે.

આ રીતે જોતાં નડિયાદમાં ધાર્મિક ભાવનાની વૃદ્ધિ અને વિકાસ માટે દરેક ધર્મના તથા સંપ્રદાયના તથા પંથોના અનુયાયીઓ માટે પૂરતો જોગવાઇ, ધર્મસ્થાનો, દેવાલયો, મંદિરો, મસીદો તથા દેવળો છે.

નડિયાદની પ્રજામાં ધર્મસંસ્કારો રોપવા તથા પરિપુષ્ટ કરવા તે ઉપરાંત અનેક સંત મહાત્માઓ આવીને અવારનવાર રહ્યા છે. મજૂસરવાળા મુગટરામ મહારાજના સત્સંગનો લાભ નડિયાદના દેસાઇ કુટુંબના ઘણા નબીરાઓને, શેઠ શ્રી ઝીણાભાઇના કુટુંબને વગેરેને મળ્યો છે. વળી સંતરામ મંદિરમાં ઇ. સ. ૧૯૧૦ થી ૧૯૨૫ સુધીના ૧૫ વર્ષના ગાળામાં શ્રી જાનકીદાસ મહારાજે ઘણાનાં તમાકુનાં

વ્યસન છોડાવ્યાં છે, ઘણાને ચા, પાન, બીડી, હુક્કાના ત્યાગ કરાવ્યા છે, ઘણાને નીતિથી જ કમાણી કરવાના રસ્તા પર ચઢાવ્યા છે, અને ઘણાને રામાયણ, ભક્તિ-જ્ઞાન વૈરાગ્યના દોહાથી માંડીને ઉપનિષદો તથા બ્રહ્મસૂત્રના ભાષ્યના અભ્યાસ પણ કરાવ્યા છે. તેમના જેવા નિષ્ઠાવાન નિરભિમાની સંત પુરુષ તથા વિદ્વાન બ્રહ્મનિષ્ઠ શ્રી નારાયણ મુનિ જેવા તે વખતે ગુજરાતમાં મળવા દુર્લભ હતા. તે બંનેની સમાધિ પણ સંતરામ મંદિરમાં છે. 'એક અમદાવાદના સરયૂદાસ મહારાજ અને બીજા જાનકીદાસ મહારાજ જેવા નિષ્ઠાવાન નિરભિમાની સંતો મેં બીજે આ બાજુએ જોયા નથી' એવું વચન ગોદડીઆ મહારાજ શ્રી પ્રકાશાનંદજીએ એકવાર કાઢ્યું હતું. કડક ત્યાગી, કરુણાળુ સ્વભાવવાળા, તિતિક્ષાયુક્ત સ્વામી શ્રી પ્રકાશાનંદજી (ગોદડિયા મહારાજે) એ પણ નડિયાદના અનેક ભક્ત લોકોમાં ધર્મસંસ્કારનાં બીજ વાવ્યાં છે, પોષ્યાં છે, તથા ફાલવ્યાં છે. ત્યાર પહેલાં પણ શ્રી અવધૂતાનંદજી અને એવા ઘણા સંતો અહીં આવી લોકોને ધર્મલાભ કરાવી ગયા છે. 'સસ્તું સાહિત્ય કાર્યાલય' કાઢી ગરીબ ધર્મપ્રિય જનતા પર અનહદ ઉપકાર કરનાર, મૂળ બોરસદના લુહાણા, નિખાલસ હૃદયવાળા, પરગજુ સ્વામી શ્રી અખંડાનંદજીનો લાભ-સત્સંગ પણ અહીં નડિયાદમાં ઘણાને મળ્યો છે.

શ્રી મણીભાઇ નભુભાઇ ડૉક્ટર રામસિંહ વગેરેના સમયમાં પણ નડિયાદને અનેક સાધુસંતો તથા મહાત્માઓના સત્સંગનો લાભ મળ્યો હતો. ત્યાર પછી મોગલ કોટમાં આવેલા 'સત્સંગ મંડળ'માં છેલ્લાં ૨૫ વર્ષથી રોજ કથાવાર્તા, ભજનકીર્તન એકધારાં ચાલતાં આવ્યાં છે. અને અનેક ભાઇઓ તથા બેનોને ધર્મસંસ્કારોના ખાસ લાભ મળે તેવી વ્યવસ્થા થઈ રહી છે, તેનો મૂળ જશ શ્રી બાપાલાલભાઈ તથા શ્રી હરીભાઈ મરઘાભાઈ દેસાઇને ફાળે જાય છે.

આ ઉપરથી સમજાશે કે નડિયાદનું આંતર વાતાવરણ કેવું છે, તેમાં આધ્યાત્મિક પ્રવણતા અને અભિમુખતા કેવાં અને કેટલાં છે, અને કેમ તેમાં સાત્ત્વિકતા સભર ભરેલી છે.

## ૯ નડિયાદના સાક્ષરો

શ્રી મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી નડિયાદના વડનગરા નાગર બ્રાહ્મણ હતા. તેમનો જન્મ વૈશાખ વદિ આઠમ સંવત ૧૮૯૬ (ઈ. સ. ૨૩ મી મે ૧૮૪૦)માં નડિયાદમાં જ થયેલો. તેમનો જન્મ અત્યારે શ્રી ચોપટલાલ ઝવેરીલાલ યાજ્ઞિક રહે છે તે મકાનમાં થયો હતો. તેમનું અવસાન સંવત ૧૯૬૩ ના વૈશાખ સુદ અગિયારસને (૩૦ મી મે ૧૯૦૭) દિવસે થયેલું. તેમના દાદાનું નામ સૂર્યરામ શિવરામ અને માતાનું નામ શ્રી ઉમેદકુંવર હતું. તેમના પિતા તેમની આઠ માસની ઉંમર થતાં ગુજરી ગયેલા, અને તેમની ઉછેર તથા કેળવણીનો ભાર તેમનાં માતા પર પડેલો. તેમનો બાલ્યકાળ બહુ ગરીબાઈમાં વીતેલો. હાટકેશ્વર મહાદેવમાં તે વખતે દર શુક્રવારે ચણા વહેંચાતા, તે તે લાવતા. તે વખતે આજની પેઠે કેળવણીની સગવડ ન હોવાથી તેમને અમદાવાદ, ખેડા વગેરે જગ્યાઓએ ફરવું પડેલું. તે આપવીતી સંભારીને જ તેમના સુખી દિવસોમાં મુંબઈમાં પોતાને ઘેર રાખીને તેમણે શ્રી દોલતરામ કૃપારામ પંડ્યાને, શ્રી છગનલાલ પંડ્યાને તથા શ્રી કૃષ્ણશંકરને વિદ્યાભ્યાસની સગવડ કરી આપેલી. ઈ. સ. ૧૮૬૧ માં તે એલ્ફિન્સ્ટન પરીક્ષામાં પાસ થયા, અને વધુ અભ્યાસ માટે તે મુંબઈ ગયા.

આંખે ગરમી લાગવાથી, બે વર્ષ પછી અભ્યાસ છોડી દઇને તે શ્રી માધવલાલ ધીરજલાલ (શ્રી ગોવર્ધનરામના પિતા)ની પેઢીમાં જોડાયા હતા. તે કાળે મુંબઈમાં શેરસટ્ટાનો પવન ખૂબ વાતો હતો, અને તેમાં મનસુખરામભાઇને પણ સારા પૈસા મળ્યા હતા.

અમદાવાદના નિવાસ દરમિયાન તે 'બુદ્ધિપ્રકાશ'માં લેખો લખતા, અને વિદ્યાવર્ધક સભાના સભ્ય તરીકે આગળ પડતો ભાગ લેતા હતા. મુંબઇમાં સ્થાયી રહેવાનું થતાં ત્યાં તેમણે શ્રી ફાર્બસ સભા સ્થાપી હતી અને બુદ્ધિવર્ધક સભાના પણ તે આગળ પડતા સભ્ય હતા.

તે વખતના ગુજરાતના તે એક વધારેમાં વધારે પ્રતાપી અને ઓજસ્વી પુરુષ હતા. શ્રી ગોવર્ધનરામ ભાઇને તેમના પુત્ર જેવા તે ગણતા. તેમના પર તથા દોલતરામ કૃપારામ પંડ્યા પર તેમની, તેમની અભ્યાસપરાયણતાની, તેમની સંસ્કૃતમયતાની ગાઢી છાપ પડેલી. શ્રી ગોરધનભાઇ તો દરેક વાત તેમને પૂછીને જ કરતા. શ્રી ગોવર્ધનરામ ગુજરી ગયાની વાત સાભળીને શ્રી મનસુખરામભાઇને આઘાત થયો, તેમને ચકરી આવી અને તે બેભાન થઈ પડી ગયા. તે તેમની માંદગીની શરૂઆત. આ જ માંદગી તેમને ૭ માસ પછી જીવલેણ નીવડી. શ્રી મનસુખરામભાઈ સ્વભાવે બહુ જ ભવ્ય અને ઓછાબોલા હતા. તે દરેક શબ્દ જોખીજોખીને બોલતા. વૃદ્ધાવસ્થામાં પણ તે દરરોજ ૩-૪ માઇલ ફરી આવે ત્યારે જ તેમને ચેન પડતું. તે હમેશાં ટટ્ટાર બેસતા, અને શરીરસ્વાસ્થ્યની બહુ જ કાળજી રાખતા.

મુંબઇમાં તેમને જૂનાગઢના દિવાન સુદ્ર ગોકુળજી ઝાલાને મળવાનું થયું. તે મિલન ગાઢ મૈત્રીમાં પરિણમ્યું. પારણામે તેમણે દિવાન સુદ્ર ગોકુળજી ઝાલાનુ જીવનચરિત્ર લખ્યું. તેમને વેદાન્તનો

બહુ જ શોખ હતો. શ્રી ઝવેરીલાલ યાજ્ઞિકની ભલામણથી તથા દિવાન સુશ્રી ગોકુળજી ઝાલાની મૈત્રીથી તે જૂનાગઢ રાજ્યના મુંબઇના એજન્ટ નીમાયા. અને પછી તેઓ ક્રમેક્રમે તે કચ્છ, ઇડર, ભાવનગર વગેરે રાજ્યોના એજંટ તરીકે નીમાયા હતા. તે દરેક રાજ્યમાં એટલી બધી લાગવગ ધરાવતા કે બધે જ દિવાનોની નીમણુંક તેમની સલાહ પ્રમાણે જ થતી. આથી તો તે કાઠિયાવાડનાં રાજ્યોના દિવાન-નિર્માતા ( Diwan–maker) કહેવાતા હતા. રાજ્યોનાં કામકાજમાં તેઓ પ્રવૃત્ત રહેતા હતા, છતાં તેમણે પૂર્વકાળનો વિદ્યાવ્યાસંગ છોડયો નહિ. તે મુંબઇ વિદ્યાપીઠના ફેલો નીમાયા હતા. તેમની આસપાસ વિદ્વાનોનું અને સાહિત્યરસિક જનોનું મંડળ નિશદિન જામેલું રહેતું. તે દરેકને યોગ્ય ઉત્તેજન આપતા, અને ઘણા સાક્ષરો, વિદ્વાનો તથા કવિઓનું પ્રેરણાસ્થાન બની ગયા હતા. મુંબઇ નિવાસ-કાળ દરમિયાન તે ચાઇના બાગમાં રહેતા.

મનસુખરામભાઇ પોતે જેના એજન્ટ હતા તે રાજ્યોનું હિત જાળવવા 'ટાઇમ્સ ઓફ ઇન્ડિયા ' બ્રિટિશ પાર્લામેન્ટ, મુંબઇના ગવર્નરની સેક્રેટરિયેટ વગેરે જગ્યાઓએ લાગવગ ધરાવતા થઇ ગયા હતા તે બધી જ જગ્યાઓએથી માહીતી મેળવવા તે માણસો નીમતા, અને આ તેમના ચારવર્ગને-જાસૂસોને તે 'પોપટ,' 'ચકલી,' 'બિલાડી' એવાં ગુપ્ત છદ્મનામોથી બોલાવતા અથવા નિર્દેશ કરતા. તેમના સંબંધી થતી વાતચીતમાં બીજા કોઇ હાજર હોય, તો પણ તેમને સમજ પડતી નહિ.

મહુધાના વિદ્વાન, ગુજરાતના પિંગળશાસ્ત્રના અને રંગભૂમિના આદ્ય પિતા, શ્રી રણછોડલાલ ઉદયરામ્ તેમના ખાસ મિત્ર હતા. તેઓ બંને સંસ્કૃત ભાષાના ઉદ્ધારમાં જ ગુજરાતી ભાષાનું શ્રેય જોતા, અને તેને માટે યથાશક્ય બધા જ પ્રયત્નો કરતા. બંનેને પોતાનાં પુસ્તકો દેવનાગરી લિપિમાં છપાય તેવો આગ્રહ હતો, એથી

બીજા પ્રાન્તના લોકો પણ તેમનો લાભ લઇ શકે. કેટલીકવાર તો ચિત્તવિનોદ માટે બંને મિત્રો સાથે કાવ્ય રચતા. પ્રસિદ્ધ અંગ્રેજી કાવ્ય ' The Psalm of life 'નો ભાવાનુવાદ બંનેએ એક ઝૂલણા છંદમાં રચેલા ગુજરાતી કાવ્યમાં કર્યો હતો, જે કાવ્ય જૂની ગુજરાતી સાતમી ચોપડીમાં લેવામાં આવ્યું હતું. તેમાં છેલ્લી બે લીટીઓ સૂચિત કરે છે કે તે કાવ્યરચના બંને મિત્રોએ ભેગા મળી કરેલી. તે કાવ્યનું શીર્ષક છે ' જિંદગાની વિષે, ' અને આ રહી તેની છેલ્લી બે લીટીઓઃ—

રંક રણુછોડની વિનતિ વેગથી,
વાંચીને તોળ તત્કાળ એને,
ભક્તિના ભાવથી થાય મનસુખ તો,
દાસ પ્રભુનો થઇ સેવ તેને.

તેમનાં પત્નીનું નામ શ્રી ડાહીલક્ષ્મી. તેમના નામ પાછળ તેમણે શ્રી ડાહીલક્ષ્મી પુસ્તકાલય ૩૦ હજાર રૂપીઆ ખર્ચી બંધાવેલું. તેમાં ૨૦ હજાર રૂપીઆનાં પુસ્તકો તેમણે મૂકેલાં. જે પુસ્તકો તે પોતે જેના એજન્ટ હતા તે રાજ્યો માટે ખરીદતા, તેમની એકએક બીજી નકલ ખરીદી તે ડાહીલક્ષ્મી પુસ્તકાલય માટે મોકલતા. તેમનાં પત્ની સંવત ૧૯૪૨ ના જેઠ વદિ છઠને દિવસે મૃત્યુ પામ્યાં. તેમનાં માતુશ્રી ઉમેદકુંવર સંવત ૧૯૩૮ના આસો વદિ તેરસને રોજ ગુજરી ગયેલાં. એટલે તેમણે પુસ્તકાલયના મકાનના નામ સાથે પોતાની પત્નીનું નામ જોડયું, અને તેના મેડાના હોલ સાથે પોતાનાં માતાનું નામ જોડ્યું. વળી તે સંસ્કૃતપ્રિય હોવાથી પોતાના પુત્ર શ્રી મનસુખરામને ટૂંકામાં ' રામ ' કહીને બોલાવતા, તેથી પોતાનાં પુત્રવધૂ ' મંછુબેન 'ને તે ' સીતા ' કહી બોલાવતા. તે ગુજરી ગયાં, ત્યારે તેમના નામથી તેમણે ડાહીલક્ષ્મી પુસ્તકાલય પર

'સીતા ટાવર (ઘડિયાળ)' મૂકાવ્યું. મૂળ તો તેમની ઇચ્છા આખા ગામમાં જેના ટકોરા સંભળાય તેવું ઘડિયાળ તે પુસ્તકાલય પર મૂકવાની હતી. તેમણે પુસ્તકાલયના ટ્રસ્ટમાં પોતાનાં પુસ્તકોની ભવિષ્યમાં આવૃત્તિઓ કાઢવા ૧૦ હજાર રૂપીઆની જોગવાઇ કરી છે.

તેમને સંસ્કૃતમય ભાષા વાપરવાનો શોખ હોવાથી, શ્રી રમણભાઇ નીલકંઠ અને તેમના સહચારીઓ તેમની ઠેકડી કરતા, અને 'ભદ્રંભદ્ર' નો જન્મ પણ તે ઉપાલંભપ્રવૃત્તિમાંથી જ થયો હતો. સંસ્કૃતને પુનર્જીવિત અને પ્રચલિત કરવા માટે તેમણે રામાયણ અને ગીતાના શ્લોકોમાં આવતા શબ્દોના પ્રત્યયો જ માત્ર ફેરવીને તેમનું ગુજરાતી રૂપાન્તર છપાવ્યું હતું. અલબત્ત, આ મહત્ત્વાકાંક્ષાભર્યો પ્રયત્નનો ફેજ પાછળથી બહુ કરુણ આવ્યો હતો.

અસ્તોદય તથા નગદમપંતી, દેશી રાજ્ય અને મનુસ્મૃતિમાંનો રાજ્યનીતિસાર, ફાર્બસ જીવનચરિત્ર, સુદ ગોકળજી ઝાલા અને વેદાંત, કરસનદાસ અને તત્સંબંધમાં વિચાર, વિચાર સાગર (નિશ્ચલદાસનો), વેદાન્ત વિચાર, A sketch of Vedant Philosophy, ઉત્તરજયકુમારી, મણિરત્નમાલા, વિપત્તિ વિષે નિબંધ, અદ્વૈતાનુભૂતિનું સટિપ્પણ ભાષાંતર, વાર્તિક તથા લેખનવાચન—આ તેમની મુખ્ય કૃતિઓ છે.

તે નાગરશાહી પાઘડી અને કોસવાળો અંગરખો પહેરતા. તેમના મુખ પર પ્રતાપ અને સત્તા વિરાજતાં. તેમની આંખોમાં સ્વાશ્રય, અડગતા અને આત્મશ્રદ્ધાનાં ઓજસ હતાં. તેમની દૃષ્ટિ વેધક અને તેનાં તેજ ન ઝીલી શકાય તેવાં હતાં. ગોવર્ધનરામ, ચંદ્રશંકર પંડ્યા વગેરે કહેતા કે. 'મનસુખરામ કાકા પાસે અમારી એક પણ દલીલ ઓપતી ટકી નથી ન હિ.' અરેરર, તેમની સરખામણીમાં આજકાલના આપણે બધા જાણે પહેલિયા હોઇએ

તેવું ભાસે છે. તેમની આજ્ઞામાં એટલી બધી અદષ્ટ કડકતા હતી, કે તે બધાને ઊઠાવ્યે જ છૂટકો થતો. તે નડિયાદના નાગરોના અને તે વખતના ઘણા લેખકોના તથા કાઠિયાવાડના રાજદ્વારી પુરુષોના 'ભીષ્મ પિતામહ' હતા,

રા. સા. શ્રી ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક નડિયાદના વડનગરા નાગર બ્રાહ્મણ હતા. તેમનો જન્મ સંવત ૧૮૯૨ ના ચૈત્ર વદિ બારશ (૧૨ મી એપ્રિલ ૧૮૩૬) ને દિવસે થયેલો, અને તેમનું અવસાન સંવત ૧૯૫૩ ના વૈશાખ સુદિ છઠને દિવસે (૮ મી મે, ૧૮૯૭) થયેલું. તે ભણેલા તો માત્ર મેટ્રિક સુધી, પણ તેમની પોતાની પ્રતિભા કંઈ ઓર ખીલી ઊઠેલી. તે મુંબઈ યુનિવર્સિટીના ફેલો હતા, જસ્ટિસ ઑફ ધી પીસ (J. P.) હતા, ખેડા જીલ્લાના ધારાસભામાં ચૂંટાયેલા સભ્ય હતા. તેમના પછી નડિયાદમાંથી ધારાસભામાં ચૂંટાઈને સર ગોકળદાસ કહાનદાસ ગયેલા. શ્રી ઝવેરીલાલનાં માતાનું નામ શ્રીમતી લાભકોર હતું.તેમણે એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટ્યૂટમાં આગળ કૉલેજની કેળવણી લીધેલી. નડિયાદની જૂની મિલ તેમણે શરૂ કરેલી, અને તેમની પાસેથી તે જ્યારે લિક્વિડેશનમાં ગઈ ત્યારે મનોર હરખાયે ખરીદી લીધેલી. તે મુંબઈમાં સ્ટોક અને શેરનું કામકાજ કરતા. જ્યારે તેમણે આ જૂની મિલ નડિયાદમાં શરૂ કરી, ત્યારે સર *ફિરોજશાહ મહેતાએ ટકોર કરેલી કે 'જો જો! લિક્વિડેશનમાં ન જાય!'* તેવું સાંભળવામાં આવ્યું છે।

શ્રી ઝવેરીલાલનાં પ્રથમ પત્નીનું નામ શ્રીમતી કમળાબેન. તેમને શ્રી માધવલાલ (જે સબજજ થયા હતા) અને શ્રીમતી જડાવગૌરી એમ બે સંતાન થયાં હતાં. તેમનાં બીજી વારનાં પત્નીનું નામ શ્રીમતી મંગળાગૌરી. તે સુરતનાં હતાં. તેમના દ્વારા શ્રી ઝવેરીલાલને એક પુત્રી થયેલી, જેમનું નામ છગનબા હતું, અને જેમને પેટલાદના શ્રી કપિલરામ મહેતાની સાથે પરણાવ્યાં હતાં.

શ્રી ઝવેરીલાલ યાજ્ઞિકનાં ધારાસભાનાં વ્યાખ્યાનો પુસ્તકાકારે પ્રગટ કરવામાં આવ્યાં છે. તેમને મહેસુલી વિષયોનું બહુ સારું જ્ઞાન હતું, અને તે વિષય પર લખવા માટે તેમને 'ટાઈમ્સ ઑફ ઇન્ડિયા' તરફથી અનેક વાર નિમંત્રણ મળતું. તેમણે મનુસ્મૃતિ તથા કવિકુલ-ગુરુ કાલીદાસના શાકુંતલનો ગુજરાતીમાં અનુવાદ કર્યો છે.

શ્રી ઝવેરીલાલ યાજ્ઞિક નાગરશાહી પાઘડી અને કાસોવાળો અંગરખો પહેરતા. તે પીઢ, સ્વસ્થ, વિચારશીલ અને ગંભીર પ્રકૃતિના હતા. તેમનું મોટું મસ્તક તેમની વિશાળ બુદ્ધિ તથા તેમાં અનેક બદલતી યોજનાઓ બનાવી આપે છે. તેમની દૃષ્ટિ કોમળ પણ વેધક છે. સ્વભાવમાં અને માનસ-ઘડતરમાં તે અમદાવાદવાળા શ્રી અંબાલાલ સાકરભાઈ દેસાઈને વધારે મળતા આવતા હતા. વ્યાપારી જિગર અને સાહસિક હિંમતની સાથે સાથે રાજ્યવહીવટી તંત્ર, મહેસુલી વિષયો, સમાજવિધાન અને અમુક રૂઢિઓ, પ્રથાઓ, રીત-રીવાજોનું રહસ્ય, સાહિત્યનો રસાસ્વાદ તથા સૌન્દર્યનું નિદિધ્યાસન-આમ અનેકવિધ પ્રવૃત્તિઓ તેમનું વિશાળ મગજ પોતામાં સમાવી દેતું. તે પેઢી જ એવી હતી કે જ્યારે આપણને મોટા વિશાળ મગજવાળા, વિશાળ યોજનાઓ ઘડનારા, વિશાળ રીતે તેમને અમલી બનાવનારા, સમગ્ર જીવનને વિશાળ રીતે જીવી જનારા, જીવનનાં સર્વ પાસાંને અનુભવનારા, વિરાટ માનવીઓ જોવાના મળે. તે જમાનો ક્ષુદ્ર માનવજંતુઓનો ન હતો; વહેંતીઆ, અલ્પબુદ્ધિ, નિઃસત્ત્વ, થોડાને અઢળક ગણી રાચનારા, સ્વલ્પસંતુષ્ટ માનવીઓનો ન હતો. આ એક બહુ જ વિચારણીય પ્રશ્ન છે, અને આપણી પેઢી શરીરે સશક્ત અને દીર્ઘજીવી, બુદ્ધિએ પ્રતાપી તથા તેજસ્વી, હૃદયે ઉદાર અને મમતાળુ બને તેવી સમાજવ્યવસ્થા કરવી તે આપણી ફરજ છે.

---

# ૧૦ સાક્ષર શ્રી ગોવર્ધનરામ

સાક્ષર શ્રી ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી નડિયાદમાં વડનગરા નાગરાની જ્ઞાતિમાં ઈ. સ. ૧૮૫૫ ના ઓકટોબરની ૨૦ મી તારીખે (સંવત ૧૯૧૧ વિજયાદશમી) જન્મ્યા હતા. તેમનું મૃત્યુ ઇ. સ. ૧૯૦૭ ના જાન્યુઆરીની ૪ થી તારીખે (સંવત ૧૯૬૩, પોષ વદિ પાંચમ) થયું હતું. તેમના દાદા ધીરજરામ ઉગ્ર સ્વભાવના, ઝીણા, કરકસરિયા શરાફ હતા. મુંબઈમાં તેમની પેઢી ચાલતી. તેમનાં માતા સૌ. શિવલક્ષ્મી વ્યવહારકુશળ, મનોબળવાળાં, જાજરમાન સ્રી હતાં. તેમના પિતા માધવરામ નરમ સ્વભાવના, ભોળા અને વિરાગી ભક્ત જેવા હતા. આ રીતે માધવરામ અને શિવલક્ષ્મી "અન્યોન્યને પૂરક અનુગુણ દંપતી" હતાં, અને તેમનો બંનેનો સ્વભાવ શ્રી ગોવર્ધનરામમાં ઊતર્યો હતો.

ગોવર્ધનરામ જ્યારે વર્ષેક દિવસના થયા, ત્યા સરખી ઉમ્મરના હૃષ્ટપુષ્ટ બાળક સાથે તેમનો અદલો બદલો કરવાનો પ્રયત્ન શિવલક્ષ્મીએ કર્યો હતો. ધીરજરામના ગુજરી ગયા પછી કાશીના એક નાગર બ્રાહ્મણ, જેમનું મૂળ નામ બુદ્ધેશ્વર હતું, તે 'મુનિબાવા'ના નામથી નડિયાદ આવેલા, હાટકેશ્વર મહાદેવમાં રહેતા, એશઆરામ અને જાહેજલાલીમાં રહેતા, અને માધવરામના ઘરમાં તેમની સારી લાગવગ હતી. તેમણે જ શ્રી નાથજી મંદિરમાંની મૂર્તિ સાથે લાવીને ત્યાં પ્રતિષ્ઠિત કરી હતી. ગોવર્ધનરામ પર પણ નાનપણમાં તેમની અસર બહુ પડી હતી. નાનપણમાં ગોવર્ધનરામે માણભટની કથાઓમાંથી સાહિત્ય, કવિતા અને રસજમાવટની કલામાં સારો પ્રવેશ કર્યો હતો. તેમણે પોતાનો ૭ વર્ષની ઉમ્મરે માતાજીને લખેલો પત્ર ચોપાઈમાં લખ્યો હતો।

ઈ. સ. ૧૮૫૯ માં તે મુંબઈ ગયા, અને ત્યારથી ભવ્ય પ્રતાપી વિદ્વાન રાજ્યનીતિજ્ઞ શ્રી મનસુખરામભાઈની સીધી અસર નીચે તે આવ્યા. ત્યાં તેમણે બુદ્ધિવર્ધક શાળામા ગુજરાતી અભ્યાસ શરૂ કર્યો. ૧૮૬૫ માં તે પાછા નડિયાદ આવ્યા. પછીના ત્રણ વર્ષ તેમણે નડિયાદની અંગ્રેજી શાળામાં પહેલાં ત્રણ ધોરણનો અભ્યાસ કર્યો. ૧૮૬૮ માં તેમનુ પહેલું લગ્ન હરિલક્ષ્મી સાથે થયું. તે તેમનાથી થોડાક મહીના મોટા હતાં, અને બંનેના વેવિશાળનો કોલ જન્મ પહેલાં જ બંનેની માતાઓથી અપાઈ લેવાઇ ચૂક્યો હતો! બંને નાનપણમાં સાથે જ રમેલાં. પરિણામે બનેની એક બીજા પર ખૂબ પ્રીતિ હતી, અને લગ્નજીવન ટૂંકું પણ ઘણુ જ સ્નેહમય હતું.

લગ્ન પછી ગોવર્ધનરામ આગળ અભ્યાસ માટે મુંબઇ એલ્ફી-ન્સ્ટન હાઇસ્કૂલમાં દાખલ થયા. તેન ી નિ ર ી પ્ર સામાન્ય કોટિની હતી શ્રી પેસ્તનજી કાસવજી સંજાણા, શ્રી ચંદુલાલ મથુરાદાસ દૌલતઝાદા, પ્રિન્સિપાલ કર્કહામ, વાઇસ પ્રિન્સિપાલ બેરેટ સાહેબ, શ્રી પાલણજી મિસ્ત્રી, શ્રી નાગરદાસ નરોત્તમદાસ નાણાવટી, શ્રી નગીનદાસ મારફતિયા વગેરે તેમના શિક્ષકો હતા તેમાં પહેલા બે જણ તો તેમના પર ખાસ પ્રીતિ રાખતા. પાઠ્ય પુસ્તકો કરતાં ઇતરવાચન પર તે વખતે તેઓ બહુ લક્ષ આપતા. મેટ્રિકની પરીક્ષા વખતે સંસ્કૃત ઓરલ લેવાતા પહેલાં તે ઘસઘસાટ ઊંઘી ગયા હતા પરીક્ષક પ્રો. રામકૃષ્ણ ભાંડારકરે તેમને જગાડી તેમની પરીક્ષા લીધી હતી! લેખિત પ્રશ્નપત્રમાં વ્યાકરણ બરાબર નહિ કરેલું. તે તેમણે પછીના માસમાં મહેનત લઇ તૈયાર કરેલું, તે થાકથી અને આત્મવિશ્વાસથી તે ઊંઘી ગયા હતા! આ સમયમાં શ્રી મનસુખરામને ત્યાં 'ગમા ઓઝા,' શ્રી ગોકુળજી ઝાલા, શ્રી હરિદાસ વિહારીદાસ, શ્રી મણિભાઇ જશભાઇ, શ્રી સામળદાસ પરમાનંદ, શ્રી રણછોડભાઇ મોતીલાલ લલ્લુભાઈ, શ્રી ચુનીલાલ સારાભાઇ,

છોટાલાલ સેવકરામ વગેરે વિચારક સુજ્ઞ રાજ્યનીતિજ્ઞો અને પીઢ મહાપુરુષો આવતા, તેમના સત્સંગનો લાભ તેમને મળતો, અને શાણા ચતુર ગોવર્ધનરામના મગજમાં તે સંસ્કારભંડાર કંડારાઈ રહેતો.

ઇ. સ. ૧૮૭૨ થી ૧૮૭૫ સુધી તેમણે એલ્ફીન્સ્ટન કોલેજમાં કેળવણી લીધી. ૧૮૭૪ માં તેમનાં પ્રેમાળ પત્ની હરિલક્ષ્મી ગુજરી ગયાં. પછી થોડે જ મહીને તેમના પિતાની દુકાન ભાગી. તેથી તે વર્ષે તે બી. એ. માં નાપાસ થયા. ૧૮૭૬ માં તે બીજે પ્રયત્ને બીજા વર્ગમાં બી. એ. માં પાસ થયા. તેમના સહાધ્યાયીઓમાં શ્રી હરિરામ ઉત્તમરામ ભટ્ટ, પ્રો. દસ્તુર, શ્રી દયારામ ગિડુમલ, શ્રી માધવલાલ હરિલાલ દેસાઈ, શ્રી ભીમરાવ ભોળાનાથ દિવેટિયા વગેરે હતા. તેમની પછી તે જ કોલેજમાં દાખલ થનાર મંડળીમાં શ્રી મણિલાલ નભુભાઇ, શ્રી કેશવલાલ હ. ધ્રુવ, શ્રી નરસિંહરાવ દિવેટિયા, શ્રી છગનલાલ પંડ્યા, શ્રી છગનલાલ ઠાકોરદાસ મોદી, પ્રો. શ્રીધર રામકૃષ્ણ ભાંડારકર, પ્રો. ટી. કે. ગજ્જર, શ્રી ચીમનલાલ સેતલવાડ, ખા. સા. કરીમઅલ્લી નાનજીઆણી વગેરે હતા. ૧૮૭૫ માં હરિલક્ષ્મીના અવસાન નિમિત્તે તેમણે, 'हृदयरुदितशतक' તથા 'विधिकुण्ठित' નામે બે લેખ સંસ્કૃતમાં લખ્યા હતા. બીજા લેખ માટે તેમને 'સુંદરજી જીવાજી એસે પ્રાઇઝ' (ઇનામ) મળ્યું હતુ. તે જ અરસામાં અંગ્રેજીમાં તેમણે 'Is there any creator of the Universe?' 'The state of Hindu Society in the Bomaby Presidency' અને 'કવિતાના સ્વરૂપ સંબંધી એક નિબંધ' એમ ત્રણ નિબંધો લખ્યા હતા. તે વખતે તેમની ઉમ્મર માત્ર ૧૮ વર્ષની હતી!

આ સમયમાં તેમણે એલ. એલ. બી ની પરીક્ષામાં પાસ થવાનો, નોકરી ન કરવાનો અને લગભગ ૪૦ મે વર્ષે નિવૃત્ત થઈ બાકીનો

સમય સાહિત્યદ્વારા જગત્સેવામાં ગાળવાનો એમ ત્રણ નિશ્ચય કર્યા હતા. તેમને આઈ. સી. એસ. માં મોકલવાનો વિચાર શ્રી મનસુખરામે કરેલો, પણ ગોવર્ધનરામ અડગ રહ્યા હતા. એ ત્રણેય નિશ્ચયો તેમણે ખંતથી, અડગતાથી અને ધૈર્યથી પાર પાડયા હતા. ૧૮૭૬માં તે પહેલી એલ. એલ. બી. માં પાસ થયા, અને અનિચ્છા છતાં, 'બાર વર્ષની ઉમ્મરવાળી કન્યા શોધી લાવો તો લગ્ન કરું' તેમ માતાને યુક્તિથી છક્કડ ખવરાવવાનો પ્રયત્ન કરતાં છતાં, *વિધિવશાત્ લલિતાગૌરીનો વિવાહ કરેલો. સૂદ્રતિ'ચો એકાએક મરણ* પામવાથી, તેમને લલિતાગૌરી સાથે બીજી વારનું લગ્ન કરવું પડ્યું. તે જ સાલમાં તેમણે 'The Effect of the custom of early marriages on the educational Progress of the Natives of India' વિષય પર નિબંધ લખી, દોઢસો રૂપીઆની કિંમતની ચોપડીઓનું 'ધી કરસનદાસ મૂળજી એસે પ્રાઇઝ' મેળવ્યું હતું. તે લેખથી પ્રો. વર્ડ્ઝવર્થ બહુ રાજી થયા હતા. બીજાં પરચુરણ કાવ્યો ઉપરાંત તેમણે ૧૮૭૭ માં 'Jiji, the motner of Shivaji' નામની એક લાંબી કવિતા અંગ્રેજીમાં લખી, 'A comparison between Gujarati and Maratha Histories,' અને 'Practical Asceticism in my sense of the word' (પ્રવૃત્તિમય સંન્યાસ) એ નિબંધો લખ્યા. બીજા નિબંધમાં તેમના જીવનની ફિલસૂફી આવી જાય છે, જે પાછળથી લક્ષ્યાલક્ષ્યવિચાર રૂપે સરસ્વતીચંદ્રના ત્રીજા ભાગમાં વિકસી. આ અરસામાં જ તેમણે મુંબઇમાં 'ફ્રેન્ડલી સોસાયટી' ના સભ્યો સાથે સંગ કરી, બહુ લાભ મેળવ્યો તથા આપ્યો. તેમાં અનેક દક્ષણી વિદ્વાનો હતા.

ઇ. સ. ૧૮૭૯ ના જાન્યુઆરીમાં સગા ઓઝાના પ્રિય અને કુશાગ્ર ભાણે જ શ્રી સામળદાસ પરમાનંદદાસ મુંબઇ મનસુખરામભાઇને

ર્યા આવ્યાં. પ્રસંગ નીકળતાં મનસુખરામભાઇએ 'વિધિકુઠિત ' ના મંગળાચરણનો એક, વિધિની વક્રતા વર્ણવતો શ્લોક તેમના આગ્રહ કરી સંભળાવ્યો. તેમાંથી ગોવર્ધનરામભાઇની વાત નીકળી, અને તેમને સવાસો રૂપીઆના પગારથી ખાનગી સેક્રેટરી તરીકે, તે ભાવનગર લઇ ગયા બીજી એલ. એલ. બી. માટે વંચાશે એમ ધારી, અનિચ્છાએ, તેમણે નોકરી સ્વીકારી. મુંબઈ છોડતાં તે બાળક માફક રડેલા. ભાવનગરમાં તે કડક કરકસરથી રહેતા. ખાવાનાં પાનની પણ જોગવાઇ બજેટના ન હતી. અહીં જ આવ્યા પછી ત્રીજે વર્ષે લીલાવતીનો જન્મ થયેલો. ગોવર્ધનરામ બી. એ. માં હતા ત્યારે જ તેમને બ્રેઇન-ફીવર તો લાગુ પડેલો. અહીં તેમને હરસ અને આંખનો દુખાવો શરૂ થયા. અને પરિણામે ત્રણ વાર એલ. એલ. બી. માં નાપાસ થયા, અને ચોથી વાર ૧૮૮૩ માં પાસ થયા. ભાવનગરમાં તેમને રાજ્યનીતિ અને અનેક પાત્રોનો જે અનુભવ થયો, તે નિબંધના રૂપમાં લખવાનો તેમનો વિચાર હતો. પણ છેવટે તે સરસ્વતીચન્દ્રની નવલ કથાના પહેલા ભાગમાં પલટાઈ ગયો, અને ૧૮૮૩ માં ગુજરાતી સાહિત્યાકાશમાં સૂર્યોદય થયો ! પહેલો ભાગ તેમણે ગરવી ગુજરાતને અર્પણ કર્યો તે પણ તેમની મનોદશા તથા ઇચ્છાનાં સૂચક છે. ભાવનગરમાં જ ન્યાયખાતામાં મળતી ૨૫૦) રૂ ના માસિક પગારની નોકરી, તથા જૂનાગઢમાં દિવાન સાહેબ રા. સા. હરિદાસભાઇએ આપવા માંડેલી ૩૦૦) રૂ. ના પગારની સર ન્યાયાધીશની નોકરી તેમણે ન સ્વીકારી, અને પોતાના મૂળ નિશ્ચયને વળગી રહી, વકીલાત કરવા મુંબઈ ગયા.

૧૮૮૩ માં ૨૯ વર્ષની ઉમ્મરે તેમણે મુંબઈની હાઇકોર્ટમાં અનેક મુદ્દાઓનો ઝીણવટ ભરેલો વિચાર કરી, ગુણ આપી, તેમણે વકીલાત કરવાનો લાક્ષણિક પધ્ધતિએ વિચાર કાયમ કરેલો ! મહા-મુશ્કેલીમાં શરૂઆત કરી. પ્રથમ જૂનાગઢનો કેસ લઇ. ધીમે ધીમે

પ્રતિષ્ઠા અને ગૌરવ વધારતા, આ ઝીણી બુદ્ધિવાળી ગોવર્ધનરામ વકીલાતમાં આગળ વધ્યા. ૧૮૮૫ માં માનરત્નના ઝવેરી શ્રીમંત સયાજીરાવે તેમને ૫૦૦) રૂ. ના પગારથી વડોદરામાં વિદ્યાધિકારી તરીકે બોલાવેલા. પણ કરેલા નિર્ણયને ન વળગી રહે, તો ગોવર્ધનરામ શેના ? ૨૧ વર્ષની ઉમ્મરે તેમણે પોતાના જીવનનો નકશો ઘડી રાખેલો હતો ! તે અરસામાં જ તેમના નાના ભાઈ શ્રી નરહરિરામે એન. એમ. ત્રિપાઠી એન્ડ કું. શરૂ કરી, અને 'સમાલોચક' નામનું ત્રૈમાસિક પણ. ૧૮૮૪ માં અમદાવાદમાં હેમાભાઈ ઇન્સ્ટીટ્યૂટમાં ગોવર્ધનરામે 'Philosophy and Science of Criminal Law' (ફોજદારી કાયદાનું શાસ્ત્ર તથા તેમાં રહેલી ફિલસુફી) વિષય પર વ્યાખ્યાન આપ્યું. કચ્છ સંસ્થાને તેમને કર્નલ ટૉડ કૃત 'રાજસ્થાન'નું ભાષાન્તર કરવાનું આજ વર્ષમાં સોંપ્યું, પણ તેમને સમય ન હોવાથી તે તે કામ કરી શક્યા નહિ. ૧૮૮૫ માં હિન્દુ યુનિયન ક્લબમાં 'સંસાર સુધારો' એ વિષય પર, ન્યાયમૂર્તિ કાશીનાથ ત્ર્યંબક તેલંગના પ્રમુખપણા હેઠળ તેમણે ભાષણ કર્યું, જેમાં ખૂબ વાદવિવાદ થયો હતો. ૧૮૮૭ માં 'રસસુંદરી' અને તત્ત્વાનંદ સ્વામી' નામના એક ગંભીર કાવ્યનો એક સર્ગ તેમણે લખ્યો, જે પાછળથી 'વસંત'માં આચાર્યશ્રી આનંદશંકરભાઈએ છપાવ્યો હતો. ૧૮૮૯ માં 'સ્નેહમુદ્રા' કાવ્યપુસ્તક પ્રગટ થયું. તે જ સાલમાં તે હાઇકોર્ટ તરફથી લેવાતી વકીલોની પરીક્ષામાં પરીક્ષક નીમાયા. ૧૮૯૦ માં તેમણે માતપિતાને કાશી વગેરે સ્થળે જાત્રા જવાની સગવડ કરી આપી. તે જ સાલમાં તે મેટ્રિકમાં ગુજરાતીના પરીક્ષક નીમાયા ૧૮૯૧ માં તે મુંબઈ વિદ્યાપીઠના ઑનરરી ફેલો નીમાયા. ૧૮૯૨ માં સરસ્વતીચન્દ્રનો બીજો ભાગ પ્રગટ થયો. ૧૮૯૩ માં તેમને સંધિવા થયો. ૧૮૯૬ માં તેમનાં બેન સમર્થલક્ષ્મીનું મૃત્યુ થયું, જેમને 'બત્રીસ વર્ષનું સ્વપ્ન હતું' તે પૂરું કર્યું યમદૂતની નિવાપાંજલિ તેમણે સરસ્વતીચન્દ્રના ત્રીજા ભાગમાં (૧૮૯૮ માં પ્રગટ થયો) આપી છે. ૧૮૯૭ માં તેમના

પિતા મરી ગયા. તેજ અરસામાં તેમને કલાપી અને નારાયણ હેમચન્દ્રનો પરિચય થયો.

૧૮૯૩ માં 'યૂરોપ, એશિયા તથા અમેરિકાની મહાપ્રજાનાં લાક્ષણિક દૃષ્ટાંત' વિષય પર તેમણે ભાષણ આપ્યું. 'સંસાર પ્રતિબિંબ કાવ્ય,' જે તેમણે બાર વર્ષ પહેલાં પરીક્ષામાં નાપાસ થયા ત્યારે નિરાશામાં લખ્યું હતું, તે અમદાવાદથી પ્રગટ થતા, શ્રી જયંતીલાલ મગનલાલના તંત્રીપણા નીચે ચાલતા, 'અરુણોદય'માં છપાયું. ૧૮૯૩ માં જ 'Classical Poets of Gujarat and their Influence on Society and Morals' વિષય ઉપર નિબંધ, શ્રી ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિકના પ્રમુખપણા નીચે વિલ્સન કૉલેજની સાહિત્યસભા સમક્ષ તેમણે વાંચ્યો. ૧૮૯૬ માં સરસ્વતીચંદ્રનો ત્રીજો ભાગ લખાઇ રહ્યો, પણ તેમાં રાજકારણની ચર્ચા હોવાથી પ્રેસવાળા તે છાપતાં ડરતા. પરિણામે તે ૧૮૯૮ માં પ્રસિદ્ધ થયો. મનસુખરામભાઇએ તેમને વકીલાત છોડી નિવૃત્તિ લેવાની સલાહ ન આપી. પરિણામે તે બે વર્ષ મુંબઇ વધારે રોકાયા, અને શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીને ધંધામાં સાથી કર્યા. પછી, કાકા મનસુખરામની અનિચ્છા છતાં, પોતાના દૃઢ નિયમને વળગી રહી, બેતાલીસ વર્ષની ઉમ્મરે, ૧૮૯૮ ના ઑક્ટોબર માસમાં લલિતાપંચમીને દિવસે તે નડિયાદ નિવૃત્તિ માટે આવ્યા. શ્રી ચીમનલાલ સેતલવાડે તેમના વિદાયમાનમાં પાર્ટી આપી. ધીકતી કમાણી મૂકી, આ પ્રવૃત્તિમાર્ગી સંન્યાસી વાનપ્રસ્થાશ્રમ માટે નડિયાદ પાછો આવ્યો. ! થોડા જ દિવસ પછી કચ્છના ,રાવ સાહેબ તરફથી ૧૫૦૦ ) રૂ. ના પગારથી તેમને દિવાન તરીકે બોલાવવામાં આવ્યા. પણ અડગનિશ્ચયી ગોવર્ધનરામ ન જ ગયા !

૧૮૯૯ માં તેમને ભયંકર બિમારી આવી. ભાવનગરના પુરાણા સ્નેહી ડૉક્ટર શિવનાથ રામનાથ નડિયાદ આવી ચઢ્યા, અને તે

મરતાં મરતાં તેમની દવાથી બચી ગયા. મૃત્યુએ જાણે તેમને ચેતવ્યા હોય તેમ માની, પરિશ્રમ લઈ, લખાણ પૂરું કરી, ૧૯૦૧ માં તેમણે સરસ્વતીચન્દ્રનો ૪ થો ભાગ પ્રગટ કર્યો. ૧૯૦૨ ના જાન્યુઆરીની ૮ મી તારીખે તેમની સદ્‌ગુણી, અભ્યાસપ્રિય, વહાલી પુત્રી લીલાવતી મરી ગઇ. આથી તેમને સખત આઘાત થયો. ત્યાર પહેલાં તેમણે સરસ્વતીચંદ્રનો ચોથો ભાગ લખી નાખ્યો હતો તે ઠીક થયું હતું. નહિ તો કદાચ તે સાંગોપાંગ બરાબર પૂરો ન પણ થઇ શકયો હોત ! તે જ અરસામાં તેમને પ્રો. ગજ્જર જેવા અમૂલ્ય મિત્રરત્નનો સંબંધ કરાવી આપી વિધિએ તેમના ભાંગી જતા હૃદયને ટેકો આપ્યો ! તે મૈત્રી ૧૯૦૨ ના અંતમાં તે એમ. એ. ની ગુજરાતીની પરીક્ષા પ્રથમવાર લેવા મુંબઈ ગયેલા, ત્યારે શેઠ જીવરાજ બાલુના પ્રસિદ્ધ 'દરિયા મહેલ'માં થઇ. ૧૯૦૩ માં તેમને શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી સાથે સંબંધ બંધાયો.

૧૯૦૯ માં નડિયાદમાં પ્લેગ ફાટી નીકળેલો ત્યારે ગોવર્ધનરામ દેસાઇ કુટુંબનાં 'પાંડિયાં'માં રહેવા ગયેલા. તે જ વરસમાં શ્રી નાથજીની પૂજા માટે મંદિરમાં હઠ કરીને રહેલાં તેમનાં માતુશ્રી શિવલક્ષ્મી પ્લેગમાં ગુજરી ગયાં. ત્યાર પહેલાં ૧૯૦૩ માં વસોમાં 'મિત્રમંડળ'ના મહોત્સવમાં તે પ્રમુખ તરીકે ગયેલા. ૧૯૦૫ માં 'લીલાવતી જીવનકલા' પ્રગટ થઇ. હેતાળ પિતાની તે ગુણિયલ પુત્રીને એક સહૃદય અંજલિ ! તે જ સાલમાં તે ડાહીલક્ષ્મી પુસ્તકાલયના પ્રમુખ નીમાયા, અને ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના પ્રથમ અમદાવાદના અધિવેશનમાં પ્રમુખ થયા તેમની તે સંસ્થાના કાર્યની રૂપરેખા હજી પણ અદ્યતન અને માર્ગદર્શક નીવડે તેવી છે. ૧૯૦૬ માં તેમણે 'કવિ દયારામનો અક્ષરદેહ' લખ્યું, જે તેમના મૃત્યુ પછી છપાયું. તે જ વર્ષના જૂન માસમાં તે આબુ, જયપુર, ગોકુળ, મથુરા વગેરે સ્થળોની જાત્રા કરી, જુલાઈમાં પાછા આવ્યા. પછી તે માંદા પડયા. આ તેમની આખરી જીવલેણ માંદગી હતી તેમનું અવસાન ૧૯૦૭ ના

જાન્યુઆરીની ૪ થી તારીખે સંધ્યાકાળે તેમના મિત્ર પ્રો. ગજ્જરના વાલકેશ્વરના બંગલામાં મુંબઇમાં થયું હતું।

૧૯૦૦ માં નડિયાદમાં ડાહીલક્ષ્મી હોલમાં તેમણે 'The Entrance in Life of Europeans and Indians' વિષય પર ભાષણ આપ્યું હતું 'Some Historical aspects of our Social aud Domestic Institutions' વિષય પર તેમણે અમદાવાદમાં 'The Social and literary Association' (પાછળની સાહિત્યસભા) સમક્ષ ભાષણ તે જ અરસામાં આપ્યું. ૧૯૦૧ માં સરસ્વતીચન્દ્રની લોકપ્રિયતા જોઈ, મુંબઈ ગુજરાતી નાટકકંપનીના માલીકે તેમનો પાસે તેનું -નાટકમાં રૂપાન્તર કરી આપવાની માગણી કરી. પણ તેમણે પોતાનો આદર્શ તથા હેતુ દૃષ્ટિ સમીપ રાખી 'ક્ષેમરાજ અને સાધ્વી' નામનું નાટક લખી આપ્યું, જે કંપનીના માલીકે 'લોકપ્રિય નહિ થાય' તેવી ટીકા સાથે પાછું મોકલી આપ્યું। શ્રી મલબારીના સુપસિદ્ધ પત્ર 'East and West' માં તેમણે, 'Marriage Forms under anclant Hindu Law' વિષય પર લાંબો લેખ આ અરસામાં લખ્યો. વળી તેજ વર્ષમાં તેમણે અમદાવાદમાં 'The Practical Aspects of our Ideals oi Life' વિષય પર વ્યાખ્યાન આપ્યું. ૧૯૦૨ માં યુનિવર્સિટિ કમીશનમાં, નેશનલ કોન્ગ્રેસમાં અમદાવાદ હાજરી આપવામાં, નાગર કોન્ફરન્સમાં તેમણે ભાગ લીધો. તે જ વર્ષમાં તેમણે East aud West માં 'Chuni the Satee' નામની મનોહર અંગ્રેજી વાર્તા લખી. તેમાં ભરૂચના દેસાઈજી કુટુંબની, સ્મૃતિમાં દટાઈ ગયેલી, સ્ત્રી જીવનના એક ઉત્કૃષ્ટ નમુના જેવી વાર્તા તેમણે સજીવન કરી છે. વળી સુરતમાં 'નાગર એસોસિએશન' માં તેમણે જૂન માસમાં 'The Aptitudes and Duties of the leading communities of Surat'

વિષય પર વ્યાખ્યાન કર્યું. તે વખતે 'કરણ ઘેલા'ના કર્તા રા. બ. નંદશંકર તુળજાશંકર મહેતા પ્રમુખપદે હતા. ૧૯૦૩ માં 'Conflicts of Laws betweeu converts and non-converts' વિષય પર લેખ એમણે લૉ રિપોર્ટસ'માં છપાવ્યો. શ્રી નાટેસનના તંત્રીપણા હેઠળ ચાલતા The Indian Reviewમાં તેજ અરસા માં તેમણે 'The Hindu Sovereign as Parent of his People' વિષય પર લેખ લખ્યો. ઓગસ્ટ માસમાં અમદાવાદમાં 'Higher Brahmanism in ancient India' વિષય પર, ગુજરાત કૉલેજની ડીબેટિંગ સોસાયટીમાં, દિ. બ. અંબાલાલ સાકરલાલના પ્રમુખપણા હેઠળ, તેમણે ભાષણ આપ્યું.

૧૯૦૪ માં નવી ગુજરાતી વાચનમાળા માટે કેટલાક પાઠો લખ્યા, 'સમાલોચક' માટે 'સાક્ષર જીવન' ઉપરાંત 'પશ્ચિમ હાસ્યરસ અને તેનું એતદ્દેશીય રૂપાન્તર,' મિ. કેખુશરો નવરોજજી કાબરાજીની ટૂંક પિછાન,' બે લેખો તથા 'અનુપમ તિમિર' નામનું કાવ્ય, અને 'અનુપમ તેજ,' તથા 'આધ્યાત્મિક કવિ અને તેની કવિતા' કાવ્યો લખ્યાં. 'ઇસ્ટ એન્ડ વેસ્ટ'માં 'The Key-stone of the Economics of Hinduism,' અને 'Indian Review'માં 'Review of mr. Mulikh's Problem of Existence' છપાવ્યાં. નવેમ્બરમાં તેમણે મુંબઈની હિંદુ યુનિયન ક્લબ સમક્ષ શ્રી ગોવર્ધનદાસ ગોકળદાસ કહાનદાસ પારેખના પ્રમુખપણા નીચે, 'રાજકીય વિષયોમાં સાત્વિક વૃત્તિ' વિષય પર અંગ્રેજીમાં ભાષણ આપ્યું.

૧૯૦૫ માં યોગાભ્યાસની ક્રિયાઓ તથા પ્રાણાયામ શરૂ કર્યો. 'સમાલોચક' માટે 'પ્રથમપુરૂષ' નામે કાવ્ય, સાહિત્ય પરિષદનું વ્યાખ્યાન, તથા 'કુરુક્ષેત્ર' નામે કાવ્ય તેમણે આ અરસામાં લખી આપ્યાં. 'વસંત'માં તેમણે 'આપણી જીવનભાવનાનાં વ્યવહારમાં

જણાતાં સ્વરૂપ' લેખ આપ્યો. The Hindu Ideals of Sovereigmty and State ઈન્ડીઅન રીવ્યુમાં છપાવ્યો. The Ideals of Hindu Poverty ઇસ્ટ એન્ડ વેસ્ટમાં પ્રગટ કર્યો. દયારામ જયંતી પરનો તેમનો લેખ અમદાવાદમાં ૧૯૦૬ની શરૂઆતમાં, તે ન જઈ શક્યા એટલે, સાહિત્યસભા સમક્ષ શ્રી કેશવલાલ હ. ધ્રુવે વાંચેલો.

અંત સમયમાં 'Survey of the Indian Upanishads,' 'Physics in Anclant India' અને 'Physiology in Ancient India' આ ત્રણ વિષયો પર તે અભ્યાસ તથા તૈયારી કરતા હતા, પણ કાળે તે પૂરું ન થવા દીધું.

શ્રી ગોવર્ધનરામના જીવન પર અને કૃતિઓ પર આટલો વિહંગદષ્ટિપાત કર્યા પછી આપણે તેમની મહત્તાનું મૂલ્યાંકન કરીએ. શ્રી ગોવર્ધનરામે સરસ્વતીચન્દ્રના પહેલા ભાગમાં બુદ્ધિધનનો રાજ્યનીતિનિપુણ કારભાર અને રાજકારણની ખટપટનો ચીતાર આપ્યો છે. તેમના બીજા ભાગમાં તેમણે એક આદર્શ ગુણિયલ ગુજરાતણ ગુણસુંદરીના કુટુંબજાળનું વર્ણન સંયુક્ત કુટુંબપ્રથાના લાભાલાભ અને કુશળ રસિક ગૃહિણી કેવી રીતે સંસારને સ્વર્ગસમાન સુખી બનાવી શકે છે તેનું સુંદર ચિત્ર રજૂ કર્યું છે. ત્રીજા ભાગમાં તેમણે લખઅલખ–યોગદર્શન અને સુંદરગિરિના રસિક નિર્દોષ સાધુસાધ્વીઓનાં મંજુલગભીર જીવન પર પ્રકાશ ફેંક્યો છે, તેમની જીવનપરિપાટી વર્ણવી છે. ચોથા ભાગમાં મહાભારતનો અર્થવિસ્તાર, યદુનંદનની છત્રછાયામાં બે શિખરોને સાંધતા પુલ ઉપર નવીનચન્દ્ર અને મધુરીનાં શુદ્ધ સ્નેહતંતુથી વણાયેલા જીવનની અંતરતમ ગુહાનું રહસ્યદર્શન, સ્વપ્નદર્શનમાં થતા પિતૃલોક અને રાફડાઓના રહસ્યની મીમાંસા, દેશોન્નતિ માટે જેનું સાંગોપાંગ સંપૂર્ણ ચિન્તન કરવામાં આવ્યું છે તે કલ્યાણમયી કલ્યાણગ્રામની યોજના–આવા અનેક વિષયોને

માર્મિકતાથી, રસિકતાથી, ગુણગ્રાહક દષ્ટિથી, ધીર ગંભીર સમુદ્રની મંદ ગર્જનાસમી ભાષાશૈલીમાં, છણવામાં આવ્યા છે. ગોવર્ધનરામની કાવ્યમય-કૃતિવાળી, છટામય આરોહઅવરોહવાળી સરળ અને ગભીર, પ્રસન્ન અને ઉત્તુંગ, ગુજરાતી અનનુકરણીય ભાષાશૈલી ખરેખર અદ્ભુત અને અદ્વિતીય છે. તેમનાં પાત્રોમાં નવીનચન્દ્ર આધુનિક ભણેલા કલ્પનાશીલ આદર્શમય અવ્યવહારુ મનોહર યુવકનું પ્રતિબિંબ પાડે છે. ગુણસુંદરી, સૌભાગ્યદેવી, કુસુદ, કુસુમ વગેરે સ્ત્રીપાત્રોની સૃષ્ટિ અજબ રંગોથી, સુરેખ અને સ્પષ્ટ ભાવાકૃતિઓ વડે નિરાળાં નિરાળાં વ્યક્તિત્વવાળી, મનોહર અલૌકિક નિરૂપણ–પીંછીથી ચીતરાયલી છે. ગોવર્ધનરામ ચિંતક, દેશકલ્યાણની યોજનાઓના પ્રથમ ઘડવૈયા, કલ્પનાશીલ પાત્રાલેખક, મનોરમ ઊર્જસ્વી ભવ્ય પડછંદ પાડતી ગદ્યશૈલીના અનનુકરણીય પિતા છે. તેમની કવિતા ચિંતનભારથી લચી પડતી, ઘણી જગ્યાએ ક્લિષ્ટ અને દુર્બોધ છે, જોકે કેટલીક ગઝલો અને કેટલાક કાવ્યોનું નિર્માણ સુંદર રીતે થયું છે. ગોવર્ધનરામ ઝીણી બુદ્ધિવાળા, અજબ દલીલકાર, સ્પષ્ટ વિચારસરણિવાળા, ગરુતનીમાજ, બહુશ્રુત અને બહુપઠિત, કલ્પનાની સળગતી અજબરંગી પાંખે ઊડનારા, વ્યવહારુ અને છતાં આદર્શભક્ત, પ્રવૃત્તિમય સંન્યાસી હતા. તેમનું જીવન દઢ નિશ્ચય, અથાક મહેનત અને સતત આશાવાદ સેવતો ખંત કેવી કેવી સિદ્ધિઓ પ્રાપ્ત કરી શકે છે તેનો અચૂક પુરાવો છે. નબળી તબિયતમાં, અનેક રોગોનું તેમનો દેહ ગેહ હોવા છતાં, પૂર્વનિશ્ચિત યોજના અને અદમ્ય ખંત તથા મહેનતથી તે ગુજરાતી સાહિત્યમાં અને સાક્ષરતામાં અજબ સિદ્ધિ મેળવી ગયા છે. તેમના છૂટક છૂટક અંગ્રેજી લેખો પણ તે જ વાતની સાક્ષી પૂરે છે. અનેક રીતે ગુજરાતી સાહિત્યમાં તેમનો જોટો જડવો મુશ્કેલ છે.

---

# ૧૧ સાક્ષર શ્રીમણિલાલ નભુભાઈ દ્વિવેદી

શ્રી. ગોવર્ધનરામ અને શ્રી. મણિભાઇ આ બે નડિયાદની સરસ્વતીની આંખો છે, નડિયાદની સાક્ષરતાનું સીમાચિહ્ન છે. આ આ બે વિદ્વાનોના જન્મથી કોઇ પણ જગતનું સાક્ષરધામ ગૌરવ લઇ શકે તેવાં અણમોલ રત્નો તે હતા. એક અતિશય નાજુક તબિયતના, ચાર બાજુથી ચકાસીને પગ મૂકે તેવા મણુતરીબાજ, સામાન્ય માનવ જીવનના નિયમોને ચીવટથી અને અક્ષરશઃ પાળવા ભગીરથ પ્રયત્ન કરનાર, અને મધુર કલ્પનાથી તથા રસભરિત આર્ષ દૃષ્ટિથી ભારતના ભાવિને ભવ્ય અને ભર્ગવન્તું કરવા માટે સરસ્વતીની કૃપાનો પ્રવાહ પ્રાપ્ત કરી, આર્યધર્મ, આંગ્લ સંસ્કૃતિ અને સાહિત્ય સુરગંગાના ત્રિવેણીસંગમ પર ઊભા રહી દેશરોગની નિપુણ ચિકિત્સા કરનાર, બુદ્ધિપૂર્ણ દલીલો કરનાર ઝીવણુવટવાળા વકીલ છે; જ્યારે બીજા શ્રી. મણિભાઇ પ્રાણુમય ભૂમિકાનાં અનેક રંગબેરંગી સત્વો સાથે ધ્યાનધારણાની પ્રક્રિયામાં ઝઘડનાર, આરોગ્યને મનોબળથી ટકાવી રાખવા મથનાર, અધ્યાત્મ ઝંઝાવાતોને એકલદોકલ વીર પેઠે સામી છાતીએ ઝીલનાર, યોગજીવનનાં અતલ તલમાં ડૂબકી મારી દિવ્ય અભેદોર્મિમાં વેદાન્તબાહુબળથી તરનાર, પ્રેમની મસ્તીમાં જીવનને કંઈ પણ વિસાતમાં ન ગણતાં સ્વાર્પણબુદ્ધિથી ફગાવી દેનાર, ધીરગંભીર, ચિંતનકાર, સંસ્કૃત રસસાહિત્યના તથા રસશાસ્ત્રના



શ્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદી

રસિયા, ગૂઢનિગૂઢ અભેદ માર્ગના પ્રવાસી, ૪૦ વર્ષની નાની ઉમ્મરમાં સૈકાઓનું સર્જન કરી ગુર્જરી ગિરાને ચરણે નૈવેદ્ય ધરાવનાર, રુદ્ર જેવા અંતરબીજથી છતાં વિષ્ણુ સમાન 'સુદર્શન' ધારી, સુધારાવાળાઓને આર્યધર્મની મર્યાદાથી 'રુક જાઓ' કહેવાની હિંમત ધરાવનાર અને રૂઢિપૂજકોને પ્રગતિવાદના અનુસારાથી 'આગે બઢો' નો ગોદપરોણો કરનાર, એક નાનકડા જીવનમાં વીર સાધકનાં અનેક જીવનો જીવી તેના તારતમ્યને વલોવી પી જનાર અને પચાવી જનાર, ભારતભૂષણ અર્ધરમણીઓને 'પ્રિયંવદા' જીભથી પ્રિય ઉપદેશનાં પીયૂષ પાનાર, નડિયાદના નાકરૂપ સાક્ષરરત્ન અને વિદ્વદ્ભૂષણ હતા. નડિયાદ તેમના એ વડે ઊજળું છે, યોગ્ય ગૌરવ રાખી હજી પણ ગુર્જરી ગિરાના મંદિરમાં ફરી શકે છે, તેમનાં માર્ગદર્શન પ્રમાણે ચાલી હજી પણ વધારે ઊંચી દિવ્ય આધ્યાત્મિક ગિરિની આધિત્યકાઓ સર કરી શકે છે.

મણિલાલનો જન્મ સંવત ૧૯૧૪ના ભાદરવા વદિ ચોથને (તા. ૨૬-૯-૧૮૫૮) રોજ થયો હતો. તેમનું મૃત્યુ સંવત ૧૯૫૪ના અધિક આસો વદિ બીજ (તા. ૧-૧૦-૧૮૯૮) ના રોજ થયું હતું. તેમના દાદા નડિયાદમાં ફોજદાર હતા, અને શ્રી નભુભાઈ દ્વિવેદી આજવટંતરનો ધંધો કરતા હતા. તેમના માતામહ પણ ખાનદાન કુટુંબના અને ઉદાર હૃદયના હતા. તેમનાં માતામહી બહુ જ દયાળુ અને ભલા દિલનાં હતાં. બાલ્યકાળનાં ૧૩-૧૪ વર્ષ મણિલાલે પોતાનાં દાદીમાની છત્રછાયામાં ગાળ્યાં હતાં. ચાર વર્ષની ઉમ્મરે તે શ્રીદયાશંકર પંડ્યાની ગામડી શાળામાં બેઠા. ૭ વર્ષની ઉમ્મરે તેમને યજ્ઞોપવીત આપ્યું. પછી તે અંગ્રેજી સરકારી હાઈસ્કૂલમાં ગયા. હિસાબ ઉપર તેમને મૂળથી જ કંટાળો હતો. ત્રીજા ધોરણમાં શ્રી. ઝવેરલાલ લલ્લુભાઇ ગોરની મમતાથી તથા દરકારથી તેમનો અભ્યાસ કંઇક સુધર્યો, અને તે ધોરણમાં તે પહેલે નંબરે

પાસ થયા, અને એક ઈનામ જિતી ગયા. હેડ માસ્ટરે તેમને એક ધોરણ કુદાવ્યું. પણ ભૂમિતિ અને સંસ્કૃત કાચાં હોવાથી, તેટલી નાની ઉમ્મરે પણ આત્મનિરીક્ષણનો વિરલ ગુણ દર્શાવતા હોય તેમ, હેડ માસ્ટરને વિનંતિ કરી તે પાછા નીચલા ધોરણમાં જ બેઠા।

આ અરસામાં તેમને શ્રી. બાળાશંકર કંથારિયા સાથે દોસ્તી થઈ. તેમની પાસેથી તે કાવ્યરચના તરફ દોરાયા. તેમના કાવ્યરચના અને કાવ્યવાચનના રસના ત્રીજા સહયોગી શ્રી. મોહનલાલ પ્રસાદરાય બ્રહ્મચારી હતા. તે ત્રણેય નર્મદાશંકર, દયારામ અને ખાસ કરીને શ્રી. દલપતરામનાં કાવ્યો વાંચતા-વિચારતા, અને કાલીદાસનાં નાટકોનાં ભાષાન્તરોનો અભ્યાસ કરતા. પોતાની જ્ઞાતિને સુધારવા માટે તેમણે *'સ્વસુધારક મંડળ'ની સ્થાપના કરી, તથા 'પ્રાર્થના સમાજ'* પણ સ્થાપ્યું. કવિ કલાપી આ અરસામાં દર રવિવારે અમદાવાદ કવિ દલપતરામ પાસે ભણવા જતા અને એક ઉસ્તાદ પાસેથી ગાવા બજાવવાનું પણ નડિયાદમાં જ શીખતા. બાળાશંકરે હિંદી કવિતાઓનો શોખ પણ આ અરસામાં જ કેળવ્યો. ચોથા અને પાંચમા અંગ્રેજી ધોરણોમાં મણિલાલ સંસ્કૃત અને ભૂમિતિના વર્ગો ભરતા નહિ. પણ છઠ્ઠા ધોરણમાં સુરતના શ્રી. છબિલરામ દોલતરામ— જેમને પાછળથી તે 'પૂજ્ય પુરુષ' તરીકે ઓળખાવતા—નામના શિક્ષકે તેમને સંસ્કૃતનાં વ્યાકરણસૂત્રોમાં પ્રવેશ કરાવ્યો. તેમના તે વખતના હેડ માસ્ટર શ્રી. દોરાબજી એદલજી ગીમીએ તેમને અંગ્રેજીના અભ્યાસમાં રસ ઉત્પન્ન થઈ તેવી ભૂમિકા રચી. મણિભાઈનો અભ્યાસ સુધર્યો અને આ વખતે તેમણે ફર્સ્ટ ક્લાસ પબ્લિક સર્વિસનું પ્રમાણ પત્ર મેળવ્યું. શ્રી. છબિલરામના આગ્રહથી મેટ્રિકમાં મણિભાઈએ સંસ્કૃત રાખ્યું, મહેનત પણ ખૂબ કરી, પણ પાછળથી સંસ્કૃતના ધુરંધર વિદ્વાન તરીકે નામના મેળવનાર મણિભાઈ ઈ. સ. ૧૮૭૫ની મેટ્રિકની પરીક્ષામાં તેજ વિષયમાં નાપાસ થયા।

તેમની 'સ્વ સુધારક મંડળી' 'સઠોદરા–જ્ઞાતિ–શુભેચ્છક સભા' નામનું નવીન સંસ્કરણ પામી વધારે વિસ્તૃત બની. માબાપના આગ્રહથી 'પ્રાર્થના સમાજ' બંધ કરવો પડયો. પણ કવિતા કરવાનો અને ગાવાનો શોખ કાયમ રહ્યો. ઇ. સ. ૧૮૭૬ માં તેમણે 'શિક્ષા શતક' નામની પુસ્તિકા પ્રગટ કરી. આ સમયે તેમનામાં આસ્તિકતાનાં બીજ રોપાયાં. આ જ સાલમાં તે મેટ્રિકમાં પાસ થયા, અને આખી વિદ્યાપીઠમાં બીજે નંબરે આવ્યા, અને તેમને માસિક ૨૦ રૂપીઆની કહાનદાસ મંછારામ સ્કોલરશિપ મળી. તે શિષ્યવૃત્તિ પૂનાની ઈજનેરી કૉલેજમાં જાય તો જ મળે એવી શરત હતી માબાપની ઈચ્છા આગળ ભણાવવાની ન હતી. તો પણ તે મુંબઇ એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયા, અને ત્યાંની શિષ્યવૃત્તિ તેમને મળી. ત્યાં તેઓ ત્રિકાળસંધ્યા, અબોટિયું પહેરીને જમવું વગેરે નાગર લોકોના રીતરીવાજ વિદ્યાર્થીઓની પજવણીથી પાળી શકયા નહિ, પણ આત્મસંયમ, પરિશ્રમ અને ખંતથી તેમણે સરસ્વતીદેવીની ઉપાસના કરવા માંડી. તે સમયપત્રક બનાવી, રોજ ૧૩–૧૪ કલાક વાંચતા. પ્રથમ વર્ષમાં તે ત્રીજે નંબરે પાસ થયા, પણ લોજિક અને મોરલ ફિલોસોફીમાં તે પહેલે નંબરે આવ્યા. બી. એ. માં તેમનો ઐચ્છિક વિષય ઇતિહાસ અને રાજકારણી અર્થશાસ્ત્ર હતો. તે વખતના તેમના પ્રોફેસર ભાંડારકર અને પ્રિન્સિપાલ વર્ડ્ઝવર્થની તેમના પર ખૂબ પ્રીતિ હતી. બી. એ ના પરિણામ માટે તેમના મિત્રને તેમણે કહેલું કે–'હું પાસ તો થવાનો જ છું, પણ કયો વર્ગ આવે છે તે અને કયા વિષયમાં પ્રથમ ઇનામ મળે છે તે જ એ વસ્તુઓ તારમાં લખી જણાવજો!' તે વખતથી જ આવી તેમની આત્મશ્રદ્ધા હતી। તે પરીક્ષામાં તે બીજે વર્ગે પાસ થયા, આખી પરીક્ષામાં ત્રીજે નંબરે આવ્યા, અને ઇતિહાસ તથા રાજકારણી અર્થશાસ્ત્રમાં પહેલું ઇનામ જિતી ગયા.

એલ્ફિન્સ્ટન કૉલેજમાં તે ફેલો તરીકે રહ્યા, અને સંસ્કૃત તથા

પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનનો અભ્યાસ તેમણે આ સમય દરમિયાન વધાર્યો. નીતિ, વેદાન્ત, મોક્ષ, માનવ જીવનનો હેતુ વગેરે પ્રશ્નો તેમના મગજમાં ઊભરાવા લાગ્યા, અને તે સમયના અભ્યાસનું પરિણામ આપણને 'સિદ્ધાંત સાર'માં જોવા મળે છે. ઇ. સ. ૧૮૮૧ માં તે મુંબઈમાં સરકારી કેળવણી ખાતામાં ડેપ્યુટી ઇન્સપેક્ટર તરીકે નીમાયા.

ધીમેધીમે તે યોગસાધના તરફ ઘસડાયા. 'પ્રાણ વિનિમય' પુસ્તક તેમના પ્રત્યક્ષ અનુભવોનું પરિણામ છે. ઈ. સ. ૧૮૮૫ ના ઓગસ્ટમાં નારીશિક્ષાના શુભ આશયથી પ્રેરાઈ તેમણે 'પ્રિયંવદા' માસિકની શરૂઆત કરી. પાંચ વર્ષ પછી તેજ માસિકને તેમણે ૧૮૯૦ ના ઓક્ટોબરથી 'સુદર્શન' માં ફેરવી નાંખ્યું. તે માસિક તેમણે નીડરતાથી, અભ્યાસના પરિપક્વ ચિંતનની સમૃદ્ધિથી, ચીવટથી, છેલ્લા શ્વાસ સુધી ૧૮૯૮ ના ઓકટોબર સુધી ચલાવ્યું હતું. તે વખતની સાહિત્યદુનિયામાં 'સુદર્શન' એકચક્રી સામ્રાજ્ય ચલાવતું. આ માસિકના તેર વર્ષ દરમિયાન તેમણે વખેલા વિદ્વત્તાપૂર્ણ લેખોને આચાર્ય શ્રી આનંદશંકર ધ્રુવે 'સુદર્શન ગદ્યાવલિ' નામથી ઇ. સ. ૧૯૦૯ માં પુસ્તકાકારે સંગૃહીત કરેલા છે. તેમના લેખો પરથી જોઇ શકાય તેમ છે કે તેમનું મન નાનપણથી જ ધર્મ અને તત્ત્વજ્ઞાન તરફ વળ્યું હતું. તેમનું હૃદય પ્રેમતરસ્યું હતું. તેમનું મનોબળ દૃઢ અને શ્રમસાહષ્ણુ હતું. ઇતિહાસ, સાહિત્ય અને તત્ત્વજ્ઞાન તેમના ખાસ અભ્યાસના વિષયો હતા. તે બાહ્ય સૃષ્ટિ કરતાં માનવ હૃદયની અંતરસૃષ્ટિ તરફ સ્વાભાવિક રીતે જ વધારે આકર્ષાતા હતા. તેમની કવિતામાં પણ માનવ જીવનના પરમ હેતુને લક્ષમાં રાખીને બોધ આપવામાં આવ્યો છે. તેમની કેટલીક કવિતાઓ સુંદર, ભાવવાહી અને સરળ છે; પણ મોટા ભાગની કવિતા દુર્બોધ, ભારેખમ અને ગહન વિચારોથી પરિપૂર્ણ છે. તેમના 'કાંતા' નાટ-

કમાં સૃષ્ટિસૌન્દર્યનાં હૃદયંગમ વર્ણનો પણ આવે છે. 'નૃસિંહાવતાર' નાટકમાં પણ તેવું જ જોવા મળે છે. ભવભૂતિનાં 'માલતી માધવ' અને 'ઉત્તર રામચરિત' નાટકોએ તેમને સવિશેષ આકર્ષેલા, કારણ કે તેમાં જે પ્રેમરસ છે તે શાન્ત, કરુણ અને આદર્શની ભાવનાની ઝલકથી જાજવલ્યમાન છે. તે તેમની પસંદગી પણ તેમના માનસમાં આપણને ઠીક ડોકિયું કરાવે છે. તેમની નવલકથા 'ગુલાબસિંહ' લોર્ડલિટનની 'ઝેનોની'નું અનુકરણ છે, અને તેમાં પ્રવૃત્તિ તથા નિવૃત્તિના મહાપ્રશ્નની મીમાંસા રસિક રીતે કરવામાં આવી છે; જે વિષય તેમના જીવનમાં પણ ભારે ઝંઝાવાત ઉત્પન્ન કરી ગયો હતો, તેની જ મીમાંસા કલાત્મક રીતે કરવામાં આવી છે.

શ્રી. મણિભાઈ સુધારાવિરોધી ન હતા, પણ બુદ્ધિયુક્ત અને તર્કસંગત યોગ્ય સુધારાના હિમાયતી હતા તે હકીકત પણ તેમના લેખો ઉપરથી પૂરવાર થાય છે. તેમની ભાષા પ્રૌઢ, સરળ, સચોટ અને વિદ્વત્તાપૂર્ણ છે. તે જાણે ગુજરાતી ગદ્યને પોતાની આંગળીએ ટેરવે રમાડતા ન હોય તેમ તેમની કલમમાંથી વિચારપૂર્ણ નિબંધો અને લેખો ટપકે છે। તેમાં ક્યાંય પરિશ્રમ કે ખરબચડાપણું ન મળે. તેમના સાહિત્યને કાવ્ય, સુધારા સંબંધી, ધર્મ સંબંધી, વિવેચનાત્મક, ભાષાંતરો, નાટકો, ઇતિહાસ આમ અનેક ભાગોમાં આપણે વહેંચી શકીએ.

રાજયોગ, મોનિઝમ ઓર દ્વૈતીઝમ, તર્કકૌમુદી, ઈમિટેશન ઓફ શંકર, યોગસૂત્ર, માંડૂક્યોપનિષદ્, જીવન્મુક્તિવિવેક, સમાધિ શતક, સ્ટ્રે થોટ્સ, સ્યાદ્વાદમંજરી–આટલાં પુસ્તકો તેમણે અંગ્રેજીમાં લખ્યાં હતાં કાન્તા, માલતી માધવ, ઉત્તર રામચરિત, સિધ્ધાંતસાર નારીપ્રતિષ્ઠા, પ્રાણ વિનિમય, પંચશતી (ગુજરાતીમાં ઇમિટેશન ઓફ શંકર), આત્મ નિમજ્જન, ચારિત્ર્ય, બાલવિલાસ, ગુલાબસિંહ, વૃત્તિપ્રભાકર (મહાત્મા નિશ્ચળદાસજીના મૂળ હિંદી પુસ્તકનું

ભાષાંતર ), હનુમાન્નાટક, પૂર્વદર્શન, પ્રેમ જીવન, સંક્ષિપ્ત સુવાક્ય, અભેદોર્મિ, ગુજરાતના બ્રાહ્મણો, શિક્ષાશતક, અવલોકન, પરમાર્થ-દર્શન, શ્રીમદ્ ભગવદ્ ગીતા, ચતુઃસૂત્રી, ન્યાય ( પરામર્શ ખંડ, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી ), શિક્ષણ અને સ્વશિક્ષણ–આટલાં ગુજરાતી પુસ્તકો–કાવ્યો, નાટકો, ભાષાંતરો, નિબંધો પણ તેમણે ગુજરાતીમાં લખ્યાં છે. આ ઉપરાંત શ્રીમંત ગાયકવાડ સરકારના કેળવણીખાતા તરફથી લખાવેલાં પુસ્તકો નીચે પ્રમાણે છેઃ ચેતનશાસ્ત્ર, દ્વયાશ્રય, ભોજપ્રબંધ, ચતુર્વિંશતિ પ્રબંધ, સમાધિશતક, અનુભવપ્રદીપિકા, બુધ્ધિસાગર, તર્કપરિભાષા, શ્રુતિસાર સમુધ્ધરણ, યોગબિંદુ, વસ્તુપાલચરિત્ર વગેરે.

આટલું બધું કામ મણિભાઈએ માત્ર ૪૦ વર્ષની ઉમ્મરમાં જ કર્યું હતું તે પણ એક આશ્ચર્યજનક ઘટના છે. તેમના મિત્ર મસ્તકવિ બાલાશંકર કંથારિયા તેમના સમવયસ્ક હતા. બંને એક જ સાલમાં જન્મ્યા હતા, અને એક જ સાલમાં મૃત્યુ પામ્યા હતા એ આકસ્મિક ઘટનામાં પણ કંઇ દૈવી સંકેત હોય, અને દૈવ પણ જાણે તેમની બેની મૈત્રી પર પોતાની મ્હોર મારતું હોય તેમ ભાસે છે. મણિલાલે પોતાની પ્રાણવિનિમયની શક્તિથી એક વિષયને મેસ્મેરિઝમ ચઢાવીને, વડોદરામાં નામદાર શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ તથા રેસિડેન્ટ સાહેબ સમક્ષ, રેસિડેન્ટના મિત્ર પોતાના ઘરમાં તે સમયે શું કરતા હતા, તે કહી બતાવ્યું હતું, અને તારથી પૂછાવતાં તે ઘટના સાચી નીકળી હતી! પણ પછીથી પ્રાણવિનિમય કરતાં અધો-

મુંબઈથી નડિયાદમાં તેમને ત્યાં આવેલા, અને અમેરિકામાં વેદાન્તનો વિજયધ્વજ ફરકાવનાર નરશાર્દૂલ સ્વામી શ્રી. વિવેકાનંદ અમેરિકામાં સર્વધર્મપરિષદમાં વંચાયેલો મણિલાલનો 'મોનિઝમ ઍાર દ્વૈતિઝમ' નામનો નિબંધ સાંભળીને તેમના દર્શન માટે જૂનાગઢના દિવાન શ્રી. હરિદાસભાઈ વિહારીદાસ દેસાઈની મારફતે નડિયાદમાં પધારેલા તે કંઈ નડિયાદ માટે ઓછો ગૌરવનો વિષય નથી જ! સ્વાભિમાનપ્રિય અને સ્વતંત્ર મિજાજના મણિભાઈએ ભાવનગરની શામળદાસ કોલેજના સંસ્કૃતના અધ્યાપક પદનું રાજીનામું આપ્યું, અને તેજ કારણે વડોદરા નરેશ શ્રીમંત સયાજીરાવને પણ સંભળાવી દીધું કે 'શ્રી અને સરસ્વતીને ભાગ્યે જ બન્યું છે. આપ આગ્રહ કરો છો તે માટે આપનો ઉપકાર માનું છું. પણ હવે મારે આપની ઓરીએન્ટલ સીરીઝમાં પુસ્તકો લખવાનું કામ કરવું પાલવે તેમ નથી, કારણ આપના વિદ્યાધિકારી, સાહેબ મારા લખાણોમાં વ્યાકરણ વગેરેની ભૂલો સમજ્યા વગર જ કાઢે છે!' આ નિઃસ્પૃહતા, આ ખુમારી, આ નીડરતા નડિયાદની સાક્ષરતાની એક વિલક્ષણ ખાસિયત છે તે આપણે ભૂલવું જોઈતું નથી.

મણિભાઈનાં લખાણો પરથી જ તેમનું અગાધ વાચન, તેમનું ગંભીર મૂલાવગાહી ચિંતન અને સ્પષ્ટ પ્રૌઢ પ્રતિપાદન જણાઈ આવે છે. અને છતાં 'બાલવિલાસ' 'ચારિત્ર' 'નારીપ્રતિષ્ઠા'માં તેમની હિંદુ સમાજની સુધારા માટેની ધગશ, સરળતાથી વિષયની રજૂઆત કરવાની શક્તિ, સ્ત્રીઓ કે બાળકોને રુચિકર તથા હિતકારક થઈ પડે તેવા વિષયોનું તેવી.જ રીતિમાં નિરૂપણ કરવાની વિરલ શક્તિ આપણને જણાઈ આવે છે. ન્યાય, તર્ક, વેદાંત, સાંખ્ય, યોગ—આ બધા દર્શનવિષયોમાં પણ તેમની નિપુણ તર્કશુદ્ધ બુદ્ધિ સરલતાથી અવગાહન કરતી, અને તે તે વિષયોનાં ગૂઢ સત્યો અને કઠિન સિદ્ધાંતો તે સરળ ગુજરાતીમાં ઉતારી શકતા તે હકીકત તેમની ઊંડી ગવેષક બુદ્ધિ અને વિવરણાત્મક નિરૂપણશક્તિનો અચૂક

પુરાવો છે. કલાપી જેવા સાહિત્યપ્રિય રાજવીઓ તેમને ગુરુ માનતા, અને તે પણ તેમને ઉત્સાહથી તથા શ્રમપૂર્વક માર્ગદર્શન કરાવતા તે તેમની પ્રાહ્યવૃત્તિને છાજે તેવી બીના છે.

તેમની આંખમાં નિશ્ચલતા હતી, વેધકતા હતી, એકાગ્રતા હતી. તેમના કપાલ પર બુદ્ધિની ઝલક હતી, તેમનું મુખ જરાક પહોળું હતું..અને નસકોરાં વિશાળ હતાં. પાણીઓંભના પ્રયોગમાં કંઈક ગરબડ થવાથી તે ગુંગણુ બોલતા. તે વિદ્વાનો, શાસ્ત્રીઓ, અને સાધુસંન્યાસીઓનો જ સમાગમ સેવતા, અને તેમની સોબતમાં જ સાંજરે ફરવા નીકળતા. બપોરે પાંચ કલાક તે તેમના અભ્યાસ-ખંડમાં હોય, ત્યારે તેમના પ્રિય મિત્રો પણ શાન્તિ સેવી, ચુપકીદીથી પાસેના ખંડમાં રાહ જોતા બેસતા, પણ કોઈ તેમના કામમાં વિક્ષેપ કરવાની ધૃષ્ટતા કરતું નહિ. તેમના નિષ્ફળ દુઃખી ગૃહજીવનની તેમના જીવન પર એક પ્રકારની અસર વરતાઈ આવે છે. જેની છાયા તેમના સાહિત્યમાં—કાવ્યોમાં અમુક સ્થળે જોવામાં આવે છે 'સુદર્શન' માટે તે માસની છેલ્લી તારીખોમાં લખી નાંખતા, અને શ્રી. ચતુરભાઈ પટેલના પ્રેસમાં છાપવા મોકલી આપતા તે હકીકત તેમની અપ્રતિમ સ્મરણ શક્તિનો અચૂક પુરાવો છે. તેમણે એકલે હાથે જે કામ કર્યું છે તે નડિયાદ જેવી સાક્ષરભૂમિ માટે પણ વિરલ ગણાય તેવું, તેમને માટે માન ઉપજાવે તેવું અને ગૌરવાસ્પદ છે. ગુજરાતી ગિરાના કંઠમાં જે સાક્ષરોની મોતીની માળા વિરાજે છે, તેમાં ખરેખર મણિભાઈ એક અદ્ભુત કાન્તિછટાવાળો, અમૂલ્ય મણિ હોય તેમ શોભે છે. સાચે જ મણિભાઈ એક અતુલ બુદ્ધિ-વૈભવવાળા, રસજ્ઞ પંડિત, યોગનિષ્ઠ વેદાંતી, નીડર વિચારક અને ચિંતક, અભેદમાર્ગ પ્રવાસી, પ્રેમતત્ત્વના અનંત ઉપાસક, જીવનવીર સાધક હતા.

---

# ૧૨ મસ્તાન કવિ 'બાલ'

શ્રી. બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયા નડિઆદના સાઠોદરા બ્રાહ્મણ. તેમના પિતા સુરત જિલ્લામાં મામલતદાર હતા. તેમનો જન્મ સંવત ૧૯૧૪ (ઈ. સ. ૧૮૫૮) જેઠ વદિ પાંચમને રોજ થયેલો, અને તે સંવત ૧૯૫૪ (ઈ. સ. ૧૮૯૮) ચૈત્ર સુદિ અગિયારશને રોજ અવસાન પામેલા. તેમની માતાનું નામ રેવાલક્ષ્મી. તેમનાં પત્નીનું નામ મણિલક્ષ્મી. તેમના ડેલાની સામે એક લીમડી હતી, જે તેમના દાદાના નામ પરથી 'અરજણલાલ'ની લીમડી નામે જાણીતી હતી. તેમનાં બાપદાદાનાં ખેતર સલુણ ગામ બાજુએ હતાં. કવિ બાલને ત્રણ પુત્રો થયેલા. તેમાંના ત્રિપુરાશંકર (જેમણે 'મસ્તાન'ના ઉપનામથી કેટલીક ગઝલો લખી છે; અને જેમણે હાફીઝની ગઝલોનો અનુવાદ પણ કરેલો છે) ગુજરી ગયા છે. ચંદ્રશંકર કવિના બીજા પુત્ર; તે નાનપણમાં જ ગુજરી ગયેલા. ભાસ્કરરાવ તેમના ત્રીજા પુત્ર. તે અત્યારે નાગપુરમાં મેંગેનિઝની ખાણોમાં કામ કરે છે. પહેલાં ત્રિપુરાશંકર તે કામ કરતા હતા. ચિત્રરાજપુરની ખાણો પણ ભાસ્કરરાવે શોધી કાઢેલી. તેમને ખાણના કામમાં લઈ જનાર વડોદરાના શ્રી. ત્રિભોવનદાસ ગજ્જર, જેમને કવિ સાથે પરિચય હતો અને મમતા પણ બંધાયલી. મહીસુરની તાંબાની ખાણો પણ ભાસ્કરરાવે શોધી કાઢેલી. બાળાશંકરના ડહેલાની બાજુમાં તેમના કુટુંબના મહાદેવ છે, તે કવિના દાદાના નામ પરથી

અર્જુનેશ્વર મહાદેવ' કહેવાય છે. તે મંદિરનો જીર્ણોદ્ધાર ભાસ્કરરાવે પોતાનું મકાન વેચીને પણ કરાવ્યો છે.



કવિના દાદા અર્જુનલાલ, તેમના પિતા સરૂપચંદ, અને તેમના પિતા ખુશાલચંદ નડિયાદમાં પ્રખ્યાત શરાફ હતા. તે ઠેઠ બુંદીકોટા સુધી ધીરધાર કરતા. એક વખતે તેમના દેવાદાર પાસેથી પોતાના રૂપીઆ લેવા શ્રી ખુશાલચંદને બુંદીકોટા જવું પડયું. ખુશાલચંદનાં પત્ની પરમ સાધ્વી સતી હતાં. બુંદીકોટામાં દેવાદારે ખુશાલચંદનું ખૂન કર્યું. સતીને તે સઘળું દૃશ્ય આબેહૂબ સ્વપ્નમાં દેખાયું. તેમના ત્રણ પુત્રોએ તેમને ઘણું આશ્વાસન આપ્યું. પણ તેમને શાન્તિ ન વળી. તેમણે તો પતિ પાછળ સતી થવાનો દૃઢ સંકલ્પ કર્યો. છોકરાઓ તો બુંદીકોટા તપાસ કરાવવા રહ્યા; પણ સતી તો બીજે દિવસે સવારમાં 'જય અંબે, જય અંબે' કરતાં, પતિની પાઘડી ખોળામાં લઇ, ખોડિયાર માતાની પાછળ સતી થયાં. હજી સુધી તે 'સતીમાની દેરડી' તરીકે ઓળખાય છે.

કવિ બાલાશંકર અને શ્રી. મણિલાલ નભુભાઈ–બંને સમવયસ્ક મિત્રો અને અભ્યાસકો. બંનેનો જન્મ એક જ સાલમાં, અને મૃત્યુમાં પણ લાગીદારી બંને મિત્રોએ એક જ સાલમાં નોધાવેલી. ૪૦ વર્ષની નાની ઉમ્મરમાં આ બે વિદ્વાનોએ જે સિદ્ધિ કરી છે, તે જો તેમને દીર્ઘ આયુષ બક્ષાયું હોત તો અનેકગણી ઊંડી, વ્યાપક અને અધિક તેજસ્વી થાત તેમાં રજમાત્ર પણ શંકા નથી. 'સાઠોદરા જ્ઞાતિ હિતવર્ધક સભા'ની પ્રવૃત્તિ પણ કવિના ડેલામાં આ બે મિત્રોએ સાથે જ કરેલી. કવિતારચના પણ બંને જણે સાથે જ આદરી. સાચું કહો તો કવિબાલે શ્રી. મણિભાઇને સુફી કાવ્યની રચનામાં અને ગઝલો લખવામાં પ્રેરણા આપેલી. 'મણિભાઇ રોજ સાંજરે પોતે રચેલાં કાવ્યો કવિ પાસે લાવે અને સતાર પર કવિ

તેને બેસાડે અને ગયા. રોજ સાંજરે ૪-૫ વાગે કવિને ત્યાં સંગીત શીખવવા અને સિતાર વગેરે તંતુવાદ્યો શીખવવા ઉસ્તાદ આવતા. સંગીતપ્રેમી કેટલાક મિત્રો અને નડિયાદના નાગરિકો (જેમાં કવિ ચિત્રકાર ફૂલચંદભાઈ પણ બાલ્યાવસ્થામાં જતા, અને કવિનાં પાન વગેરે લાવવાનાં હોય ત્યારે ફેરીફેરા ખાવામાં કૃતાર્થતા માનતા) કવિને ત્યાં ભેગા થતા, અને વિદ્વન્મંડલી જામતી.

કવિ સ્વભાવે મૂળથી જ મસ્ત હતા. પાછળથી તે પોતાની જાતને 'કવિ રાજા' તરીકે ઓળખાવે છે તે યોગ્ય જ છે. મૂળથી જ પારાવત, મૃગ, પોપટ, મેના, પપૈયા વગેરેના દરબારમાં પોતે કવિરાજા પ્રમુખસ્થાને સિંહાસને બેસે અને પોતાની પ્રિયતમા મહાદેવી તેમની-પશુપંખીની પ્રેમતકરારમાં જે ન્યાય આપે, ફેંસલો કરે તે પોતે કબૂલ રાખવો-એ દરબાર કે જ્યાં 'દોઢડાહી દુનિયાની' દખલ ન હોય, લોકોની નિન્દા ન હોય,' 'મહામસ્તાન જ્ઞાનીના મગજમાં તાર જુદો છે' તે તારને સમજાય નહિ તો પણ ખેંચાખેંચી કરવાની વાનરચેષ્ટા ન હોય, એ-દરબાર ભરવામાં તેમની મસ્ત કલ્પના રાચે છે. કવિ પોતાના પ્રેમમાં જ મસ્ત છે. દુનિયા અને દુન્યવી વસ્તુઓ તેમને આકર્ષી શકતી નથી. કવિના માનસ ઘડતરમાં પેઢીદરપેઢી ચાલતી આવતી માતા બાલાની-ત્રિપુરા સુંદરીની ઉપાસનાનું તત્ત્વ હતું, તેમાં વીરપુરથી એક પીરનો દીવો તેમને ઘેર આવ્યો અને રોજ સંધ્યાકાળે તે પેટાવવામાં આવતો હતો; તે સમયથી કવિ સાંજને સમયે તે દીવા પાસે લોબાનનો ધૂપ કરી ધ્યાનમાં બેસતા. આ ધ્યાનના ઓંકારે તેમના જીવનમાં 'મસ્ત ફકીરી'ની સાધનાના રંગો પૂર્યા હતા. શંકરાચાર્યરચિત 'સૌન્દર્યલહરી'ના રોજના-મુખપાઠથી તેમના મનમાં જે, ગાઢ સંસ્કૃતમય રંગની છાંટ પડી હતી, તેમાં ફારસી અને અરબી ભાષાના અભ્યાસથી સુફીવાદનું પણ મિશ્રણ થયું હતું. માતાભક્ત સાઠોદરા નાગરના મગજમાં સુફીનું-હાફીઝનું

શરાબ ભળ્યું હતું. પરિણામે લાપરવાહી અને મસ્તીમાં કંઈ ઓર વધારો થયો હતો. તેમાં કવિ વળી પ્રેમનો ઝુવડો, ઇશ્કનો બંદો હતા. આ ત્રણેય તત્ત્વો તેમની નિશ્ચયતામાં, તેમની કીકીની સ્થિર ત્રાટકશક્તિમાં, ઉત્કટ માદકતામાં, ઉન્નત તેજસ્વી ભાલપ્રદેશમાં, સ્થિર બેઠેલાં નીચલી દાઢ ને જડબાના પ્રદેશની મક્કમતાભરી ફનાગિરીમાં, સખ્ત બિડાયેલા દ્દઢતાસૂચક ઓષ્ઠસંપુટમાં, છુટી પડેલી કાનની નીચલી બુંગીમાં, આગળ પડતા ચિબુકમાં, અને ઉદારતાસૂચક વિશાળ નસકોરાંમાં પ્રતિબંબિત થાય છે. કવિ માથે સાહેદરાશાહી પાઘડી પહેરતા—સાક્ષર શ્રી. મણિલાલભાઈની માફક જ, અને તે વખતની ફેશન પ્રમાણે આલ્પાકાનો લાંબો કોટ પહેરતા. તે પોતે કપડાં તરફ પણ બહુ જ બેદરકાર રહેતા ઘણી વાર તો તેમના કોટનો કૉલર તેમના ગળાને ફીટ થાય તેવો હોતો જ નહિ.

વળી કવિને ઉસ્તાદો સાથે પ્રસંગો પડતા. પરિણામે તેમના સ્વભાવમાં બેદરકારી અને ધુન–મસ્તી વધ્યાં. 'કયા બાત હય ?' આ તેમનો અનેક વાર ઉચ્ચારાતો, બેપરવાઈસૂચક, આત્મમસ્ત, રોજની વપરાશનો પ્રશ્ન. પણ એ પ્રશ્નમાં તેમની સ્વભાવમુદ્રા અંકિત થયેલી છે. પોતાના પિતાની એકઠી કરેલી ધનસંપત્તિ તેમણે વેપારમાં ગુમાવી. પોતાના ડેલામાં જ તેમણે લોખંડ અને પિત્તળનું કારખાનું કાઢેલું. તેમાં પોતાના મુનીમને ભરેસે તે રહેતા મુનીમ વાણિયો હતો. અને તેણે હજારો રૂપીઆની ગોળમાળ કરેલી. જ્યારે તેમના ધ્યાન પર તે વાત લાવવામાં આવી, ત્યારે કવિએ લાક્ષણિક પ્રશ્ન પૂછતાં લાપરવાહીથી કહ્યું, 'કયા બાત હય ?' પછી તેમણે ઉમેર્યું. 'આટલાં બધાં વરસો તેણે મારી તથા મારા કુટુંબની સેવા કરી, અને થોડાક હજાર રૂપીઆ તે લઈ ગયો. તેમાં શી મોટી વાત છે ? પણ મારો પૈસો તો મારેનો પારો છે. અન્યાયથી ખાધો તેને ફૂટી નીકળશે !' અકસ્માત બન્યું પણ એવું કે તે મુનીમનાં બધાં છૈયાં-

છોકરાં ૭ માસની મુદતમાં મરી પરવાર્યાં અને તેને ઘેર તાળું વસાઇ ગયું !

કવિની મસ્તી અને ખુમારીનો બીજો પણ એક કિસ્સો છે. કવિને અત્તરનો બહુ ભારે શોખ હતો. તેમની ઘ્રાણશક્તિ એવી સૂક્ષ્મ અને સંવેદનપટુ હતી (ઘ્રાણસંવેદનશીલતા અને ગંધમર્મગ્રાહિતા તેમની કવિતામાં પણ ખાસ ગુણ તરીકે વરતાઇ આવે છે !) કે દરેક માણસ કયું અત્તર ચોપડીને તેમની પાસે લાવ્યો છે તે તરત કહી આપી શકતા. એક જ હાથ પર, ત્રણચાર જુદાં જુદાં અત્તરોના સળીવતી લસરકા કરાવ્યા હોય, તો તે પાસે પાસે જ હોવા છતાં કયો લસરકો કયા અત્તરનો છે તે આબાદ કહી આપતા ! એક વાર એક અત્તરિયો ગામમાં ફરીને, કંઈ પણ કમાણી કર્યા સિવાય, કવિ તેને થોડી ઘણી અત્તરની ખરીદી કરી ખટાવશે તેવી આશાથી તેમને ઘેર ગયો. દરવાન તરફથી ખબર મળી કે 'સરકાર' સ્નાન કરે છે, માટે તેમનાં પૂજાપાઠ પતી ગયા પછી બે કલાક પછી અત્તરિયાએ આવવું. અત્તરિયો નિરાશાસૂચક શબ્દો બોલી ચાલી જવાની તજવીજ કરતો હતો, એટલામાં તો સ્નાનાગારમાંથી કવિનો દરવાનને હુકમ છૂટયો કે અત્તરિયાને પોતાની પાસે મોકલે. કવિએ ત્રણચાર અત્તર પસંદ કર્યાં. પચાસેક રૂપીઆનું અત્તર પસંદ કરી, અત્તરિયાને કહ્યું, 'કયા બાત હય ! ઇસ તાંબાકૂંડીમેં વો સબ ડાલ દો !' અત્તરિયાએ અત્તર તાંબાકૂંડીમાં નાંખી દીધું, અને કવિ તે દિવસે અત્તરના પાણીથી નાહ્યા ! 'માશુકની અલકના' મહીસરી અત્તરની ખુશબો'ના તરસ્યા કવિ તે દિવસે અત્તરના પાણીની ખુશબોથી તો જરૂર સંતુષ્ટ થયા હશે. આવી તેમની અમીરાઇ અને મસ્તી હતી !

કવિ એક બહુ જ આત્મમસ્ત અને પ્રામાણિક, નિઃસ્પૃહ જીવ હતા. તેમનું એક મકાન દ્રવ્યની તંગીને કારણે તેમણે તેમની જ જ્ઞાતિના માણેકલાલને વેચી દીધેલું. થોડાક સમય પછી શ્રી માણેક-

લાલે તેનું સમારકામ શરૂ કર્યું. તે વખતે તેમને તે ઘરમાંથી આશરે ૪૦ હજાર રૂપીઆનું સોનું જડયું. તે લઈને પ્રામાણિક વૃત્તિવાળા શ્રી માણેકલાલભાઈ કવિ પાસે ગયા અને કહ્યું કે–'આ તમારા ઘરમાંથી તમારા બાપદાદાઓનું દાટેલું ધન છે, તે તમારું જ છે, માટે તમે લ્યો!' કવિએ લાક્ષણિક નિઃસ્પૃહતાથી જવાબ આપ્યો કેઃ– 'એ કદી ન બને. મેં ઘરવેચાણનો દસ્તાવેજ તમને કરી આપ્યો, તેમાં આકાશપાતાળ સુધીના બધા હક્ક તમને સોંપી દીધા છે. એટલે હવે તે દ્રવ્ય પર મારો હક્ક નથી, પણ તમારો છે. જો તે મારા જ તકદીરનું હોત, તો તે જ્યારે હું ભીડમાં હતો ત્યારે જ મારા હાથમાં ન આવત?' આ પ્રસંગમાં આપણે બાલાશંકરને કે માણેકલાલને-કોને વધારે મહાન ગણવા એ એક રમણીય મુંઝવણ છે!

કવિએ 'કલાન્ત કવિ' લખ્યું તે વકીલની પરીક્ષા આપવા ગયેલા તે વખતે પરીક્ષાના ઓરડામાં! પછી તેમણે તેની બે નકલો કરી. એક પોતાની પાસે રાખી, અને બીજી પરીક્ષકને આપી. તેમના પિતા શ્રી ઉલ્લાસરામે જ્યારે પાછળથી તે પરીક્ષકને ભલામણ કરેલી ત્યારે તેણે જવાબ આપેલો કે–તમારા છોકરાએ થોડું ઘણું પણ લખ્યું હોત તો પાસ કરવા પ્રયત્ન કરત, પણ તેણે તો અંદર કવિતા લખી છે! આ પ્રસંગ કવિ સરોજિની નાઈડુના જીવનમાં બનેલા પ્રસંગની યાદ અપાવે તેવો છે.

એક વખત કવિ વડોદરામાં કમાટિ બાગમાં રાતે ચાંદનીમાં ફરવા ગયેલા. ધૂનમાં ને મસ્તીમાં તેમણે પોતાની છત્રી માથા પર ઓઢેલી. કોઈક માણસે તેમને પૂછ્યું કે–'આ શું? ચાંદનીમાં છતરી ઓઢો છો?' ત્યારે કવિએ જવાબ આપ્યો 'હા, હા. તેમાં આશ્ચર્ય કેમ થાય છે! કવિઓને ચાંદની પણ [illegible] છે, તે શું તમે નથી જાણતા?'

તેમણે પોતાને માટે તથા પોતાના ઉસ્તાદને માટે ગાંજો અને ચલમ બનાવી આપવા માટે ૪૦) રૂ. ના માસિક પગારથી એક લૈયો રાખ્યો હતો તેમ સાંભળ્યું છે. એક દિવસ ખેતરમાં કૂવા પાસે થાળામાં કવિ મિત્રો સાથે બેઠા હતા, અને પેલા ભૈયાને તેમણે ચલમ ભરીને લાવવાનો હુકમ કર્યો. લાવતા પહેલાં તે ભૈયાએ ચલમનો એક દમ માર્યો, તે કવિએ જોયું. ભૈયો થાળા પર આવ્યો ત્યારે કવિ તાડૂકયા. 'કયા બાત હય ? બડે લે ગધ્ધે આમન્યા ભી નહિ રખને હૈ ?' એમ કહી તે ભૈયાને ધક્કો મારી થાળા પરથી નીચે ગબડાવી પાડયો !

કવિ કલાપી—લાઠીના ઠાકાર શ્રી સુરસિંહજી શ્રી મણિલાલ નભુભાઇને પૂજ્ય ગણતા. એક દિવસ તે શ્રી મણિલાલને ઘેર આવેલા. સાંજ પડી એટલે શ્રી મણિલાલ કલાપીને લઇ કવિ બાલાશંકરને ત્યાં મળવા ગયા. કવિ પોતાના ડેલા સામેના મકાનમાં હમેશાં ઊપલે માળે બેઠા હોય. મણિભાઇ નીચે કવિનાં સગાંવહાલાં સાથે વાત કરવા રોકાયા, અને કલાપી કવિના દર્શનના ઉત્સાહમાં ને ઉત્સાહમાં ઉપલેમાળ ચઢી ગયા. કવિ બાલ પોતાના ‌સિતારના તાર સમા કરવામાં રોકાયા હતા. કલાપીના જવાથી તેમને વિક્ષેપ થયો. તે હમેશની લાપરવાહીથી એલી ઊઠયા, 'કયા બાત હય ! પાગલ જૈસા કિસીકાભી મકાનમેં રજા સિવા ઘુમ જાના !' એટલામાં મણિભાઇ આવી પહોંચ્યા, અને કલાપીની ઓળખાણ પાડી કવિની મસ્તી હજી ઊતરી ન હતી તેમણે ઊમેર્યું, 'કોઇભી હો ! શાહનશાહ કયું ન હો ! લેકિન કિસીકા ભી મકાનમેં રજા સિવા ઘુસ જાના ઠીક નહિ હય !' આવા આત્મમસ્ત કવિ હતા. અલબત્ત, તેમનામાં અભિમાન કે ઉદ્ધતાઇ તો ન જ હતાં. પણ એ પ્રકારની ખુમારી, નિર્દોષ આત્મરત મસ્તી હતી.

ઘણીવાર તો તે પોતાનું વાદ્ય વગાડવામાં અને ગાવામાં એટલા તો તલ્લીન બની જતા કે ૫-૭ માણસોની આવેલી શ્રોતૃમંડળીને તે

અડધા કલાક પછી, જ્યારે તેમની મસ્તી ઊતરતી ત્યારે જ. જોના! તેમની મેડીમાં ગાંજો, ચરસ કે અફીણ રહેતાં અને ઉસ્તાદો સાથે કામ રોજરોજ પડતું, તેથી તેમને તે રાખવાં પડતાં. સંભવ છે કે કદાચ તે પણ તેનો દમ મારતા હશે. પણ તે બાબત કંઈ એટલી બધી મોટી નથી કે તેને મહત્ત્વ આપી, તેમની વ્યક્તિને ઊતારી પાડવાની બાલિશ ચેષ્ટા કોઈ કરે, અથવા તેને વ્યસનનું મોટું રૂપ આપી તેમની અદ્ભુતની મસ્તી અને આત્મમોજની મહત્તાને કોઈ ઓછી આંકી શકે.

કવિ વ્યવહાર તરફ તદ્દન ઉદાસીન, અને ખર્ચ કોઈ અમીર-ઉમરાવ જેવે; પરિણામે તેમની બાપદાદાની સંપત્તિ ઘસાતી ચાલી. તેમણે જે કારખાનું ખોલ્યું, તેમાં તેમને ભારે ખોટ ગઈ. પરિણામે તે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં થોડોક વખત એસિસ્ટન્ટ સેક્રેટરી તરીકે પણ રહ્યા. તે ૧૮૯૮ માં કામ માટે વડોદરા ગયેલા. ત્યાં તેમને પ્લેગ થયો, અને બે દિવસની માંદગી ભોગવીને કવિ મરણને શરણ થયા. તે પ્રસંગ પર શ્રી. મણિલાલે ૧૮૯૮ ના એપ્રિલ માસના 'સુદર્શન' અંકમાં પોતાના બાલમિત્રની યથાયોગ્ય મૂલવણી કરી, ન્યાયપરાયણતાથી, જે અંજલિ આપી છે તેમાંથી થોડો ભાગ અહીં ઊતારવો અસ્થાને નહિ ગણાયઃ—

'ગુજરાતી, હિંદી, અંગ્રેજી, સંસ્કૃત, ફારસી, અરબ્બી એટલી ભાષાઓનું સારું જ્ઞાન ધરાવી ગુજરાતી સાહિત્ય અને ગુજરાતી વાચનની ઉન્નતિ માટે એમણે જે જે યત્નો કર્યા છે તે સર્વને સુવિદિત છે. 'ભારતીભૂષણ'માં જ્યારે તેઓ પોતાની સાહિત્યભાવના વિસ્તારી રહ્યા હતા, ત્યારે 'ઇતિહાસમાળા'માં તેમણે પોતાના ફારસી જ્ઞાનને આધારે ગુજરાત અને હિંદુસ્તાનના ઇતિહાસની ખરી હકીકત બહાર લાવી ઐતિહાસિક ચર્ચાનાં સપ્રમાણ ધોરણો સમજાવવાનો યત્ન આરંભ્યો હતો. પ્રાચીન સિક્કા અને લેખો વિલોકવાનો અને

તે ઉપરથી અનુમાન કરવાનો પણ એમને એટલો બધો શોખ હતો કે તેમાં પણ કાલ અને દ્રવ્યનો ઘણો વ્યય કરી ઇતિહાસ-ના કામને ઉપયોગી માહિતી મેળવ્યા કરતા. પ્રખ્યાત કવિ હરિશ્ચન્દ્રની 'ચંદ્રાવલી' નાટિકાનો તેમ 'દેવીદાસ રાજનીતિ'નો રસ ગુજરાતીમાં આણવા ઉપરાંત શૂદ્રકના 'મૃચ્છકટિક'ને એવી સારી રીતે તેમણે ગુજરાતીમાં મૂક્યું છે કે તે અદ્યાપિ પણ અતિ લોકપ્રિય છે. 'સાહિત્યસિંધુ' જેવો ગુર્જરસાહિત્યમાં એક અપૂર્વ ગ્રન્થ ઉપજાવવાનો મહાયત્ન જેમ તેમણે આરંભેલો આપણે 'ભારતી ભૂષણ'માં જોઈએ છીએ, તેમ તેમનાં ખાનગી લખાણોથી એકએક કરતાં વધારે ઉપયોગી ભગીરથ પ્રયત્ન તેમણે એકલાએ ઉઠાવેલો આપણને સમજાય છે. શાસ્ત્રમાત્રના પારિભાષિક શબ્દોનો એક સર્વસંગ્રહ (સાઈક્લોપિડિયા) તેમણે રચવા માંડ્યો હતો. સર્વ કરતાં મુખ્ય તો તેમની અતિઆકર્ષક અને લાવણ્યભરી અતિમધુર પ્રાસાદિક કાવ્યકલા જ તેમનું નામ અમર કરી શકે તેવી છે. કલાન્ત કવિ, સાન્દર્યલહરી અને છૂટક કાવ્યો કરતાં વધારે સંગ્રહ આપણી પાસે નથી, તથાપિ તેટલાથી યે તેમની પૂર્ણપ્રતિભાનું આપણને પ્રમાણ મળી રહે છે."

તે ઉપરાત 'કર્પૂરમંજરી'નો અનુવાદ, 'માર્કોપોલો'નો અનુવાદ વગેરે પણ તેમણે લખેલા 'ભારતી ભૂષણ'માં પોતે જ 'શંકર શિષ્ય' 'જયવિજય' વગેરે ઉપનામોથી લખતા, પણ ઘણીવાર તો તેમનુ હૃદય-ઔદાર્ય તેમને પોતાની કૃતિઓ અપ્રગટ રાખીને પણ બીજા લેખકોની કૃતિઓનું પ્રકાશન કરવા પ્રેરતું. કવિની કાવ્યપ્રવૃત્તિ બહુ વિશાળ કહેવાય તેવી જરૂર નથી, પણ તેમાંની ગુણવત્તા આપણું ધ્યાન જરૂર ખેંચે છે. અલબત્ત, તેમણે છંદોભંગ ન થાય માટે હ્રસ્વ અને દીર્ઘ સ્વરો સાથે ખૂબ વધારે પડતી છૂટ લીધી છે, અને અમુક જગ્યાએ તો સંસ્કૃત શબ્દોને જે રીતે તેમણે છૂટા પાડવા પડે તેવો પ્રયોગ કરે છે તે રીત જોતાં સંસ્કૃત પ્રેમીનું

મન ધવાઇ જાય તેવું પણ બને છે. અને છતાંય રોજ મુખપાઠમાં દેવીની સ્તુતિ કરવામાં તેમના મનમાં 'સૌન્દર્યલહરી' રમી રહેલી, તેની ઉપમાઓ, તેની ઉત્પ્રેક્ષાઓ, તેની લલિત ભવ્ય પદાવલી; તેનો અજેય, ઊર્દ્વ ચૈતન્યની ભૂમિકાઓ પર આરોહણ કરતો શિખરિણી-છંદ, તેનાં ભાવપુષ્પો કવિના મનમાં અને અવચેત્તનામાં ઘર કરીને બેઠેલાં, તેને પરિણામે તેમના સુંદર મસ્ત કાવ્ય 'ક્લાન્ત કવિ'માં આપણે 'શિખરિણી'ના પરમ શિખરને સર કરેલું જોઇએ છીએ. કવિની કવિતા 'મસ્તનાદ'માં ઘૂમતી ઘેલૂડી કવિતા છે. કેટલીક વાર ટો કવિ ભવ્ય રીતે અથવા કોમળ રીતે નાદનો લય અને નાદનો જય કરી જાય છે. સાથે સાથે કવિના ભાવના તરંગ પણ કેટલીક વાર વિરહથી ક્લાન્ત, મસ્તીથી ભ્રાન્ત, તો કેટલીક વાર સ્વસ્થતાથી શાન્ત પણ હોય છે.

કવચિત કેસૂડાંની નવ કળિ કુસુમાંજલિ ભરી,
ગુલાલે હે બાલે! અમલ અલકે રંગની ભરી,
વસંતે એકાંતે રમણિય વનાંતે નિરજને,
રમ્યો તો હે કાંતે! સરસ નવ ફાગે તુજ કને.

કવિમાં જેટલી મસ્તી છે, તેટલું જ વિરહનું દર્દ છે. તેમના દર્દમાં દિલની સચ્ચાઇનો સાચો રણકો છે. તે તો અંતરમાં રુવે છે.

પ્રિયાની પ્રીતી તે રસિક જન છાની અનુભવે,
નથી રોતા કંઇ ઘર ઘર ફરી, અંતર રુવે.

× × ×

કવિ પાકો પ્રેમી છે, રણે પ્રેમમાં જીવન સમર્પણ કર્યું છે.
થયો જેવો તેવો નહિ હું તુજ તો આશક ખરો,
તને અર્પ્યું મારું જીવન, પ્રિતિનો કોલ કરિયો.

કવિ મસ્તીમાં જે કાલ્પનિક વનદરબાર ચીતરે છે તેનું પીંછીથી ચીતરવા યોગ્ય ચિત્ર આ રહ્યું:-

કવિ રાજા હું ને વળિ તું પટરાણી નૃત્ય કરે,
મૃદંગે બીજે શું શચિપતિ વિના રે ગતિ કરે,
પપૈયા કોકીલા સ્વરપુરક કેરાં બિરુદ થતાં,
વળી વિહીં અહીં દરદિ મૃગ શ્રોતા જન હતાં.
હતો કેવો હું તો અનુરત તહારા અભિનયે,
હજુએ તેના તે સ્વરિત ભણકારા ગમિ રહે,
ક્વચિદ્ ઊપાડંતી કદી છુપવતી અંબર પટે,
રતનો તારાં જે છે અનુપમ વિધી સસૃતિ વિષે.

પણ કવિનું સ્વપ્ન સ્વપ્ન જ રહે છે. તે પોતાની પ્રિયાનો વિશ્વાસઘાત કરે છે, વચનભંગ કરે છે, અને બીજીને પરણે છે, જગતનાં બીજાં સગાંવહાલાંને અળકાં ગણે છે. તેની આશા ભગ્ન થાય છે અને 'ત્રુટી મારી વીણા અધવચ ગયા તાર વિખરી.'

ખરેખર, તારી જીવનવીણાના તાર પણ માત્ર ૪૦ વર્ષની નાની ઉમ્મરમાં ન વીખરી ગયા હોત, તો ગુર્જરભારતી માતાના કંઠમાં તારાં અનેક દિવ્ય કાવ્યો અત્યારે પણ ગુંજી રહ્યાં હોત!

છતાં કવિ આ દુનિયામાં છે, પણ આ દુનિયાનો થઇ શકતો જ નથી. તેનું ચિત્ત તો સદા માટે તેની પ્રિયતમાની અલકલટમાં ગોથાં ખાયા જ કરે છે.

થઇ છે જે પ્રીતી નહિ અવરથું તે ફરિ થશે,
ગઇ જે પૂર્વેની નહિ નહિ મઝા તેજ મળશે,
વહી જે સુગંધી તવ અલક લ્હેરી ન વહશે,
રહી મારી આશા અધવચ ફરી તે ન ફળશે.

અલબત્ત, 'સૌન્દર્યલહરી'માં જગન્માતા ચિદ્રૂપિણી શક્તિનું જે રસિક શૃંગારમય વર્ણન શ્રીમચ્છંકરાચાર્યે કર્યું છે તેની છાયા કવિ પોતાની પ્રિયતમામાં પણ જોઈને ગાય ઊઠે છે કે

મને પૂરું તારાં શશિ રવિ રતનોનું સ્મરણ છે,
અહા ! પૂર્ણિમાએ રમણિય પ્રરોહે વન વિષે,
ઉઘાડાં મૂક્યાંતાં મદયિ છકિ નીરંચલ કરી,
હરીતી તેં મારી હૃદય મતિને મોહિન કરી.

આ રીતે કવિની સ્થૂલ ભૂમિકા પર મળેલો કોઇ પ્રિયતમા તેની મસ્તીભરી આધ્યાત્મિક કલ્પનામાં વિરાટ સ્વરૂપ ધારણ કરી ઊઠે છે, અને તેનું રૂપાન્તર વિશ્વજનનીમાં થઈ જાય છે. પરિણામે કવિ તેને ચિદ્રૂપિણી ચિતિ શક્તિરૂપે ઉપાસે છે અને સ્તવે છે કેઃ—

નથી જે વેદાંતે, નયિ સ્તવન પૂજા નિયમમાં,
નથી પુરાણોમાં, નયિ ગમન યાત્રા વિષયમાં,
નથી નીની માર્ગે, નયિ અધિક વિજ્ઞાન રણમાં,
વસ્યું તે આજે ને ફળ અમિત તારા ચરણમાં.

તે માતા કે જેના દ્વારપાળ તરીકે, જેની શક્તિલવનો પ્રસાદ પામીને, બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ સૃષ્ટિનું સર્જન, પાલન અને લય કરે છે, જેની પીયૂષધારાથી કવિનો 'જગંત વ્યવહારાગ્ન' શાન્ત થઇ જાય છે, જે પ્રેમનું વિષ પીને તે પોતાને હાલાહલ પી જનાર નીલકંઠ કરતાં પણ અદકો માને છે,-તે દેવી જ કવિની ઉપાસ્ય દેવતા બની જાય છે! પછી પોતાના નિગૂઢાર્થને ઉકેલવા ભવિષ્યના રસિકજનો યથાશક્તિ પ્રયત્ન કરી, પોતાના મનથી કપોલકલ્પિત અર્થ ઉપજાવવા પ્રયત્ન કરશે તે જાણી, તેમને સૌને ઊલ્લુ બનાવતા' હોય તેમ કવિરાજ કહે છે કેઃ—

હશે જે શ્રૃંગારી કવન સમજે તે યુવતિનું,
કવીતા વીલાસી જન સમજશે તે કવિતનું,
હશે જે વૈરાગી ગ્રહણ કરશે મોક્ષપદનું,
ખરું શું છે તે તો સરવ મન મારે સમજું છું.

અને વળી પાછા અંતમાં કવિ પોતાની મનોગત, હૃદય અધિષ્ઠાત્રી પ્રિયતમાને આશિષ આપે છે કે

સદા તેને મારી હૃદયગત આશીષ ફળજો !

કવિના મૃત્યુ પછી બે વર્ષે સંવત ૧૯૫૬ માં પ્રગટ થએલ અમદાવાદના શ્રી. મોતીલાલ લલ્લુભાઇ ભટે ' કલાન્ત કવિ ' કાવ્યનું અનુકરણ કરી 'ઉપાલંભ' કાવ્ય લખ્યું છે તે મૂળ કાવ્યની લોકપ્રિયતાની સાબીતી છે.

' સૌન્દર્ય લહેરી ' નો સમશ્લોકી અનુવાદ કરવાનો કવિનો એ પ્રથમ પ્રયત્ન પણ ખરેખર સ્તુત્ય છે. તેમાં દેવીનાં અંગપ્રત્યંગનું સ્થૂલ શ્રૃંગારમય વર્ણન ધ્યાનધારણામાં ચિત્તબંધ કરવામાં ઉપયોગી નીવડે તેવું છે. તેમાં હૃદયના ભાવો ક્ષુદ્ર ભૂમિકા પર સરી ન પડતાં, કોઇ ઊર્ધ્વ દિવ્ય ભાવને પોષક નીવડે છે તે હકીકત આપણે ભૂલવા જેવી નથી જ. તેમાં પણ શિખરિણી છંદનો પ્રયોગ કવિએ વિજયીપણાથી કર્યો છે. કવિનો શ્રૃગાર તે સમયમાં પણ કેટલાકને ખૂંચ્યો હતો, પણ તેને આત્મમસ્તીથી ઝીલવાની શક્તિ પણ સમર્થ પુરુષોમાં જ હોય છે, અને તે વિકારપોષક થવાને બદલે ભક્તિભાવને પોષક નીવડે છે તે આપણી ધ્યાન બહાર જવું જોઇએ નહિ.

'હરિપ્રેમપંચદશી'માં કવિએ સુરીવાદની પ્રેમભક્તિની પ્રણાલિકા અનુસાર ૨૧ કાવ્યો લખ્યાં છે, અને છેલ્લે ૧૮ અપૂર્ણ કાવ્યમૌક્તિકો લખ્યાં છે તેમનો અંતર્ભાવ થાય છે. તેમાં 'જિગરનો

યાર,' 'ખબર યે,' 'દરકાર,,' 'આશા,' 'અલૌકિક બહાર,' ભણકારા,' 'મૂર્ખની મૂર્ખાઈ' અને 'દર્શનેચ્છા' સુંદર, મસ્તીભર્યાં, પ્રાણના જોરસાને વ્યક્ત કરતાં, દિલના દર્દને ઘૂંટતાં, કેટલીક વાર કરુણતાની પરમ અવધિને પહોંચતાં, દિલદારની રસમય સ્મરણસંહિતા જેવાં કાવ્યો છે તેમાં 'આશા'માં તો કવિનો આત્મા જન્મજન્માંતરના પ્રભુવિરહનું દર્દ, તેનો તલસાટ, તે અભીપ્સાની આરઝુ રસભરી બાનીમાં અને વિરલ અધ્યાત્મ ગુંજનમાં ગાઈ ગયો છે

રગ રગ ખેંચી તાર કરી પિયુ પિયુ પિયુ ગાન કરતા,
અંતર વીણા નાદ કરંતા પ્રિય મુજ મુખ ધરતાં
નાચ્યો નાચ્યો કઈ નૃત્ય અપાર, ન લાજ લગાર,
પ્રીતમ હજુ ના મળ્યો રે...

× × × 

દષ્ટિકિરણની કલમ લઈ કઈ ચિતર્યાં ચિત્ર હજાર,
પ્રિયતમ કેરા પૃથ્વી પાટ પર પણ સહુ સરખાં યાર,
કર્યાં કર્યાં આંસુ અગતો મે સાર, રુધિર નયન ધાર,
પ્રીતમ હજુ ના મળ્યો રે...

'કુકાકવાણી' નામના કાવ્યમાં પ્રિયતમાના આગમનની વધામણી દેનાર, 'કા કા' અવાજથી વસ્તની રત સૂચવનાર વાયસજીને કવિ કેવી કેવી રીતે સુશોભિત અને અનંકૃત કરી, ઉચ્ચાસને સ્થાપી, વિજયી નગર-સરઘસ કાઢશે તેનું, ગુજરાતીમાં નહિ સ્પર્શાયેલા, ચમત્કારિક વિષયનું અચ્છું ભાવસમર્પણભર્યું નિરૂપણ છે કવિએ કાગડો પાળ્યો હતો અને તેને તે લડાવતા. આ કાવ્ય તેને સંબોધી લખાયું છે.

છૂટી પ્રકીર્ણ કૃતિઓમાં બાયરન, શેલિ, વર્ડ્ઝવર્થ વગેરે આંગ્લ

કવિઓનાં કેટલાંક કાવ્યોનો કવિએ યોગ્ય છંદોમાં અનુવાદ કર્યો છે, અને તેમાંનાં કેટલાંક તો સુંદર વર્ણનચિત્રો અને મધુર પ્રાસાદિક પ્રકૃતિવર્ણનો છે.

'સાહિત્યસિંધુ'ની પૂર્તિ માટે કવિએ લખેલાં વ્રજભાષાનાં કવિતો ગુજરાતી કવિને હાથે છેલ્લી જ વાર લખાયલી હિંદી કવિતા છે. આ બાબતમાં કવિ દયારામને અને દલપતરામને પગલે ચાલ્યા છે. અને આમ કરવાથી ગુજરાતી વાચકોને હિંદી તથા પરપ્રાન્તીય કવિતાનો તથા વિચારોનો લાભ મળે, અને હિંદી વાચકોને ગુજરાતી માનસથી રચાયેલી કવિતાદ્વારા ગુજરાતનો પરોક્ષ રીતે પરિચય થાય તે હેતુ કવિને તે જમાનામાં પણ સુસ્પષ્ટ હતો તે તેની પ્રસ્તાવના પરથી જણાય છે, અને તે કવિને માટે આપણામાં બહુમાન પેદા કરે તેવી હકીકત છે. આ વ્રજકાવ્યોમાં અમુક અમુક ભાવોનાં ઉદાહરણ રૂપે કાવ્યો લખાયાં છે. તેમાંથી આપણે એકાદનું રસાસ્વાદન કરીએ, જેથી કવિની વ્રજભાષા પરની હથોટી તથા તેના કવિમાનસનું આપણને ભાન થાય.

પીતમ બસે ન જો બાજારમેં ઉજાર લગે
બસે જો ઉજારમેં હજારસો બજાર હૈ.
દૂરહૂસેં ખેંચત રસીલો રસિયાકે રસ,
ભરે મદઝરે નૈન કંજ કોરદાર હૈ.
આલી બનમાલીકો ઝરોખે જાઈ ઝાંખિયત,
સાંવરો સલૂનો પ્રિય દર્શન ઉદાર હૈ.
'બાલ' પરસે ધરિક એસીં ચિત ચાઈ કરે,
કબ મિલિ જાઈ મેરે નંદકે કુમાર હૈ.

વ્રજભાષામાં તેમણે લખેલાં પ્રકીર્ણ ગીતોમાં આપણે ઉસ્તાદી-ઠુમરીઓ, અને નૃત્ય માટે યોગ્ય કવિતાઓ જોઈ શકીએ છીએ.

જેમાંની કેટલીક તો અત્યારનાં સીનેમાકાવ્યોની જનનીરૂપ બની શકે તેવી યોગ્યતા ધરાવે છે.

દાખલા તરીકે:--

બરજોરી કરકે બાલમ–મંજરી છીનાય લીની.

અથવા,

છેડ્રા ના રોકો મોરી ગૈલ–નહી મેં નારી નકારી...

'શ્રી રીપન પંચદશી'માં પોતાને કવિ દલપતરામનો શિષ્ય જણાવનાર આ સાચાબોલો નમ્ર કવિ ભારતને સ્વરાજ્ય મળવાની આશાએ જ રીપનનાં ગુણગાન ગાય છે, નહિ કે ભાટાઈથી. બાકી તો કવિ પોતે જ કહે છે કે.

માગતો નથી હું માન મહીમંડળમાં ફરી,
જાચતો નથી હું કાંઈ કવિતા બનાવીને–
રાચતો નથી હું કાંઈ કવિતાનો કર્ષ કરી,
ભાખતો નથી હું કીર્તિ કાવ્ય ઉર લાવીને,
લાખ કે કરોડ મળે આશીષ ન આપું 'બાલ,'
નાગરનો ગરવ હું મનમાંહી લાવીને......

'વિજયાપ્રશસ્તિ'માં પણ કવિ ઉપરનો જ ભાવ મનમાં રાખીને રાણીની પ્રશંસા રચે છે.

કવિએ કરેલા 'હાફિઝ'ના અનુવાદો સરળ અને મસ્તીભર્યા છે. છંદ બદલ્યા છે, બધા ગઝલના રૂપમાં નથી. પણ હાફિઝની આંતરમસ્તી કવિ સરળતાથી ઝીલી અને ઊતારી શક્યા છે તે પ્રશંસનીય છે, જો કે કેટલાંક કાવ્યો પ્રારંભદશાનાં છે. વળી તેમણે હાફિઝ પર જે વિદ્વત્તાપૂર્ણ સુંદર નિબંધ લખ્યો છે તે પણ તેમના સુંદર ગદ્યનો, અભ્યાસપ્રિયતાનો તથા શ્રમશીલતાનો સુંદર નમૂનો છે.

સંસ્કૃતમાંથી તેમણે ગુજરાતીમાં જે અનુવાદ કર્યા છે તેમાંના બે નાટકો કર્પૂરમંજરી તથા મૃચ્છકટિક સરળ, રસમય અને સુંદર અનુવાદો છે. તેમાંના કેટલાક શ્લોકોનો તેમણે કરેલો મુક્ત, ગુજરાતી છંદોમાંનો અનુવાદ કવિની એક સુંદર સિદ્ધિ છે.

આ રીતે જોતાં તેમણે 'ભારતી ભૂષણ' નામના માસિકદ્વારા ગુજરાતી કવિતાની સુંદર સેવા બજાવી છે, અને કલાપી, કાન્ત અને મણિલાલના પુરોગામી તરીકે તેમણે જે દૃઢ ભૂમિકા રચી આપી છે તે તેમની પ્રતિભાશક્તિનો અચૂક પુરાવો છે.

તે મરત કવિરાજ બાલને અમારી આ અભ્યાસકંડિકા એક અર્ઘ્યાંજલિરૂપ હો!



# ૧૩ શ્રી. દોલતરામ પંડ્યા

શ્રી. દોલતરામ કૃપારામ પંડ્યા નડિયાદના નાગર વિદ્વાન હતા. તેમનો જન્મ સંવત ૧૯૧૨ ના ફાગણ સુદિ બીજને દિવસે થયેલો, અને તેમનું અવસાન સંવત ૧૯૭૩ ના કાર્તિક વદિ આઠમને રોજ થયેલું. તેમના પિતા કૃપારામ પંડ્યા નડિયાદમાં મુખ્ત્યારનામું કરતા. સાક્ષર શ્રી. ગોવર્ધનરામના દાદા શ્રી. ધીરજરામ સાથે તેમને થોડીક તકરાર થતાં, નડિયાદની નાગરી ન્યાતમાં ૧૫ અને ૪૦ ઘર એમ બે તડ પડી ગયેલાં તે પાછળથી ધીરજરામે પોતાની મુત્સદ્દીગીરી અને યુક્તિશક્તિથી સાંધેલાં. તે ઝઘડામાં એક હુકમનામામાં ધીરજરામને ૨–૩ દિવસ કેદ રહેવું પડેલું, અને તેમણે માળી–મારફતે ખેડા જિલ્લાના અંગ્રેજ કલેક્ટરને ફૂલના થાળમાં રૂપીઆ ભરી મોકલેલા, અને પોતે છૂટી ગયેલા તેવી લોકવાર્તા છે.

શ્રી. દોલતરામના પિતા કૃપારામ, તે જ્યારે બી. એ. ના છેલ્લા વર્ષમાં હતા, ત્યારે ગુજરી ગયા. પરિણામે તે ગ્રેજ્યુએટ ન થઈ શક્યા, અને પોતાનો અભ્યાસ પાછળથી પણ વિદ્યાપ્રેમને બળે જ ચાલુ રાખ્યો અને વધાર્યો. દોલતરામનાં પત્નીનું નામ આનંદલક્ષ્મી. તેમના પિતા શ્રી. મગનલાલ લક્ષ્મીશંકર વોરા મૂળ જૂનાગઢના, પણ પાછળથી નડિયાદમાં આવી વસેલા. દોલતરામના એક ભાઈ હરિલાલ સમજણા હતા. તેમના પુત્ર શ્રી. નયનસુખલાલ હરિલાલ પંડ્યા મુંબઈમાં સોલિસિટર તરીકે કામ કરે છે. દોલતરામના ગ્રીન્ત

ભાઇ તે રણજિતલાલ બી. એ. એલ. એલ. બી. બાર-એટ-લૉ છે; અને ત્રીજા ભાઈનું નામ ચીમનલાલ.

શ્રી. દોલતરામે લાંબા વખત સુધી લૂણાવાડામાં દિવાનગીરી કરેલી, અને પાછળથી વડતાલના શ્રી. સ્વામીનારાયણ સંપ્રદાયના મહારાજના કોર્ટના ઝઘડામાં મહારાજશ્રીને તેમણે મદદ કરેલી. અને જ્યાંએથી તેમણે પુષ્કળ દ્રવ્યપ્રાપ્તિ કરેલી તેવી કિંવદન્તી છે. દોલતરામને પોતાને કોઇ પણ પ્રજા નથી. તેમણે પોતાનું 'અમરસત્ર' નામનું નાટક લૂણાવાડાના મહારાજ શ્રી. વખતસિંહજીને સમર્પણ કરેલું છે, અને તેમના 'સુમનગુચ્છ' નામના કાવ્યસંગ્રહમાં છપાયેલું જે છેલ્લું રાજ્યગીત છે, તેમાં તે લુણાવાડાને લવણપુર કહે છે, અને તેમાં મહારાણા શ્રી. વખતસિંહજી, મહારાજકુમાર શ્રી. રણજિતસિંહજી તથા શ્રી. કૃષ્ણકુંવરીનો ઉલ્લેખ છે.

શ્રી. દોલતરામ નાગરશાહી પાઘડી અને કોટ પહેરતા. તેમની આંખોમાં વિલાસ અને રસિકતા ડોકિયાં કરી રહ્યાં છે. તેમના હોઠનો મરોડ પણ તેજ ગુણોની સાક્ષી પૂરે છે, અને તેમની કવિતામાં જે સ્થૂલ શૃંગારનાં વર્ણનો આવે છે તે હકીકત તે વાત પર છેલ્લી મહોર મારે છે. તેમની મુખમુદ્રા તેમના સ્વભાવને કલ્પનાશીલ, તરંગી અને કાવ્યમય કંઠી આપે છે. તેમના હોઠ પાતળા અને નાજુક છે, અને તેમની વિલાસમસ્તીની સાહેદી પૂરે છે. શ્રી. દોલતરામ બહુ જ ચતુર મુત્સદ્દી, સંસ્કૃત અભ્યાસમાં નિષ્ઠાવાળા વિદ્વાન અને વ્યવહારકુશળ પુરુષ હતા. તેઓ 'East and West' નામના સામયિકમાં અંગ્રેજી લેખો લખતા, અને તે સમયના રાજ્યનીતિજ્ઞ મોર્લે તથા મિન્ટોના તેમના પર પત્રો આવતા.

તેમનામાં સમયસૂચકતાનો ગુણ હતો. એક વખતે તે ભૂલથી ઝેરી દવા પી ગયા. બીજી જ ક્ષણે તેમને તે બાબતનો ખ્યાલ આવ્યો.

તરત જ ઊલટી કરવા માટે તેમણે પોતાની પત્નીને મીઠું લાવવાનું કહ્યું. મીઠાને લાવતાં વાર થઇ, એટલે તેમણે પોતાના ઓરડામાં એક જગ્યાએ બહુ માંખો એકઠી થઇ હતી, ત્યાં જઇ હાથની ઝડપ મારી, એક બે માંખોને પકડી પોતાના મુખમાં મૂકી દીધી થોડી જ વારમાં તેમને ઊલટી થઇ ગઇ, અને પરિણામે દોલતરામ બચી ગયા. વળી ડુંગરભાઇ નામના પટેલ તેમનું ખાતું બદલી આપતા ન હતા. તેમને બોલાવી, મીઠા શબ્દોથી મેડા પર લઇ જઇ, બંદૂક બતાવી ખાતામાં સહી તેમણે લીધેલી, તે પણ તેમની રજવાડી મુત્સદ્દીગીરી બતાવે છે.

એમ સાંભળ્યું છે કે શ્રી. ગોવર્ધનરામના સરસ્વતીચન્દ્રનો બીજો ભાગ બહાર પડયો ત્યારે તે વખતના નડિયાદ લેખકમંડળના પ્રેરણારૂપ અને વડીલ શ્રી. મનસુખરામ ત્રિપાઠીએ દોલતરામને ટકોર કરી કે–'તેં તો હજી કંઇ આવું ન લખ્યું!' તે ટકોરના પરિણામે દોલતરામે ૪૦ દિવસમાં 'કુસુમાવલી' લખી નાંખી.

દોલતરામની કાવ્યપ્રવૃત્તિ સંસ્કૃત અભ્યાસના પરિપાકરૂપે હોઇ, સંસ્કૃત વાઙ્મયના અલંકારો, લેખનશૈલી, નિરૂપણપદ્ધતિ, રીતિ અને પ્રકારનું અનુકરણ કરે તે સ્વાભાવિક છે. તેમનાં કાવ્યોના ભાવો સંસ્કૃત સાહિત્યના ગાઢ પરિચયમાંથી જન્મેલા છે. 'સુમનગુચ્છ'માંનાં કાવ્યોમાં સંભોગશૃંગાર તથા વિપ્રલંભશૃંગારનાં વર્ણનો રૂઢ પ્રકારનાં છે. વળી તેજ પુસ્તકનાં પાછલા ભાગનાં કાવ્યો દલપતરામની શૈલીનાં બોધપ્રધાન અને અમુક વખતે તો નીરસ પણ બની જાય છે. છતાં દોલતરામની કવિતાનો પ્રવાહ નિર્બન્ધપણે, અસ્ખલિત, છંદોભંગ થયા સિવાય વધે જાય છે અમુક સ્થળોએ તેમની વ્યંજનાશક્તિ બહુજ કાર્યસાધક નીવડે છે! અને ચમત્કૃતિ ઊપજાવે છે. દાખલા તરીકે તેમણે નીચેની પંક્તિઓમાં કરેલું સ્થૂલ શૃંગારનું વર્ણન જુઓ.

પતિ પારાવતનાં કર્મ પ્રત્યેક્ષણ કરતારે,
મારાં કોમળ ગાલ કપોલ તારશે ભરતા રે.

મારા સુપુષ્પના કંદૂક દાબી નાંખે રે,
લજવે મુજ બાળ પ્રવાળ પ્રવાળની ડાંખે રે.

મારી ચંપકવરણી વેલ અંગ ચઢાવે રે,
સુખસૂર્ય વદનનાં નેત્ર–કમળ મીંચાવે રે.

રસભર કદળીનાં નાથ પટ ઉઘાડે રે,
મુજ ચોળે પોયણુ પાન પ્રીતમ લાડે રે.

વળી કવિ કેટલીક વાર સંસ્કૃતમય વર્ણનો કરે છે છતાં તેમની સ્વતંત્ર ઉત્પ્રેક્ષાઓ અને મૌલિક ઉપમાઓ ધ્યાન ખેંચે તેવી હોય છે. 'ઇન્દ્રજિત વધ', મહાકાવ્યમાં કવિ સુલોચ વક્ષઃસ્થળનું વર્ણન કરે છે, તેમાં સ્વતંત્રતા સાથે દૂરાકૃષ્ટતા નજરે પડે છે.

સમગ્ર પૃથ્વી શિર નાત ધારતા શિખેલ તે બાળપણે વિહારતા,
શરીરના નાજુકડા પ્રમાણુમાં શકે ધરે બે ગિરિ અગ્રભાગમાં.
ત્રિલોક જિતી લઉં એકમે પણુ વસંતમિત્રે દઢ એ લઇ પણુ,
અનન્ય બે પર્વત શું ઘડયા નવા શરીષ ત્યાંથી મુનિનેય મારવા.
મુરારિ છે શું ત્રણુ લોકનો મણિ સમર્થ કે કલ્પતરુ-તણો ધણી,
(તેણે) કળાથી સ્પર્શ કર્યો પ્રમોદમાં અકાળ આવ્યાં ફળ આમ્રવેલમાં.

કવિનું 'ઇન્દ્રજિત વધ' મહાકાવ્ય તો ગુજરાતનું પ્રથમ મહાકાવ્ય છે. તેમાં સંસ્કૃત મહાકાવ્યને અનુસરી કવિએ નાયક, પ્રતિનાયક, નાયિકા, પર્વત, નદી, સમુદ્ર યુધ્ધ, નગર આદિનું વર્ણન કર્યું છે. દરેક સર્ગની અંતમાં છંદ બદલાય છે. તે મહાકાવ્યની યોજના તે સમયની ગુજરાતી કવિતાની ઉત્ક્રાન્તિની સ્થિતિ જોતાં મહત્વાકાંક્ષી અને વિસ્તૃત ગણાય. વળી તેમાં કવિ સ્થળે સ્થળે અર્થાન્તરન્યાસનો

સફળ અને સચોટ પ્રયોગ કરી જાય છે અનબત્ત અમુક સ્થળે વર્ણનો વધારે પડતાં લાંબા થઈ જાય છે પણ સંસ્કૃતના અભ્યાસથી અને અસરથી લચી પડતી દોલતરામની કવિતા જરૂર પડયે બહુ સરળ પણ બની શકે છે દાખલા તરીકે લંકાના નગરજનો જ્યારે પ્રથમ દિવસે વિજય પામીને પાછા આવેલા ઇન્દ્રજિતનું સ્વાગત કરે છે ત્યારે, અથવા લંકાની પુરાંગનાઓ ઇન્દ્રજિતની અને પોતાના પતિઓની યુદ્ધમાંથી પાછા આવવાની વાટ જુએ છે ત્યારે, સુલોચના ઇન્દ્રજિતના મૃત્યુ પછી વિલાપ કરે છે ત્યારે, અને જ્યારે તે સતી થવા જાય છે અને ચિતામાં આરોહણ કરે છે ત્યારે કવિની ભાષા સરળ બની જાય છે, ભાવો હૃદયસ્પર્શી અને અસરકારક નીવડે છે, અને છંદો પણ તે તે વસ્તુને અનુકૂળ જ પસંદ કરવામાં આવ્યા છે સુલોચનાવિલાપમાં અજવિલાપ અને રતિવિલાપ બંનેની અસર ચોક્કસ દેખાય છે રાગ પણ વૈતાલીય છંદ જ પસંદ કરવામાં આવ્યો છે

પતિ ! રાસ વિનામ આદર્યો, રતિકંદર્પ અદર્શમાં ધર્યો,
બહુ તે ઉરમ હવે કરી, ક્યમ રંગે રંગરંગે ભરી

×　　×　　×

પતિ ! જીવ સમાન જાણીની, ક્યમ દુઃખાર્ણવ મધ્ય કાલવી,
ચઢી મૂર્છિત દાહથી બળું અગણાતુ ગણુ હોય કેટલું ?
ઘર પ્રસ્તુત શુદ્ધ આદરી નહિ સીમંત અભિરુચ કરી,
નવ પુત્ર તણા લીધા સુખ નવ દીઠું ઘરમાં વધૂમુખ.
યુવરાજ—ગળે ધર્યો ધર, ન થયા કારજ ભાગ્યથી પર,
નવ રાગ વિરાગ સાધિયો, ધિક એળે અવતાર આણિયો

જ્યારે સતી સુલોચના ચિતા પર ચઢે છે ત્યારે કવિ જે વર્ણન કરે છે તે બહુ જ હૃદયદ્રાવક અને અસરકારક છે—

નમીને કલ્યાણી દિનમણિ અને શ્વશ્રૂ, સુરને,
પુરીદેવીને ને જનક જનિતા ને શ્વશુરને;
નમીને દેવીને કુળગુરુ અને લોક સરવે,
ચઢે ચિતા મધ્યે જયમ સરગ સોપાન હળવે.
ચઢી માતા અંકે અગર ઉમરે શૈશવ ધરી;
ચઢી મામાઅંકે અગર વરપાટે જઇ ધરી,
ચઢી શય્યામાં કે પતિહ્રદયમાં જોબન ધરી,
ચઢી ચિતા મધ્યે ત્યમ પતિ સમીપે જયમ પરી.

એક સ્થળે તો કવિએ પોતાનો છંદ પરનો કાબૂ બતાવવા જ જાણે આરંભ કર્યો હોય તેમ અનેક છંદો એક પછી એક દોષરહિત રીતે વાપર્યા છે. હનુમાન જ્યારે રામ મૂર્ચ્છાવશ થાય છે ત્યારે સીતામાતાનું મુખ કેવી રીતે જોઇ શકાશે તે બાબતનો વિષાદપૂર્વક વિચાર કરે છે ત્યારે કવિ ઉપેન્દ્રવજા, પ્રહર્ષિણી, પ્રમાણિકા, સેનિકા, રથોદ્ધતા, મોતીદામ, શૈલછંદ, અનુષ્ટુપ, ઇન્દ્રવંશા, દોધકછંદ, જલધર-માલાવૃત્ત, ઉપજાતિ, શાલિની, સોમરાજિ, ચામર, હરિગીત, સ્રગ્ધરા, માલિની, શાર્દૂલ, દ્રુતવિલંબિત, ભુજંગી—એમ અનેક છંદોનો પ્રયોગ કરે છે વળી દોહા પાસેથી કુંવરે સારી સેવા લીધી છે. જ્યારે ઇન્દ્રજિતને વધાવવા નગરજનો સામા આવે છે ત્યારે કહે છે કેઃ—

તપ, તીરથ પૂજા અને મૂકી કોરે ધ્યાન;
ભૂખ તર્ષ વિણ ગાઇશું તારા ગુણનું ગાન.
યોગ, સાંખ્ય, વેદાંગ કે મીમાંસા વેદાન્ત;
પાણીનાં સૌ બોળશું તુજ પાસે થઇ શાન્ત.
સારી અંતને પામવા કરવાના ઉપાય,
તે સરવે છોડી હવે સેવીશું તુજ પાય.
તારા જયથી આમતણો થયો ઘણો ઉત્કર્ષ;
અણધાર્યો વર્ષા રહ્યો હર્ષ, હર્ષ ને હર્ષ.

યુદ્ધવર્ણનમાં કવિએ ઝૂલણાછંદ વાપર્યો છે, અને તેમાં યુધ્ધની ત્વરિતગતિ, ભયંકર કાપાકાપી, યુધ્ધની હિંદોળા જેવી અનિશ્ચિત ઝૂલતી સ્થિતિનું તાદશ વર્ણન અસરકારક રીતે અને જોડાક્ષરોના પ્રયોગ દ્વારા, તેની રૂક્ષતા દર્શાવીને-સૂચવીને કર્યું છે:-

કાપની તોપ ફૂટે ધડેડાટ કે વાટ કે ઘાટ તો નો જણાએ,
'માર મારો' 'વિદારો' વદી વાયુવત સીતપતિ વ્યૂહ સર્વત્ર થયે.
થાપ ધબડાટ જ્યમ વાદળાં તૂટતાં ફૂટતાં ભાગ્ય દશકંધ કેરાં,
છૂટતાં સરર શર 'અરર' કહીને ધબોધબ્બ પ્રાણી પડે છે ઘણેરાં.
વીર લંકાનિવાસી અટંકા ગયા છેક ત્રાસી, થઈ મૂઢ નારી,
કેળના ગર્ભવત્ ગર્ભનાં બાળકાં રાક્ષસી ના શકી તોય ધારી.

'સુમનગુચ્છ'માં તો કવિએ કેટલાક રાગ 'ગીતગોવિન્દ'ના જ પસંદ કર્યા છે તે પણ સંસ્કૃત સાહિત્યના ભાવોની, શૈલીની, તથા પદાવલીની તેમના પર અસર બતાવે છે. કવિ પોતે નિદ્રાપ્રિય અને શૃંગારરસિક હોવા છતાં, કેટલીક વાર આર્યભાવનાને અનુરૂપ વિચારસરણિ તેમના મુખમાંથી સ્વાભાવિક રીતે જ અને સરળતાથી સરી પડે છે. એક કાવ્યમાં ગૃહિણી પોતાના પ્રિયતમ પતિને કહે છે કે:-

તમે મારા જીવન હું તમ દેહ, તમે ભગ્ના ભાગ્ય ગૃહસ્થ હું ગેહ,
આપણુ બેની ધર્મ ને ભક્તિનાં જોડ, સદા નિજ કાર્ય કરીએ સજોડ,
તેથી પ્રભુ અવતરી પૂરશે કોડ...પાતળિયા મોહ થયો બહુ તમને...

'સુમનગુચ્છ'માં અંતભાગમાં 'મહારાણી શ્રી વિક્ટોરિયા કૈસરે હિંદ'ને સવૈયા એકત્રીસા છંદમાં કવિએ સ્તુતિ-અંજલિ અર્પી છે તે તેમનામાં દલપતશાહી તત્ત્વ હતું તેની સાક્ષી પૂરે છે. વળી તે જ કાવ્યસંગ્રહમાં કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, સત્સંગ, આયાયુષ્ય વગેરે કાવ્યોમાં હેતુની નીતિપ્રધાનતા તથા ઉપદેશાત્મક

તત્ત્વ છે તે પણ દલપતશાહી રીતિ જ સૂચવે છે. કેટલીક વાર કવિએ પ્રકૃતિ સૌન્દર્યનાં વર્ણનો કરતાં કાવ્યો લખ્યાં છે તેમાં કલ્પનાનો ચમકારો કે સુંદર શબ્દાવલીનો પ્રયોગ અમુક સ્થળે ધ્યાન ખેંચે તેવાં આવે છે. 'અમે' નામના કાવ્યમાં કવિ કહે છે કેઃ—

શિરે ગાગર જળની ધારી રે, જેણે સિંચે શકુંતલા વારિ રે,
કોઈ તન્મય થઈ જાય રે, સ્નેહે શોભે દુષ્યન્તરાય...
આ છેયાં કોનાં રે...

× × ×

અમે ચપલાનાં ચાપ ચલવીએરે, તેથી પ્રેમકટાક્ષ શીખવીએરે,
દેખાડીએ મોહાન્ધકારરે, વળી પ્રેમતણા ઝાંત્કાર...
અમે ધૂળમાં નાવ ચલવીએરે, અમે પવન–તુરંગ પર ચઢીએરે,
અમે સુખકારી રે...

તે જ 'કુસુમગુચ્છ'ના અંતભાગમાં 'ભાષાન્તર' નામના શીર્ષક નીચે કવિએ જે સંસ્કૃતપદ્યોનો ગુજરાતીમાં અક્ષરશઃ અથવા ભાવાનુવાદ મુક્ત રીતે કર્યો છે, તે કવિમાનસના ઘડતર પર સંસ્કૃતસાહિત્યની અસર પણ સૂચવે છે અને સાથે સાથે કવિ મૂળનું હાર્દ પકડી કેટલી સફળતાથી તેને ગુજરાતીમાં ઉતારી શકવાની શક્તિ ધરાવે છે તેનો સમર્થ પુરાવો છે. તેમનાં પ્રિય શૃંગાર રસનો જ એક ભાષાન્તરિત નમૂનો લઈએઃ—

કામ ત્રિલોચનના ભયથી મૃગનેણીનું વક્ષસ નિર્ભય ધારી,
પીન પયોધરના તટ મધ્ય થયો ઝટ લીન છકેલ વિહારી,
ત્યાં પણ નિર્દય માર પડે નરના કરથી શરૂઆતથી તેને,
ક્યાંહિ નથી સુખ તે જનને અપરાધ કર્યો પ્રભુનો બહુ જેણે.

× × ×

અથવા,

> અશ્વ શસ્ત્રને શાસ્ત્રો, વીણા વાણી પુમાન ને નાર
> યોગ્યાયોગ્ય બને છે, જે જન હાથે ચઢે તદનુસાર.

× × ×

અથવા બહુ જ પ્રચલિત થએલા એક શ્લોકનું તેમનું દોહામાં સરસ ભાષાંતર —

> રત્નાકર જેવા પિતા લક્ષ્મી જેવી બેન,
> ભિક્ષાટન પણ શંખને જુઓ ભાગ્યની રહેણ !

× × ×

> જે થાવાનું હોય છે તેવી બુધ્ધિ થાય,
> સહાય પણ તેવી મળે, તેવો પણ વ્યવસાય.

'અમરસત્ર' નામનું તેમનું નાટક બરાબર સંસ્કૃત નાટકની રીતિનું જ અનુકરણ કર છે તેમાં રાજ્યનીતિનું વસ્તુ છે, અને તે લુણાવાડના નરેશ તથા યુવરાજને અર્પણ થયેલું હોઈ તેમને જ ઉપદેશ આપવા લખાયુ હોય તેવુ અનુમાન થાય છે. અલબત્ત નાટકનું વસ્તુ અર્થભાવનાને પોષક અને ધર્માનુકૂળ છે અમરસત્રની વીરતા, ધર્મપાલની મૈત્રી અને ધર્મપ્રવણતા, સતી સુભદ્રાનો પતિપ્રેમ અને શિયળપ્રેમ, અરૂપકેતુ, તથા પિશુનમલ્લ તથા વિહાગી તથા માયાવતી અને વિષયની ઊંધી પડેલી અધર્મની બાજી—વગેરે નીતિપોષક તથા નીતિવર્ધક બોધતત્ત્વો જ નાટકમાં આવે છે શાકુંતલ કે ઉત્તરરામચરિત પેઠે તે સુખાંકી નાટક છે. શ્રી ગોવર્ધનરામના સરસ્વતીચંદ્રમાં આવે છે તેમ બધાં જ પાત્રોના નામ ગુણ પ્રમાણે

જ પાડેલાં છે, અને તે બાબતમાં લેખકે શ્રી ગોવર્ધનરામનું અનુકરણ કર્યું હોય તેવો સંભવ છે. પરિણામે આખું નાટક શ્રીકૃષ્ણમિશ્રવિરચિત સંસ્કૃત નાટક 'પ્રબોધચન્દ્રોદય'ની પેઠે આંતર અને આધ્યાત્મિક તત્ત્વોને જ પાત્રો બનાવી, અધ્યાત્મવિદ્યાનો બોધપાઠ આપતું બની જાય છે. એ નાટકમાં દોલતરામે કેટલીક વાર કવિતાઓ લાંબી લચરક અને સામાન્ય કોટિની લખી છે, અને સંભાષણમાં તદ્દન ઘરગથ્થુ અને નાટકની ગંભીર ભવ્યતાને ક્ષતિ પહોંચાડે તેવા વાક્યપ્રયોગો તથા કહેવતપ્રયોગો કર્યા છે, છતાં સમગ્રતયા નાટક રસિક વાચકના મનપર સુંદર છાપ પાડી જાય છે અને તે સમયની ગુજરાતી નાટકની આરંભિક દશા જોતાં કવિ માટે બહુમાન ઉત્પન્ન કરાવી જાય છે.

બીજું 'વસંતમાલિની' નામનું નાટક કવિએ લખ્યું હતું અને તે ભજવવા માટે પણ પ્રયત્નો થયા હતા તેવું જાણવા મળ્યું છે.

આગળ જણાવ્યું છે તે પ્રમાણે દોલતરામે મનસુખરામભાઈની પ્રેરણાથી ગોવર્ધનરામના સરસ્વતીચંદ્રનો બીજો ભાગ બહાર પડ્યો, ત્યારે ૪૦ દિવસમાં જ 'કુસુમાવલી'ની કાદંબરી લખી નાંખી, તે તેમની આત્મશ્રદ્ધા, ઊંડો સસ્કૃત ભાષાનો અભ્યાસ, કલ્પનાશીલ મગજ તથા ખંત બતાવે છે. સરસ્વતીચન્દ્રની પેઠે કુસુમાવલીનાં પાત્રોનાં નામ પણ ગુણ પ્રમાણે પાડેલાં છે. સરસ્વતીચન્દ્રના પહેલા ભાગની પેઠે કુસુમાવલીમાં પણ બે રાજ્યનાં રાજકુટુંબીઓની કથા આવે છે. સરસ્વતીચન્દ્રકારની પેઠે દોલતરામે પણ કથાના અંતમાં વાચકોને ઉદ્દેશીને એક ફકરો લખ્યો છે, અને કથાનું રહસ્ય-હાર્દ પ્રગટ કર્યું છે. તે સમયના સંસ્કૃતપ્રેમી વિદ્વાન લેખકોની પેઠે, સરસ્વતીચન્દ્રમાં આવે છે તેવાં જ પાત્રોનાં, જંગલનાં, નદીનાં, ઝપાઝપીનાં વર્ણનો કુસુમાવલીમાં પણ આવે છે. ફેર માત્ર એટલો કે વર્ણનોમાં દોલતરામ.

વધારે પ્રમાણમાં અને સ્પષ્ટ રીતે કાદંબરીકાર બાણુ ભટ્ટનું અનુકરણ કરે છે. દોલતરામની આ કથામાં ઉત્પ્રેક્ષાઓ, ઉપમાઓ, આવૃત્તિઓ અને શ્લેષો કાદમ્બરીની છાયાને જ અનુવર્તે છે. છતાં જ્યારે વાતચીત ચાલતી હોય છે ત્યારે અથવા હૃદયને હલમલાવી મૂકે તેવી લાગણીનું વર્ણન થતું હોય છે ત્યારે આ સંસ્કૃતપ્રચુર કથાની શૈલી સરળ, વેધક અને ટૂંકાં વાક્યોવાળી પણ બનતી જોવામાં આવે છે. આ કથા વાંચ્યા પછી આપણા મન પર એક છાપ સ્પષ્ટ ઊઠે છે, અને તે એ કે લેખક સંસ્કૃત સાહિત્યના અઠંગ અભ્યાસી છે. કુસુમાવલી અર્પણ થઈ છે તે વખતના નાગર ભીષ્મપિતામહ શ્રી મનસુખરામ ત્રિપાઠીને. તેમનાં જ સુવાક્યો અને સુવિચારો લેખકે કુસુમાવલીમાં ગૂંથીને તે માળા તેમની જ ગ્રીવામાં અર્પણ કરી છે તેમ તેમણે કહ્યું છે, અને તે યથાર્થ છે. 'અસ્તોદય'માં આવે છે તેજ શૈલીના, સંસ્કૃતમય, પ્રૌઢ, વિચારગંભીર ફકરાઓ કુસુમાવલીકારે પણ કથામાં યથાસ્થાને મૂક્યા છે. ધૈર્ય, આશા, કામ, અસ્ત તથા ઉદય, નારીનું પ્રાબલ્ય, દુર્જનતા વગેરે વિષયો પરના તે ફકરાઓ આપણુને 'અસ્તોદય'કારની યાદ અપાવે છે. આમાં વર્ણન કરાયલું કામસેનાનું તથા કેસરીસિંહનું અનપત્યતાદુઃખ કાદંબરીકારે કરેલા વિલાસવતી તથા તારાપીડના અનપત્યાદુઃખના વર્ણનની છાયાનું સ્મરણ કરાવે છે. કનકપુરીના વર્ણનમાં, વસંતવિલાસિની તથા કુમાર માધવસિંહની કામજ્વરની પીડાના વર્ણનમાં, વસંતમા માધવસિંહને જે પ્રેમપત્રિકા લખે છે તેના વર્ણનમાં પણ આપણુને કાદંબરીની છાયાનું સ્પષ્ટ સ્મરણ થાય છે. લેખક લુણાવાડામાં દિવાનપદે લાંબો વખત રહેલા, અને ત્યાં જે કાવતરાં તથા કૂટ રાજ્યનીતિનો તેમણે જે અનુભવ કરેલો, તેના પરિણામરૂપે આપણુને આ કથામાં કનકપુરી તથા મણિપુરી—આ બે રાજનગરીનાં રાજકુટુંબીઓની વીતકકથા મળી છે. સરસ્વતીચંદ્રના બીજા ભાગમાં કુમુદને જેમ પ્રતાપ બ્હારવટીઓ લઈ જાય છે, તેમ આ કથામાં પણ માનસિંહ બહાર-

વટિયો બની અનેક વ્યક્તિઓનું હરણ કરી જાય છે. સ્થળે સ્થળે શાકુંતલ, ઉત્તરરામચરિત, મેઘદૂત, કુમારસંભવ વગેરે સંસ્કૃત ગ્રંથોમાંથી ઉત કરેલાં વાકયો, શ્લોક–કંડિકાઓ અથવા તેમાંના શ્લોકોનો અર્થાનુવાદ આવે છે. પાંડિત્યપ્રચુર આ કાદંબરીકથામાં લેખકે સંસ્કૃતનું જ્ઞાન બરાબર પચાવ્યું છે તેની આપણને ખાતરી થાય તેમ છે. છતાં કોઈપણ જગ્યાએ રસક્ષતિ થતી નથી તે એક ધ્યાનપાત્ર હકીકત છે. વસ્તુનો પ્રવાહ એવી રીતે રેલે છે કે વાચકને તે માટે કુતૂહલ અને જિજ્ઞાસા થાય. વિમળાએ અને સુગુણસિંહે– તેમના જેવાં વિશુદ્ધ અંતઃકરણવાળાં મનુષ્યોએ લગ્નગ્રંથિથી જોડાયા પહેલાં શરીરસંબંધ બાંધ્યો તેમ ચીતરવામાં લેખક કામની દુર્નિવારતા તથા સ્ત્રીપુરુષનું પરસ્પર અજેય આકર્ષણ બતાવવા માગે છે. અને આખી વાર્તાને અંતે મનસુખરામભાઈનો મુદ્રાલેખ **યતો ધર્મસ્તતો જયઃ** 'જ્યાં ધર્મ ત્યાં જય' સિધ્ધ કરવા માગે છે.

આ રીતે જોતાં આપણને ખ્યાલ આવશે કે દોલતરામ ગુજરાતી-કવિતાસાહિત્યની વિકાસભૂમિકામાં જેમ એક નોંધપાત્ર તબક્કાના પ્રતિનિધિ અને પુરસ્કર્તા છે, તેમ નવલકથાના ક્ષેત્રમાં પણ તેમણે એક સ્મરણીય સીમાચિહ્ન મૂક્યું છે. અને આ સઘળી પ્રવૃત્તિ તે પોતાના દિવાનગીરી જેવા કાર્યભારથી લચી પડતા જીવનમાં જે અવકાશ મળતો તેમાં જ કરતા, અને પોતાનું મન બહેલાવતા એવું તેમણે પોતે જ લખ્યું છે. એ ખરેખર અભિનંદનીય છે તેમની કૃતિઓ તેમની રસિક કલ્પનાનો, અને સંસ્કૃતના ઊંડા સહૃભાવભરેલા અભ્યાસનો, તથા અમુક સ્થળે ધ્યાન ખેંચે તેવી તેમની સર્જનશક્તિનો અચૂક પુરાવો પૂરો પાડે તેવી છે.

---

# ૧૪ નડિયાદના વિદ્વાનો (ચાલુ)

**શ્રી છગનલાલ હરિલાલ પંડયા** નડિયાદના નાગર બ્રાહ્મણ હતા. એમનો જન્મ ઈ. સ. ૧૮૫૯ માં નડિયાદમાં જ થયો હતો. તેમની માતાનું નામ બેનબા કિરપાદત્ત પંડયા હતું. નડિયાદની પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં કેળવણી લઈ, તેઓ મુંબઇ એલ્ફિન્સ્ટન કૉલેજમાં આગળ કેળવણી માટે ગયા હતા. ઈ. સ ૧૮૮૦ માં તેમણે બી. એ. ની પરીક્ષા ઓનર્સ સાથે બીજા વર્ગમાં પસાર કરી. ઇતિહાસના વિષયમાં વધારેમાં વધારે ગુણ મેળવવાથી તેમને વિદ્યાપીઠનું જેમ્સ ટેલર ઇનામ, તથા ઇતિહાસ અને અર્થ-શાસ્ત્રમાં પ્રથમ સ્થાને આવવાથી ઇંગ્લંડનો કોબ્ડન ક્લબ મેડલ મળ્યાં હતાં, અને એલ્ફિન્સ્ટન કૉલેજમાં જ તેઓ ફેલો તરીકે નીમાયા હતા. તે કૉલેજમાં તેમના સહાધ્યાયીઓમાં દિ. બ. નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા, દિ. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, સાક્ષર શ્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદી તથા સ્વ. રા બ. કમળાશંકર ત્રિવેદી હતા. તેમનું પ્રથમ લગ્ન સાક્ષર શ્રી ગોવર્ધનરામભાઇનાં બેન સૌ. સમર્થલક્ષ્મી સાથે ઇ. સ. ૧૮૭૨ માં થયું હતું. તેમના જ્યેષ્ઠ પુત્ર પ્રો. કાન્તિલાલ પંડયા, એમ. એ. પી. એચ. ડી. લંડન. ગુજરાતી સાહિત્યના અને વિજ્ઞાનના સારા અભ્યાસી છે, અને તેમણે સાક્ષર શ્રી ગોવર્ધનરામભાઈનું જીવનચરિત્ર લખ્યું છે. એમની પુત્રી

સૌ. વસંતમાતું લગ્ન નાડયાદના જ સાહિત્યભક્ત સજ્જનહૃદયી શ્રી ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા સાથે થયું હતું, પણ તે નાની ઉમ્મરમાં મરી ગયાં હતાં.

કૉલેજનો અભ્યાસ પૂરો થયા પછી તેઓ રાજકોટ, ભાવનગર, અમદાવાદ વગેરે સ્થળોએ હાઇસ્કૂલમાં શિક્ષક તરીકે નીમાયા હતા. તે સમય દરમ્યાન તેમને સર મનુભાઇ મહેતા તથા દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી જેવા સુપાત્ર વિદ્યાર્થીઓને ભણાવવાનું સદ્દભાગ્ય પ્રાપ્ત થયું હતું. ૧૮૮૫ માં તેઓ મુંબઈની શહેરસુધરાઇની ગુજરાતી શાળાઓના ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સપેક્ટર નીમાયા. ઈ. સ. ૧૮૮૭ માં તેમની નોકરી બ્રિટિશ સરકારે જૂનાગઢ રાજ્યને ઊછીની આપી, અને ત્યાં તેઓ ત્યાંના દિવાન શ્રી હરિદાસ વિહારીદાસ દેસાઇની ઓફિસના સુપરિન્ટેન્ડન્ટ નીમાયા. અનેક ખાનાંઓનો તેમને ત્યાં અનુભવ મળ્યો હતો. અનેક વખત તેમણે એક્ટિંગ દીવાન તરીકે પણ કામ કર્યું હતું. તેમનું કામ પ્રામાણિક અને ખૂબ સંતોષકારક તરીકે વખણાયું હતું. જૂનાગઢના નવાબ સાહેબ સર રસુલખાનજીનો પણ તેમણે પૂર્ણ વિશ્વાસ સંપાદન કર્યો હતો. ઇ. સ. ૧૯૧૪ માં બ્રિટિશ નોકરીમાંથી તેઓ નિવૃત્ત થયા બાદ પણ તેમને જૂનાગઢ રાજ્યે કેળવણી ખાતાના ઉપરી નીમ્યા હતા. તે વખતના રાજ્યના એડમિનિસ્ટ્રેટરો શ્રી રેન્ડોલ સાહેબ તથા શ્રી રોબર્ટસન સાહેબને તેમના પર ખૂબ પ્રીતિ હતી. ૧૯૨૦ માં નામદાર સાહેબ શ્રી મહાબતખાનજી રાજ્યગાદી પર આવ્યા, ત્યારે શ્રી છગનલાલને રાજકોટ ખાતે તેમણે રેસિડન્ટ સાહેબની પાસે પોતાના પ્રતિનિધિ તરીકે રૂ. ૫૦૦)ના પગારથી નીમ્યા હતા. તેમનું બીજું લગ્ન મુંબઈના સુપ્રસિધ્ધ સાહિત્યપ્રિય શ્રી ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિકનાં પૌત્રી સૌ. નિર્મળલક્ષ્મી સાથે ઇ. સ. ૧૮૯૬ માં થયું હતું.

સંસ્કૃત સાહિત્યની સમાસપ્રચુર, વિદ્વત્તાપૂર્ણ, કાવ્યશ્રી આણ-

ભટ્ટની રચેલી રસિક નવલકથા કાદંબરીને શ્રી છગનલાલે ગુજરાતીમાં ઉતારી છે. તે કામ અતિશય કઠિન હોય, શ્રી છગનલાલની વિદ્વત્તાની સાક્ષી પૂરે છે. બાણભટ્ટની કથામાં અનેક અલંકારો તથા શબ્દસમાસોનાં ગાઢાં જંગલ, અને લાંબાં વાક્યો આવે છે; તેમનું રસક્ષતિ થવા દીધા સિવાય સુવાચ્ય ગુજરાતીમાં ભાષાન્તર કરવું તે એક ઉચ્ચ કોટિની સિદ્ધિ છે; અને તે શ્રી છગનલાલ પંડ્યાએ પ્રાપ્ત કરી છે. તે અનુવાદ ઉપરથી જ નડિયાદના કવિ ચિત્રકાર શ્રી ફૂલચંદભાઈએ ગુજરાતી રંગભૂમિને તેમનું અતિલોકપ્રિય થયેલું 'મહાશ્વેતા–કાદંબરી' નાટકનું અર્પણ કર્યું. ઈ, સ. ૧૯૨૮ માં નડિયાદ મુકામે સાહિત્ય પરિષદનું અધિવેશન ભરાયું, ત્યારે તેમને સ્વાગત મંડળના અધ્યક્ષ નીમવામાં આવ્યા હતા.

કાદંબરીના અનુવાદ ઉપરાંત તેમણે ફાઉસ્ટનું અનુકરણ (અનુવાદ, પ્રસિદ્ધિ વર્ષ ઇ. સ. ૧૯૧૫), એક અપૂર્વ લગ્ન (અનુવાદ, ૧૯૧૬) મનોરંજક વાર્તાવલી. ભાગ ૧,૨ (૧૯૧૮), કોએટનો ઉપદેશ (૧૯૧૮), વિશુધ્ધસ્નેહ (ઇંગ્રેજી પરથી અનુકૃતિ કરાયલી નવલકથા, ૧૯૧૯), બાલ કાદંબરી (વિદ્યાર્થીઓ માટે, ૧૯૧૯), સંક્ષિપ્ત કાદબરી અને વાસવદત્તા (૧૯૨૫), સચિત્ર ગુજરાતી મૂળાક્ષરનાં પાનાના પેટીઓ વગેરે લખ્યું છે.

સ્વભાવે શ્રી છગનલાલ પંડ્યા બહુ જ શાન્ત તથા સૌમ્ય અને મિલનસાર તથા નિરાડંબરી હતા. તે પ્રૌઢ અને ગંભીર પ્રકૃતિના અને વિદ્યારસિક હતા. તેમના એક પુત્ર શ્રી ઉપેન્દ્ર પંડ્યા હાલ રાજકોટની શ્રી ધર્મેન્દ્રસિંહજી કૉલેજમાં ગુજરાતીના અધ્યાપક છે, અને કવિતાઓ લખી પિતાના પગલે ચાલવા સ્તુત્ય કોશીશ કરી રહ્યા છે.

**શ્રી અંબાલાલ બુલાખીરામ જાની** નડિયાદના વડનગરા

નાગર હતા. તેમનો જન્મ નડિયાદમાં જ સંવત ૧૯૩૬ આસો સુદિ પૂનમને સોમવારે (તા. ૧૮ મી ઓક્ટોબર, ૧૮૮૦ ના રોજ) થયો હતો, અને અવસાન તા. ૨૮–૩–૧૯૪૨ (સંવત ૧૯૯૮ ના ચૈત્ર સુદિ અગિયારશ)ના રોજ મુંબઈમાં થયેલું. તેમના દાદાનું નામ મનસુખરામ જાની અને માતાનું નામ ધનલક્ષ્મી મણિરામ પંડ્યા હતું. પ્રાથમિક કેળવણી તેમણે નડિયાદમાં જ અને અમદાવાદમાં લીધી, અને કોલેજ કેળવણી મુંબઈમાં તથા જૂનાગઢમાં લઈ ઈ. સ. ૧૯૦૭ માં ફિઝિક્સ તથા કેમિસ્ટ્રીના વિષયો લઇ બી. એ. થયા. સાક્ષર શ્રી ગોવર્ધનરામનું મરણ થતાં તેમને શિક્ષકની નોકરી સ્વીકારવી પડી. પ્રારંભમાં તેઓ મુંબઈમાં જ પન્નાલાલ હાઈસ્કૂલમાં વિજ્ઞાન અને ગુજરાતી શીખવતા (૧૯૦૭) ૧૯૦૯ ના એપ્રિલથી તેઓ 'ગુજરાતી' પત્રના સહતંત્રી તરીકે નિમાયા. ત્રૈમાસિક 'સમાલોચક'ના તંત્રી ખાતામાં પણ તેમણે કામ કરેલું. અને ૧૯૧૪ માં તેમના સહતંત્રિત્વ હેઠળ 'સમાલોચક' માસિક બન્યું હતું. પત્રકાર તરીકે તેમને બહુ જ પરિશ્રમ લેવો પડયો હતો, અને સાહિત્યના અભ્યાસમાં તથા સંશોધનમાં તેમને પ્રબળ પ્રીતિ ઉત્પન્ન થઇ હતી. ગુજરાતના પ્રાચીન ઇતિહાસમાં તથા વેદાંતમાં તેમને બહુ રસ હતો.

૧૯૦૭ માં તેમણે 'અખોભક્ત અને તેની કવિતા' નામે લેખ લખ્યો હતો. પછી ધાર્મિક આખ્યાનોની ઉત્પત્તિનો નિબંધ (૧૯૦૮), નાકરચરિત (૧૯૧૩), સુદામા ચરિત (વિવેચન–૧૯૦૯–૧૦), પ્રેમાનંદનાં નાટકો (૧૯૧૪), સુભદ્રાહરણનું સંશોધન (૧૯૧૯), હારવંશનું ભાષાંતર–ભાગ ૧,૨ (૧૯૨૦–૨૫), સિંહાસન બત્રિશી–ભાગ ૧,૨ (૧૯૨૪), ભોજ અને કાલિદાસ (૧૯૧૭), હિતે પદેશ (ભાષાંતર, ૧૯૨૬), હરિલીલા ષોડશકલા–ભાગ ૧,૨ (૧૯૨૮–૨૯), હસ્તલિખિત પુસ્તક સવિસ્તર નામાવલિ (૧૯૨૩, ૧૯૨૯) તેમણે પ્રગટ કરેલાં. તેમણે ફાર્બસ સભાના મદદનીશ સેક્રેટરી તરીકે પણ

અગત્યનું કામ કરેલું. તેમને શ્રીમન્નૃસિંહાચાર્યજીએ સ્થાપેલા શ્રેયઃ-સાધકમંડળના અધિકારીપદમાં લીધેલા. તેઓ ચૂસ્ત સનાતની હતા.

તેમની કૃતિઓ પરથી સહેજે જોઈ શકાય તેમ છે કે તેમને સંશોધનનો ખૂબ શોખ હતો અને અવિશ્રાંત મહેનત અને ખંત તેમના ખાસ ગુણો હતા. સ્વભાવે તેઓ શાન્ત પ્રકૃતિના હતા.

**શ્રી ચંદ્રશંકર નર્મદાશંકર પંડયા** નડિયાદના વડનગરા નાગર હતા. તેમનો જન્મ સંવત ૧૯૪૦ના જ્યેષ્ઠ વદિ આઠમને રોજ (ઇ. સ. ૧૮૮૪ ના જૂનની ૧૬ મી તારીખે) થયેલો. તેમના દાદા મણિશંકર ગિરિજાશંકર પંડ્યા તથા તેમના પિતાની ગામમાં સારી પ્રતિષ્ઠા હતી. તેમનાં માતુશ્રી જતનલક્ષ્મી સાક્ષર શ્રી દોલતરામ કૃપારામ પંડયાના શબ્દોમાં કહીએ તો 'વ્હાલની વેલ' સમાન હતાં, અને તે ગુણ શ્રી ચન્દ્રશંકરમાં ઉતર્યો હતો તેમનું લાડકું નામ કુલિયાભાઇ હતું. સેવાપરાયણતા પણ તેમને તેમની માતા તરફથી મળેલો ગુણ હતો. નાનપણમાં તેમને બધાં 'કુલિયા જમાદાર' તરીકે ઓળખતા, કારણકે જ્યાં જાય ત્યાં તેઓ પોતાની બુદ્ધિથી અને ચંચળતાથી ભાત પાડતા. મેટ્રિકમાં તેઓ પ્રસિદ્ધ શિક્ષણશાસ્ત્રી શ્રી કમલાશંકર પ્રાણશંકર ત્રિવેદીના હાથ નીચે ભણેલા. એમનું લગ્ન કાદંબરીના અનુવાદક શ્રી છગનલાલ પંડયાનાં જ્યેષ્ઠ પુત્રી શ્રી વસંતબા સાથે થયેલું. સાક્ષર શ્રી ગોવર્ધનરામ વસંતબાના ગામા થાય. વસંતબા સાથે તેમનો વિવાહ તે બંને ગર્ભમાં હતાં ત્યારે થયેલો, અને નાનપણમાં બંને સાથે જ રમેલાં હતાં. તેમનામાં લેખનની અભિરુચિ બહુ વહેલી જાગી હતી. તે અંગ્રેજી બીજા ધોરણમાં હતા, ત્યારે નડિઆદમાં નીકળેલા તાબૂતને જોઇને તેમણે 'તાબૂત' વિષે નિબંધ લખેલો, અને તે 'બુદ્ધિપ્રકાશ'માં છપાયેલો. અંગ્રેજી પાંચમા ધોરણમાં હતા, ત્યારે તેમણે નાટકો અને કવિતાઓ રચવા

માંડેલી. તેમનું પહેલું ભાષણ 'શ્રી નડિયાદ વડનગરા નાગર યુવક-મંડળ'માં તેમણે કરેલું. તેઓ બહુ સારા વક્તા હતા, અને તેમનો સુખપાઠ સાંભળીને શ્રી કમળાશંકર ત્રિવેદીએ તે હાઇસ્કૂલમાં હતા ત્યારથી જ તે બાબત ભવિષ્ય ભાખેલું.

ઈ. સ. ૧૮૯૮ માં સાક્ષર શ્રી ગોવર્ધનરામ હાઇકોર્ટની વકીલાત છોડી નડિયાદ આવી રહ્યા. ત્યારથી ચન્દ્રશંકરને તેમનો નિકટ પરિચય થયો, તે ૧૯૦૭ ના જાન્યુઆરીમાં સાક્ષર શ્રી ગોવર્ધનરામ ગુજરી ગયા ત્યાં સુધી કાયમ રહ્યો. ચન્દ્રશંકરને સંસ્કારિતા અને વિદ્યાપ્રેમ આ સંબંધે જ અર્પ્યાં હતાં તે ઉપરાંત નાગરોના ભીષ્મ-પિતામહ શ્રી મનસુખરામભાઈની અસર પણ તેમના મનસ ઘડતરમાં ખૂબ પરેલી. ઈ. સ ૧૯૦૦ માં તેઓ મેટ્રિક થયા. પછી એલ્ફિન્સ્ટન કૉલેજ તથા જૂનાગઢની બહાઉદ્દીન કૉલેજમાં તેમણે અભ્યાસ કર્યો. તે અરસામાં સાહિત્ય, નિબંધલેખન, ક્રિકેટ-ફૂટબોલ વગેરે રમતગમતો, ચર્ચામંડલી વગેરેમાં તે આગળ પડતો ભાગ લેતા. ઈ. સ. ૧૯૦૬ માં તે ન્યાય અને તત્ત્વજ્ઞાનના વિષયો લઈ બીજા વર્ગમાં બી. એ. થયા. એમ. એ. માટે પ્રો ગજ્જરની ટેકનોલોજિકલ પ્રયોગશાળામાં કેમિસ્ટ્રી વિષય લઈ તેમણે તૈયારી કરેલી, પણ નાદુરસ્ત તબિયતને કારણે તે તે પરીક્ષામાં બેસી શકયા નહિ. છતાં ટર્મ્સ ભરેલી. એટલે ૧૯૧૩ માં તે એલ. એલ. બી. થયા. ૧૯૦૭ થી ૧૯૧૭ સુધીમાં તેમણે ઘણું કામ કર્યું હતું. અભ્યાસકાળ દરમિયાન જ ૧૯૦૫ માં તેમણે 'સમાલોચક' ત્રૈમાસિકનું તંત્ર પોતાના હાથમાં લીધેલું. તેમાં 'તન્મય'ના ઉપનામથી તે 'સુમન-સંચય' નામની લેખમાળા લખતા. તે ઉપરાંત ચરિત્રો, નોંધો, લેખો વગેરે પણ તેમાં તે લખતા. પછી તે વસન્ત, સુંદરી સુબોધ, ગુજરાતી, પ્રજાબંધુ, મુંબઈ સમાચાર, હિંદુસ્તાન વગેરે સામયિકોમાં શિષ્ટ અને સંસ્કારી શૈલીમાં લેખો લખતા. કૉન્ગ્રેસની સભાઓમાં,

વિદુષી શ્રીમતી એની બેસેન્ટની 'હોમરુલ લીગ'ની ચળવળમાં, સાહિત્યસભાઓમાં તે સુંદર વક્તૃત્વછટાથી, ચોટદાર શૈલીમાં ભાષણો આપતા. પણ ૧૯૧૬ ના ઓગસ્ટમાં તેમનાં પત્ની વસંતબા ગુજરી ગયાં અને ૧૯૧૮ માં તેમને દમનો વ્યાધિ લાગુ થયો, ત્યારથી તે બહુ સતત પરિશ્રમ લઇ શક્યા નહિ.

૧૯૧૯ માં તેમનો કાવ્યસંગ્રહ 'સ્નેહાંકુર' પ્રગટ થયો. તેમનાં કાવ્યોમાં દલપતશૈલી સરળતા છે, અને કલાપીની ભાવમયતાની છાંટ છે—જો કે સાચો કાવ્યગુણ, સમર્થ કલ્પના અને ચમત્કૃતિનો અભાવ છે. ૧૯૧૬ માં તેમની પાંચ પ્રેમકથાઓ પ્રગટ થઇ ૧૯૧૭ માં પંડિત ગુરુદત્ત વિદ્યાર્થીનું જીવનચરિત્ર અને ૧૯૩૦ માં 'કાવ્યકુસુમાંજલિ' પ્રગટ થયાં.

તેમનો સ્વભાવ મમતાળુ, ઉદાર, યોગ્ય લઘુવયસ્કોને આગળ લાવી યોગ્ય સ્થાને મૂકવાની નિયોજક શક્તિવાળો અને કદરદાન હતો. અનેક પાછળથી વિખ્યાત થયેલા લોકો તેમને લઇને પ્રસિદ્ધિમાં આવ્યા છે, પણ તેમની માંદગીમાં અને મુશ્કેલીમાં તેમની પડખે ભાગ્યે જ કોઇ ઊભું રહ્યું છે. તે હિંમતબાજ અને ઝુકાવવાની તાકાતવાળા હતા; પણ દુર્દૈવના યોગે અને દમના વ્યાધિએ આ અનેક રીતે ગુજરાતને ઉપયોગી જીવનને પોતાનું યોગ્ય સ્થાન લેવા દીધું નથી ચન્દ્રશંકર એટલે પ્રવૃત્તિ, કાર્યનો ધમધમાટ. એ મુંબઇથી નડિયાદ આવે ને ડાહીલક્ષ્મી લાયબ્રેરીનો મેડો વ્યાખ્યાનમાળાઓથી ગુંજી ઊઠે, સાહિત્યરસિક જનતાને અનેક સાક્ષરો અને કવિઓનો લાભ મળે. તેમની નિયોજક શક્તિ અને બીજાઓમાં કાર્ય માટે ઉત્સાહ પ્રેરવાની શક્તિ તો ખરેખર અદ્ભુત હતી. સંજોગોએ તેમને પાછળથી કેટલાક પુરુષોનાં ગુણદર્શનો લખવામાં અતિશયોક્તિ તરફ પ્રેર્યા હશે, પણ તે અસત્ય ભાગ્યે જ કહેતા. તેમના સૌજન્યની સુગંધ તેમની આસપાસ પ્રસરી રહેતી.

**મગનભાઇ ચતુરભાઇ પટેલ** નડિયાદના પાટીદાર તેઓ હવે પોળમાં રહેતા. તેમનો જન્મ ઇ. સ. ૧૮૭૬ માં નડિયાદમાં જ થયેલો. તેમણે પ્રાથમિક તથા માધ્યમિક કેળવણી જન્મભૂમિમાં જ લીધી હતી. કૉલેજ કેળવણી તેમણે મુંબઇ વિલ્સન કૉલેજમાં અને બરોડા કૉલેજમાં લીધી હતી ૧૮૯૮માં તે બી એ થયા અને ૧૯૦૦માં તે એલ. એલ. બી. થયા. તે પરીક્ષાના પરિણામની તે રાહ જોતા હતા તેવામાં જ ઈ. સ. ૧૮૯૮–૯૯ના દુકાળમાં રેવન્યુ નોકરોએ કરેલા અત્યાચારો સંબંધમાં તપાસ કરવા કમિશન નીમાયું તેમાં તે સર ગોકળદાસને મદદ કરવા ગયા. આ તેમની જાહેર જનતાની સેવામાં પ્રથમ દીક્ષા. ૧૯૦૧ માં તે અમદાવાદ વકીલાત કરવા આવ્યા. ૧૯૦૫ માં કોંગ્રેસનું અધિવેશન ભરાયું ત્યારે તે બહારગામ નાણું ઊઘરાવવા ગયેલા. ત્યારથી અમદાવાદના દરેક જાહેર કામમાં મગનભાઈની હાજરી હોય જ।

તે સારા અને પ્રભાશાળી વકતા હતા. આ અરસામાં સ્વદેશીનું મોજું સમસ્ત દેશ પર ફરી વળ્યું. તેમાં તેમણે આગેવાનીભર્યો ભાગ લીધો, સ્વદેશી સ્ટોર્સ કાઢવામાં બહુ મદદ આપી અને લોકલાગણી જાગૃત કરવા તથા કેળવવા કાવ્યો લખવાની શરૂઆત કરી. તેમાંનું 'એક દિન એવો આવશે' કાવ્ય બહુ લોકપ્રિય થયું હતું. ક્ષાત્રપાળ રાણા પ્રતાપ વિષેનું તેમનું આખું કાવ્ય પણ લોકપ્રશંસા પામ્યું હતું. સ્વદેશી હીલચાલમાં તે ભાગ લેતા તેથી સરકાર તેમની તરફ સાશંક દ્દષ્ટિએ જોતી. તે એક સાચા અને શુધ્ધ દેશભક્ત હતા પાછળથી રાજકીય વિષયોમાં મતભેદ ઉત્પન્ન થયા ત્યારે પણ તે પોતાનો સ્વતંત્ર અભિપ્રાય સ્પષ્ટપણે અને નીડરતાથી કહેતાં અચકાયા નથી. ડાહીલક્ષ્મી લાયબ્રેરીવાળા પટેલ મેદાનમાં તેમના કંઠમાં, જે કંઠમાં લોકોએ પહેલાં ફૂલોની માળા આરોપી હતી તે જ કંઠમાં ખાસડું ફેંક્યું, તે તેમણે સ્વસ્થતાથી અને ગંભીરતાથી, જરાપણ

ઉશ્કેરાયા વિના ઝીલી લીધું તે કંઈ નાનીસૂની વાત ન કહેવાય. ૧૯૧૫ માં હોમરુલ લીગની ચળવળમાં તે અમદાવાદ જિલ્લાની શાખાના સેક્રેટરી નીમાયા હતા, અને અનેક ગામોમાં ધૂમી ભાષણો કરી, તેમણે ૯૦ શાખાઓ સ્થાપી હતી. તેમની દેશદાઝ અને ધગશ બહુ ઊંડાં, સ્વસ્થ અને નેકદિલનાં હતાં. ૧૯૨૯ માં ખેડા જિલ્લા સત્યાગ્રહ શરૂ થયો ત્યારે તેની વિરુદ્ધમાં પ્રથમ સૂર કાઢવાની હિંમત તેમણે જ બતાવી હતી. અને છતાંય જમીન મહેસુલ સંબંધમાં અનેક અંગ્રેજીમાં લેખો લખી મોકલી, ખેડૂત પક્ષનું સમર્થન પણ તેમણે જ કરેલું. ત્યાર પછી તેમણે રાજકારણ છોડી દીધું. અને સાહિત્ય અને ધર્મના વિષયોનું વાચન કરવામાં અને લેખન કરવામાં તે પડયા. તેને પરિણામે તે ગીતા જ્યોતિ, ઉપનિષદ જ્યોતિ અને બ્રહ્મસૂત્ર જ્યોતિ લખી શક્યા. તેમાં મૂળ આકરગ્રન્થો–પ્રસ્થાનત્રયીના અનુવાદ ઉપરાંત સ્વતંત્ર ટીકા પણ છે. આ ગ્રન્થો ૧૯૨૭ અને ૧૯૨૯ માં પ્રગટ થયા હતા. ત્યારે પહેલાં તેમણે વૈદેહી વિજય (૧૮૯૯), ક્ષાત્ર-પાળ કાવ્ય (૧૯૦૯), કુસુમાંજલિ (કાવ્ય સંગ્રહ ૧૯૦૬), કાવ્યાર્થ-પ્રદીપ ('સુદર્શન'માં પ્રગટ થયેલું, ૧૯૧૦), શિક્ષકનું કર્તવ્ય (નિબંધ ૧૯૦૭) સ્વદેશી હિલચાલ (૧૯૦૮), અભિજ્ઞાન શાકુંતલ (ભષાંતર ૧૯૧૫), Studies in Land Revenue and Economics (૧૯૨૫) પ્રગટ કર્યાં હતા. તેમણે સીલીએ લખેલા Expansion of England નો અનુવાદ પણ કર્યો છે.

શ્રી મગનભાઈ પટેલ સરળ સ્વભાવના, નીડર સ્વતંત્ર વિચારક અને નિરાડંબરી દેશસેવક અને સાહિત્યપ્રિય સજ્જન હતા.

**શ્રીત્રનશંકર હીરાશંકર ત્રિપાઠી** નડિયાદના વડનગરા નાગર છે. તેમનો જન્મ સંવત ૧૯૪૫ માં ભાદરવા સુદ એકાદશીને દિવસે થયો હતો. તેમના દાદાનું નામ મહાશંકર ત્રિપાઠી અને માતાનું નામ વ્રુજલક્ષ્મી છે. તેઓ મેટ્રિક સુધી જ ભણ્યા છે. મેટ્રિકમાં હતા

ત્યારથી જ તેમણે 'આર્યધર્મપ્રકાશ' વગેરેમાં લેખો લખવાની શરૂઆત કરેલી. સુંદરીસુબોધમાં તે 'સદ્‌વિલાસી' ઉપનામથી લખતા. ૧૯૧૦ ની સાલમાં 'ગુજરાતી પંચ'માં તે પ્રૂફરીડર તરીકે રહ્યા. ત્યારથી તે 'બંધુસમાજ'ના સંભાસદોના પરિચયમાં આવ્યા. અને રા. ડાહ્યાભાઈએ 'ગુજરાતી પંચ'માં નાની નાની નોંધો લખવાના કામમાં તેમને શિક્ષણ આપ્યું. એકાદ વર્ષ પછી તે 'ગુજરાતી' પત્રમાં જોડાયા. ત્યાં તેમને ભાષાન્તરો તથા બીજા પ્રકારના પત્રકારિત્વના કામની તક મળી. સાત વર્ષ તેઓ તેમાં રહ્યા. તે દરમ્યાન તેમણે સાહિત્ય-વ્યવસાય ધપાવ્યો. તે પત્રમાં વાર્તાઓ લખવાનું કામ તેમને સોંપવામાં આવ્યું. ૧૯૧૭ માં 'ગુજરાતી પંચ'માં તેઓ ઉપતંત્રી તરીકે જોડાયા. હજી પણ તે તેજ કામ કરે છે. ઇતિહાસ તે તેમનો પ્રિય વિષય છે. તેમણે વાર્તાવૃક્ષ (૧૯૧૪), ચોખેરવાલી (ટાગોરની નવલ કથાનો અનુવાદ–૧૯૧૬), અલકકિશોરી (સચિત–૧૯૧૬), સ્વદેશ (નિબંધો ૧૯૧૮), સુમનસંચય (કાવ્યો–૧૯૧૮), ડૂબતું વહાણ (ટાગોરની નવલ કથાનો અનુવાદ–૧૯૧૭), ટાગોરની ટૂંકી વાર્તાઓ (અનુવાદ–૧૯૨૦), સત્તરમી સદીનું ફ્રાન્સ (એલેક્ઝાન્ડર ડુમાના થ્રી મસ્કેટિયર્સનું ભાષાંતર ભાગ ૧–૧૯૨૦), પ્રબોધકુમાર (સચિત–૧૯૨૨), સરદાર બંધન (સચિત–૧૯૨૩), દિવ્ય જ્યોતિ (૧૯૨૩), દિવાની કે શાણી ? (વીલ્કી કોલિન્સના 'The woman in White'નું ભાષાંતર–૧૯૨૩), અનુપમ ઉષા (૧૯૨૭), સોરઠના ચિતારા (ઐતિહાસિક નવલકથા ૧૯૨૮) તથા રૂપેરી રાજહંસ (ડિટેક્ટીવ નવલ કથા—૧૯૨૯) પ્રગટ કર્યાં છે.

શ્રી શાન્તિલાલ છગનલાલ પંડ્યા નડિયાદના નાગર બ્રાહ્મણ છે. તે બાણભટ્ટની કાદંબરીના અનુવાદક શ્રી છગનલાલ પંડ્યાના પુત્ર થાય. તેમનો જન્મ નડિયાદમાં ઇ. સ. ૧૮૯૬ ના ઓગસ્ટના ૨૪ મી તારીખે થયો હતો. 'સરસ્વતીચન્દ્ર' ના બીજા ભાગની

'નિવાપાંજલિ' જેમને અર્પણ કરવામાં આવી છે તે સાક્ષર શ્રી ગોવર્ધનરામનાં નાનાં બેન અ. સૌ. સમર્થલક્ષ્મી તેમનાં માતા થાય. પિતા તરફથી તેમને સંસ્કારિતા, ગુણજ્ઞતા અને સૌજન્ય વારસામાં મળ્યાં છે. તેમનું લગ્ન શ્રી તનસુખરામ ત્રિપાઠી, જેઓ અતિશય ઊંડા અભ્યાસી છે અને જેમણે 'કુટ્ટનીમતમ્' વગેરે પર ટીકા લખી છે, તેમની જ્યેષ્ઠ પુત્રી સૌ. ઉમંગલક્ષ્મી સાથે થયું હતું. તે બેન ઇ. સ. ૧૯૨૬ના જાન્યુઆરીમાં ગુજરી ગયાં. ૧૯૦૭માં શ્રી કાન્તિલાલ બી. એ. અને ૧૯૧૦ માં એમ. એ. થયા. તેમનો વિષય રસાયનશાસ્ત્ર. તેનો અભ્યાસ તેમણે મુંબઈમાં પ્રો. ગજ્જરની પ્રયોગશાળામાં અને પછી બેંગલોરમાં આવેલા ટાટાએ સ્થાપેલા 'ઇન્ડિયન ઇન્સ્ટિટયૂટ ઓફ સાયન્સ'માં કર્યો પછી ૧૯૧૩ માં તેઓ આગ્રાની સેન્ટ જોન્સ કોલેજમાં રસાયનશાસ્ત્રના અધ્યાપક નીમાયા. હાલ તે ત્યાંથી જ નિવૃત્ત થઇ આગ્રામાં જ રહે છે. ૧૯૨૦–૨૩ તે ઈંગ્લેન્ડ જઇ ડોકટરેટની ડીગ્રી લઇ આવેલા, અને યુરોપ તથા અમેરિકામાં વધારે જ્ઞાન માટે પ્રવાસ કરેલો. તે મુસાફરીનો રસિક હેવાલ તેમણે 'સમાલોચક'માં પત્રદ્વારા પ્રગટ કરેલ છે. ૧૯૨૯ માં સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ ભાવનગર મુકામે ભરાઇ હતી, ત્યારે તે સાહિત્ય વિભાગના પ્રમુખ નીમાયા હતા. તેમણે સાક્ષર શ્રી ગોવર્ધનરામનું જીવનચરિત્ર ૧૯૧૦ માં પ્રગટ કર્યું. તેઓ સ્વભાવે શાન્ત અને મિલનસાર છે.

**શ્રી પૃથુલાલ હરિકૃષ્ણ શુકલ** નડિયાદના બાજખેડાવાળ બ્રાહ્મણ હતા. તેમનો જન્મ તા. ૧૯–૯–૧૮૯૫ માં થયેલો, અને અવસાન ૧૫–૧૧–૧૯૩૧ માં, માત્ર ૩૬ વર્ષની નાની ઉમ્મરે. સાંતાક્રુઝમાં ન્યૂમોનિયાની બિમારીથી થયેલું. તેમના દાદાનું નામ મોતીલાલ શુકલ અને માતાનું નામ પ્રસન્નમા. તેમણે લગ્ન કર્યું ન હતું. તેમના દાદા નડિયાદમાં સ્ટેશનમાસ્ટર હતા. તેમના પિતા સુરત જિલ્લામાં પોસ્ટ માસ્ટર હતા, એટલે પૃથુલાલની બાલ્યાવસ્થા સુર-

સમાં પસાર થયેલી. પ્રાથમિક કેળવણી તેમણે ચીખલી અને મણુદેવીમાં લીધી હતી. માધ્યમિક કેળવણી પણ એજ જિલ્લાનાં જુદાં જુદાં ગામોમાં ૭ ધોરણ સુધી લીધેલી. પરિણામે તેમની નાજુકાઈ, કપાળમાં નાની સુરેખ ચાંલ્લો, બોલવાની ચતુરાઇ, સુઘડતા–બધામાં સુરતીપણું દેખાઇ આવતું. તે અરસામાં, તેમની ૧૮ વર્ષની ઉમ્મરે, તેમના પિતાનું અવસાન થયું. તે નોકરી માટે એક વર્ષ સુધી મદ્રાસ, કલકત્તા, રંગૂન, રામેશ્વર વગેરે સ્થળોએ ફર્યા. ત્યાંથી તેમને સુરત તેડી લાવવામાં આવ્યા, અને ત્યાંથી ૨૧ મા વર્ષે તે નડિયાદ આવ્યા. ત્યાં તેમણે થોડોક સમય અંત્યજ શાળામાં કામ કર્યું. ઇ. સ. ૧૯૧૮ ના અરસામાં તેમણે છોટાલાલ પરીખ તથા શંકરલાલ શુકલની સાથે મળી 'ભારત' પ્રેસની પ્રવૃત્તિ ઉપાડી. એ પત્રના પ્રથમ તંત્રી તે પોતે જ હતા. ત્યાર પછી તે સત્યાગ્રહાશ્રમમાં જઇ ગાંધીજી પાસે રહ્યા. એક વર્ષ પછી ત્યાંથી છૂટા થઇ નડિયાદ આવ્યા. ત્યાંથી મુંબઇ જઇ ૧૯૨૬ માં કોઈ સ્ટીમરના વાયરલેસ વિભાગમાં તેમણે કામ કર્યું. ૧૯૨૮ માં તે 'સાંજ વર્તમાન' પત્રની ઓફિસમાં જોડાયા. 'ફૂલ પાંદડી' (૧૯૨૯) અને 'આરામગાહ' (૧૯૨૯) તેમની મુખ્ય કૃતિઓ છે. તેમની કલમ માટે કવિવર શ્રી નાનાલાલે 'ફૂલ પાંદડી'ની પ્રસ્તાવનામાં ખૂબ પ્રેમ અને આદર પ્રગટ કર્યાં છે. તેમનાં કેટલાંક લખાણો હજી છપાયાં નથી. કવિવર રવીન્દ્રનાથ ટાગોર અને ટોલ્સ્ટોયનાં લખાણોની તેમના પર ભારે અસર થઇ હતી. તેમની કૃતિઓમાં મસ્તી. બેપરવાહી અને ઇશ્કપરસ્તી દેખાય છે. આ બાબતમાં તે નડિયાદના જ મસ્ત કવિ બાલાશંકરના અનુયાયી, વારસદાર છે એમ કહી શકાય. તેમનાં લખાણો ગદ્યકાવ્યો કહી શકાય તેવો ગુણ ધરાવે છે. તેમાં કલ્પના, ખુમારી, ફનાગીરીની આરઝુ અને સનમપરસ્તી છે. જીવનમાં પણ તે તદ્દન નિઃસ્પૃહ અને અલગારી જ હતા. જો પૃથુ હ. શુકલ લાંબુ જીવ્યા હોત, તો જરૂર નામના મેળવત તેમ ખાતરી આપતી સામગ્રી તેમની કૃતિઓમાં છે.

**શ્રી રજિતલાલ હરિલાલ પંડયા** કવિ શ્રી દોલતરામ કૃપારામ પંડયાના ભત્રીજા થાય. તેમનો જન્મ નડિયાદમાં વડનગરા નાગર કુટુંબમાં ઇ સ. ૧૮૯૬ માં આસો વદ ચૌદશને રોજ થયેલો. પ્રાથમિક તથા માધ્યમિક કેળવણી તેમણે નડિયાદમાં જ લીધેલી. એલ. એલ. બી. થઈ તે ઇંગ્લંડ ગયા, અને બેરિસ્ટર થઇ આવ્યા. અત્યારે તે મુંબઇની હાઇકોર્ટમાં વકીલાત કરે છે. ચિત્રકળા અને તત્ત્વજ્ઞાન તેમના પ્રિય વિષયો છે. સુરત સાહિત્ય પરિષદ્ તરફથી આધુનિક અને પ્રાચીન કાવ્ય પર નિબંધ લખવા માટે તેમને પારિતોષિક મળ્યું હતું. ૧૯૧૭ માં શ્રી દોલતરામ પંડયા માટે તેમણે 'બુદ્ધિપ્રકાશ'માં લેખ લખ્યો હતો ૧૯૧૬ માં 'રામની કથા' નામનું તેમનું કાવ્ય પ્રગટ થયું હતું અને સારો આવકાર પામ્યું હતું.

•

**ડાકટર મહાદેવપ્રસાદ ભોગીલાલ કંથારિયા** નડિયાદના સાઠોદરા નાગર છે. તેમનો જન્મ સંવત ૧૯૪૨ ના ભાદરવા વદિ અમાવાસ્યાને દિન (તા. ૨૭-૯-૧૮૮૬) થયો હતો. તેમના દાદાનું નામ ત્રિકમલાલ કંથારિયા અને માતાનું નામ શિવલક્ષ્મી દોલતરાય. તેમણે પ્રાથમિક કેળવણી નડિયાદમાં લીધેલી, અને અંગ્રેજી કેળવણી મુંબઇમાં લીધી મુંબઇમાં વી જે. ટેકનિકલ ઇન્સ્ટીટયૂટમાં તેમણે મિકેનિકલ અને ઇલેક્ટ્રિકલ એન્જિનિયરીંગનો અભ્યાસ ૭ વર્ષ કરેલો જે. જે સ્કૂલ ઓવ આર્ટમાં પહેલા ગ્રેડની પરીક્ષા પાસ કરેલી. બોમ્બે બોઇલર એકટ એન્જિનીઅરિંગની પરીક્ષા બીજા વર્ગમાં પસાર કરેલી. છત્તાં તેમનું માનસ કોઇ બીજી જ દિશામાં રસ ધરાવતું હતું, કલકત્તામાં હોમિયોપેથિક કોલેજમાં અભ્યાસ કરીને તેમણે એમ. સી એચ. સી. ની ડીગ્રી મેળવી, અને અમેરિકામાં ન્યૂયોર્ક ખાતે અભ્યાસ કરીને અમેરિકન સ્કૂલ ઓફ્ નેચરોપથીની N. D. (ડાકટર ઓફ્ નેચરોપથી) ઉપાધિ મેળવી, અને M. D. (ડાક્ટર ઓફ્ મેડિસિન) ઉપાધિ પણ મેળવી. નૈસર્ગિક ઉપચારશાસ્ત્ર

તેમનો પ્રિય વિષય છે, અને તે પર તેમણે લખ્યું પણ ખૂબ છે. ડૉક્ટર ઍની બેસેન્ટ, સ્વામી વિવેકાનંદ, મહાત્મા ગાંધી, ડૉક્ટર બેનેડિક્ટ લુસ્ટનાં જીવન તથા ગ્રંથોની તેમના પર મોટી અસર પડી છે. ઈ. સ. ૧૯૦૮ થી 'ધન્વંતરિ' નામના માસિકના તે સહતંત્રી હતા. ૧૯૨૩ થી ૧૯૩૭ સુધી તેજ માસિકના તે તંત્રી હતા. ગુજરાત હોમિયોપેથિક એસોસિયેશન અને મુંબઇ પ્રાંતિક નેચરોપેથિક એસોસિયેશનના તે પ્રમુખ છે. બેલગામમાં ભરાયલી અખિલ હિંદ નેચરોપેથિક કૉન્ગ્રેસના પ્રમુખ તરીકે તે ચૂંટાયા હતા. અમેરિકન નેચરોપેથિક એસોસિયેશનના હિંદ ખાતેના તે પ્રતિનિધિ છે. તેમણે 'તમાકુનું દુર્વ્યસન' (૧૯૦૯), ક્ષયરોગ (૧૯૧૧), Advantages of Vegetarian Diet વનસ્પતિ આહારથી થતા ફાયદા–૧૯૧૨), આરોગ્ય સાચવવાના ઉપાયો (૧૯૧૪), મનુષ્યનો કુદરતી ખોરાક (૧૯૧૬), નૈસર્ગિક જીવન (Return to Natureનું ભાષાંતર, ૧૯૧૭), ક્રોમોપથી એટલે વર્ણોપચારવિદ્યા (૧૯૧૯), બાળકનું સંરક્ષણ, સંવર્ધન અને શિક્ષણ (૧૯૨૩), વિટામિન્સ અથવા આહાર મારફત આરોગ્યપ્રાપ્તિ (૧૯૨૩), આરોગ્ય વિષે પ્રશ્નોત્તર-માળા (૧૯૨૩), મારો અમેરિકાનો પ્રવાસ (૧૯૩૩) પ્રગટ કર્યાં છે. તેમનું લગ્ન ઈ. સ. ૧૯૧૬ માં શ્રી પદ્માવતી બાપાલાલ વેરે થયેલું. તેમનો મોટો પુત્ર યોગેશ ડૉક્ટરી અને બીજો યજ્ઞેશ ખેતીવાડીનો અભ્યાસ કરે છે.

ડૉક્ટર મહાદેવપ્રસાદ હમણાં કાંગડી ગુરુકુળ, હરદ્વારમાં અધ્યાપક છે. સ્વભાવે તે બહુ જ ભલા, ભોળા અને બીજા તેમનો લાભ ઉઠાવી જાય તેટલી હદ સુધી સજ્જનતાપૂર્ણ છે.

**રા. બ. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ** નડિયાદના લેવવા પાટીદાર હતા. તેમનો જન્મ બોરસદ તાલુકાના આંકલાવ ગામમાં સંવત

૧૯૨૧ કાર્તિક સુદિ અગિયારશના રોજ થયો હતો. તેમના દાદાનું નામ રેવાદાસ અને માતાનું નામ જીબાબા હતું. પહેલાં તથા બીજાં પત્ની ગુજરી ગયા પછી તેમનુ લગ્ન વીરસદના શ્રીમોતીભાઇ ચિવાભાઇ અમીનનાં દીકરી શ્રી સમજુબા સાથે ઇ. સ. ૧૯૦૩ માં થયું હતું. તેમણે પ્રાથમિક કેળવણી આંકલાવમાં લીધી હતી, માધ્યમિક કેળવણી નડિયાદ હાઇસ્કૂલમાં અને કોલેજ શિક્ષણ મુંબઇમાં લીધું હતું. ઇ. સ ૧૮૮૬ માં ઇતિહાસ અને અર્થશાસ્ત્ર વિષયો લઇ, તે એલ્ફિન્સ્ટન કોલેજમાંથી બી. એ. થયા. ઇ. સ. ૧૮૮૮ માં તે એલ. એલ. બી. થયા. કોલેજ અભ્યાસ દરમ્યાન 'ઇંગ્લંડમાં નવલકથાની ઉત્પત્તિ અને પ્રગતિ' વિષે નિબંધ લખીને, તથા પાસ થયા પછી યુનિવર્સિટી તરફથી 'રિચર્ડ કોબ્ડનનાં કાર્ય અને પરિણામ' વિષે નિબંધ લખીને તેમણે ઇનામો મેળવ્યાં હતાં.

ઈ. સ. ૧૮૮૯ ના જાન્યુઆરીમાં તેઓ વડોદરા રાજ્યમાં મુન્સફ તરીકે જોડાયા, અને ત્યાં ઠેઠ નાયબદિવાન અને કામચલાઉ દિવાનના મોટા હોદ્દા સુધી પહોંચેલા. વડોદરો રાજ્યની તેમણે ૪૦ વર્ષો સુધી વફાદારીભરેલી નોકરી બજાવી હતી. પોતાના તે સમયના અનુભવ તેમણે 'વડોદરા રાજ્યમાં ૪૦ વર્ષ' નામના પુસ્તકમાં રજૂ કર્યો છે. તેમના જીવન પર બેન્જામિન ફ્રેંકલિનના લખાણની ઊંડી અસર થઇ હતી. તેમના જીવનચરિત્રનું પુસ્તક પણ તેમણે ઇ. સ. ૧૮૯૪ માં પ્રગટ કર્યું છે. હજી પણ તે પુસ્તકની બહુ પ્રશંસા થાય છે. તેમનું બીજું તેવું જ સફળ પુસ્તક 'જિંદગીનું સાફલ્ય' તેમણે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને લખી આપ્યું હતુ, અને તે ઇ. સ. ૧૮૯૭ માં પ્રસિદ્ધ થયું છે. તેમાં દર્શાવેલી ભાવનાઓ અને સિધ્ધાંતો પ્રમાણે તે પોતાનું જીવન ઘડવા મથ્યા છે, અને પોતે જે યશ તથા સફળતા મેળવ્યાં છે તે તેને આભારી છે એમ તે ઘણી વાર કહેતા હતા. નીતિમય જીવન, સદાચાર, ઉદ્યોગ

અને સતત વિદ્યાભ્યાસ—આ તેમનાં જીવનસૂત્રો તેમના સફળ અને ઉપયોગી જીવનની ચાવી છે. પોલિસ કમિશ્નર, વસ્તી ગણત્રીના સુપરિન્ટેન્ડન્ટ, સર સુબા, કાઉન્સિલના સભ્ય—આમ અનેક હોદ્દાઓમાં તેમણે કીર્તિ પ્રાપ્ત કરી હતી, અને જરૂર જણાય ત્યાં પ્રજાપક્ષની હિમાયત કરવામાં પાછા પણ પડયા નથી.

ઉપર જણાવેલાં બે પુસ્તકો ઉપરાંત ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ (૧૮૯૬) ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ (૧૯૦૨), પૂર્વ તરફના દેશોમાં સુધારો (૧૯૦૩), હેર્બર્ટસ્પેન્સરકૃત નિયમો (૧૯૦૪), દીર્ઘાયુષી શી રીતે થવાય? (૧૮૯૨), સારી રીતભાત (૧૯૦૫), પોલીસ પ્રશ્નોત્તરી (૧૯૦૩), પોલીસ કવાયત (૧૯૦૪), વડોદરા રાજ્યનો વસ્તી ગણત્રીનો રીપોર્ટ (૧૯૧૨), Castes and Tribes in Baroda State (૧૯૧૨), statistical Abstract of the Baroda State (૧૯૧૬), વડોદરા રાજ્ય સર્વસંગ્રહ—ભાગ ૧,૨,૩,૪ (૧૯૧૭-૧૮), Gazetteers of the Baroda State, Vol. I & II (૧૯૨૨-૨૩), Forty years in Baroda (૧૯૨૯), વડોદરામાં ચાલીસ વર્ષ (૧૯૨૯) તેમણે પ્રગટ કર્યાં છે.

---

# ૧૫ નડિયાદના વિદ્વાનો (ચાલુ)

ડાક્ટર રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિકનો જન્મ નડિયાદમાં વડનગરા નાગરની જ્ઞાતિમાં ઈ. સ. ૧૮૯૫ ના સપ્ટેમ્બર માસની ૨૧ મી તારીખે (સંવત ૧૯૫૧ ના આસો સુદ ત્રીજે) થયો હતો. તેમના દાદાનું નામ ઝવેરીલાલ યાજ્ઞિક અને માતાનું નામ શ્રીમતી મણિગૌરી લાભશંકર પંડ્યા હતું. તેમના મોટાભાઇ તે જાણીતા સમાજસેવક, લેખક, પત્રકાર અને કિસાનનેતા શ્રી ઈન્દુલાલ યાજ્ઞિક. તેમનું લગ્ન ઈ. સ. ૧૯૨૦ માં શ્રી ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યાનાં બી. એ. થયેલાં પુત્રી શ્રીમતી વિનોદિની બેન સાથે થયું હતું. શ્રી વિનોદિની બેન પણ શ્રી રમણલાલ સાથે વિલાયત ગયેલાં અને કેળવણીશાસ્ત્રનો અભ્યાસ કરેલો અને ટી. ડી. ની ઉપાધિ લઇને આવ્યાં છે. તેમણે ભાવનગરમાં મહિલા વિદ્યાલયનાં આચાર્ય તરીકે પણ કામ કર્યું હતું, અને ત્યાંના સ્ત્રીજીવનમાં ખૂબ આગળ પડતો રસ અને ભાગ લેતાં હતાં. શ્રી રમણલાલે પ્રાથમિક તથા માધ્યમિક શિક્ષણ નડિયાદમાં લીધેલું. હાઇસ્કૂલમાં થયેલા નાટ્ય–પ્રયોગમાં તેમને સુંદર અભિનયકલા માટે ઇનામ મળ્યું હતું. ઇ. સ. ૧૯૧૭ માં વિલ્સન કોલેજમાંથી તેમણે અંગ્રેજી ઓનર્સ સાથે બી. એ. ની પરીક્ષા પસાર કરી, અને તેજ કોલેજમાં ફેલો નીમાયા. ઇ. સ. ૧૯૨૦ માં અંગ્રેજી તથા ગુજરાતી, વિષયો લઇ એમ. એ. ની પરીક્ષા તેમણે

બીજા વર્ગમાં પસાર કરી. થોડો વખત તે ભાવનગરની સામળદાસ કૉલેજમાં અંગ્રેજીના અધ્યાપક તરીકે રહ્યા. પછી ૧૯૨૮–૩૧ સુધી તે વધુ અભ્યાસ માટે ઇંગ્લંડ ગયા, અને 'હિંદી નાટકો' પર એક પુસ્તક લખી અંગ્રેજી વિભાગમાં ડોક્ટરેટની પદવી મેળવી આવ્યા. પછી તેમની નોકરી રાજકોટ રાજ્યને ઉછીની આપવામાં આવી. ત્યાં શ્રી ધર્મેન્દ્રસિંહજી કૉલેજમાં પ્રિન્સિપાલ તરીકે તેમણે સુંદર કામગીરી બજાવી. વિજ્ઞાનનો વિભાગ, ટેકનોલોજિકલ વિભાગ, હોસ્ટેલનાં મકાનો–આમ લગભગ ૧૦–૧૫ લાખ રૂપીઆ ઊભરાવી તેમણે રાજકોટ કૉલેજનો વિકાસ સાધ્યો છે. તે ઉત્સાહી કાર્યકર અને નિપુણ વહીવટદાર છે. નર્મદ શતાબ્દી વખતે કાઠિયાવાડમાં સ્થળે સ્થળે તેમણે સફળતાથી રંગલીલા ભજવી હતી. ઇ. સ. ૧૯૪૭ માં ગુજરાતી સાહિત્ય પરિષદ્ રાજકોટમાં સફળતાથી ભરાઈ તેનો જશ મુખ્યત્વે તેમના સચાલનને ભાગે જાય છે. ભાવનગર ભરાયલી સાહિત્ય પરિષદ્માં તેમણે કીમતી સેવા બજાવી હતી. લાઠી ભરાયલી સાહિત્ય પરિષદ્માં તો તે મંત્રી હતા. શ્રી ગોવર્ધનરામ, કાન્ત, નાનાલાલ અને મુન્શીનાં લખાણોની તેમના જીવન પર ભારે અસર થઇ છે. શેક્સપિયર અને સમગ્ર નાટ્યસાહિત્ય તેમના ખાસ પ્રિય અને આકર્ષક અભ્યાસના વિષય છે. તેમના શિષ્ય મિત્ર સ્વર્ગસ્થ પ્રોફેસર ગજેન્દ્રશંકર બુચનો લેખસંગ્રહ તેમણે 'ગજેન્દ્ર મૌક્તિકો' નામથી ઈ. સ. ૧૯૨૮ માં એડિટ કર્યો હતો. The Indian Theatre ઇ. સ. ૧૯૩૩ માં લંડનમાં પ્રસિદ્ધ થયું, જે તેમની મુખ્ય કૃતિ છે.

સ્વભાવે તે મમતાળુ, હસમુખા, આનંદી, કાર્યકુશળ અને ઉત્સાહી છે.

**શ્રી સુંદરલાલ નાથાલાલ જોષી** નડિયાદના ભટ્ટ મેવાડા બ્રાહ્મણ છે. તેમનો જન્મ માતર તાલુકામાં નાયકા ગામમાં તેમને મોસાળ ઇ. સ. ૧૮૯૦ ના મે માસની ૧૨ મી તારીખે થયો હતો.

તેમની માતાનું નામ સૂરજબા છે. તેમનું લગ્ન નડિયાદમાં ઈ. સ. ૧૯૧૦ માં સૌ. હીરાલક્ષ્મી સાથે થયું હતું. તેમણે પ્રાથમિક અને અને માધ્યમિક કેળવણી નડિયાદમાં જ લીધેલી. ઈન્ટર આર્ટ્સ સુધી અભ્યાસ કરી ૧૯૨૦–૨૧ માં તે મહાત્માજીના અસહકારની હાકલ સાંભળી કૉલેજના અભ્યાસને તિલાંજલિ આપી ચાલી નીકળ્યા હતા.

તેમને વૈદકનો શોખ છે. નડિયાદમાં ગુજરાત આયુર્વેદિક કૉલેજ તેમણે જ સ્થાપી, અને ૧૦ વર્ષ સુધી તનતોડ મહેનત કરી તેમણે ચલાવી. તે પોતાનું ઔષધાલય ચલાવે છે. અને તે કૉલેજમાં પ્રિન્સિપાલ તરીકે કામ પણ કરે છે.

તેમને સાહિત્ય, પુરાતત્ત્વ, તત્ત્વજ્ઞાન અને જ્યોતિષનો શોખ છે. આર્યધર્મનાં પુસ્તકો, કવિ કાલીદાસ, શ્રી શંકરાચાર્ય અને શેખ સાદી તથા હાફીઝનાં લખાણોની તેમના જીવન પર અસર છે.

કાયદાભંગની ચળવળમાં તે ૭ માસ જેલમાં જઈ આવ્યા હતા, અને અસહકાર સમયે એક આગળ પડતા કાર્યકર હતા.

તેમણે ચીનમારી (૧૯૨૮), વર્ણમીમાંસા (૧૯૩૪) અને ઈન્ડો-સિરિયા (હિંદી પરથી અનુવાદ કરાયલી 'સાહિત્ય'માં પ્રગટ થયેલી લેખમાળા). લખ્યાં છે

**શ્રી ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક** નડિયાદમાં વડનગરા નાગરની જ્ઞાતિમાં ૨૨–૨–૧૮૯૨ ના રોજ જન્મેલા. તેમના દાદાનું નામ ઝવેરીલાલ યાજ્ઞિક, માતાનું નામ શ્રીમતી મણિગૌરી લલ્લુરામ, અને નાના ભાઈ તે ડૉક્ટર રમણલાલ યાજ્ઞિક. તેમનું લગ્ન ઈ. સ. ૧૯૧૪માં સ્વર્ગસ્થ તનસુખરામનાં પુત્રી કુસુમગૌરી સાથે થયું હતું, પણ તે ઈ. સ. ૧૯૨૯ માં અકાળે મૃત્યુ પામ્યાં હતાં.

શ્રી ઇન્દુલાલની શાળાની તથા કોલેજની કારકીર્દિ જ્વલંત હતી. સેન્ટ ઝેવીયર કોલેજમાંથી તેઓ બી. એ થયા હતા અને જહોન દક્ષિણા ફેલોશિપ પ્રાપ્ત કરી હતી. એલ. એલ. બી. થયા ત્યારે પણ તેમને એક સ્કોલરશિપ મળી હતી. એલ. એલ. બી. થયા પછી નોકરીની કાંઇપણ પરવા ન કરતાં જાહેર જીવનમાં લોકસેવાર્થે ઝંપલાવ્યું. તેમણે 'નવજીવન અને સત્ય' માસિક અમદાવાદમાં શરૂ કર્યું. આજ પાછળથી મહાત્મા ગાંધીજીનું જગપ્રસિદ્ધ 'નવજીવન' અઠવાડિક બની રહ્યું! જો શ્રી ઇન્દુલાલ સ્થિરતાથી અને તપસ્યાની એકાગ્રતાથી મહાત્માજીના સાથને વળગી રહી આગળ ચાહયે, ગયા હોત, તો જે સ્થાન શ્રી મહાદેવ દેસાઇને મળ્યું તે સ્થાન તેમને જ મળ્યું હોત. તે સ્વાભાવે ધૂની, એક વિચાર જે તેમને સાચો લાગ્યો તેની પાછળ ભેખ ધારણ કરતાં, ફના થઈ જતાં તે પાછું વાળીને ન જુવે તેવા છે. તેમનામાં દિલની સચ્ચાઇ, સેવાની ધગશ એક જુવાનને શરમાવે તેવી છે. મહેમદાવાદમાં નેનપુરમાં એક આદર્શનગર ઊભું કરવાનો પ્રયત્ન તે કરી રહ્યા છે, અને ખેડુત તથા કામદારોના હિત માટે નીડરપણે તે 'ગ્રામ વિકાસ' નામનું સાપ્તાહિક અત્યારે ચલાવી રહ્યા છે. તે કોઇની શેહમાં દબાતા નથી, અને કહેવાનું હોય તે સ્પષ્ટપણે કહી નાખે તેવા છે. 'યુગધર્મ' માસિક પણ તેમણે ૧૯૨૨ માં શરૂ કરેલું. 'કુમારનાં સ્ત્રીરત્નો' (૧૯૨૫) માં તેમણે બહુ જ ઉદાવદાર, નકશીદાર, સુરેખ, ચારિત્ર્યાલેખનો આપ્યાં છે. Gandhi as I know him (Part I &II) (૧૯૨૨, ૧૯૩૪) માં તેમણે ગાંધીજીની સાથેના ૯મના સહવાસની, ગાંધીજીની મહત્તાની તથા મર્યાદાઓની, તે વખતના હિંદના રાજકારણી પ્રસંગોની સુંદર, નીડર, સ્પષ્ટ દિલથી વિવેચના કરી છે. Trish athleti Movement (૧૯૩૫) માં તે આયર્લેન્ડની શરીરશક્તિ વધારનારી, રમતગમતોની હીલચાલનું વર્ણન કરે છે, તેને વધાવી લે છે, તેનું ગુણદર્શન કરે છે, અને હિંદે તેને અપનાવી લેવી જોઈએ અથવા પોતાની દેશી રમતગમતો

દ્વારા પ્રજાનુ શરીરસ્વાસ્થ્ય અને શક્તિજાળવી રાખવાં તથા વધારવા જોઈએ તેવુ પ્રતિપાદન કરે છે 'શહીદનો સંદેશ' પણ શહીદી તેમને ગમે છે તે બાબતનો, તેમના સાચા રાષ્ટ્રપ્રેમનો, તથા શહીદો જ જગતને પ્રગતિમાં એક પગનુ આગળ ધપાવે છે—તેવા નિશ્ચયનો પૂરાવો છે

૧૯૧૩ માં તેમણે મુબઇ પોલીસ કોર્ટમાં થોડો વખત વકીલાત પણ કરેલી ૧૮૧૫ મા તે દેશસેવા માટે કાર્યકરો ઉત્પન્ન કરવા અને દેશસેવા કરવા સ્થાપેલી 'સર્વન્ટ્સ ઓફ ઇન્ડિયા' સોસાયટીમા જોડાયા હતા ૧૯૧૬ માં તેમણે ગુજરાત કેળવણી પરિષદ્ સ્થાપી ૧૯૧૭ મા તે શ્રીમતી એની બેસેન્ટની હોમ રુલ લીગમા જોડાયા ૧૯૧૮ માં તે ખેડા સત્યાગ્રહની ચળવળમાં પડ્યા. ૧૯૧૯ માં તેમણે રોલેટ એકટની લડતમા તેમ જ દુષ્કાળનિવારણના કામમા ઝપનાવ્યુ.

ઇ. સ ૧૯૨૦ માં તે 'નવજીવન'માથી છૂટા થયા ૧૯૨૧ મા તે ગુજરાત પ્રાન્તિક સમિતિના મત્રી ચૂટાયા ૧૯૨૩–૨૪ મા તે સત્યાગ્રહ લડતને અગે જેલમા ગયા હતા -૧૯૨૪ મા તે 'હિંદુસ્થાન' પત્રના તત્રી થયા ૧૯૨૮ માં તે ફિલ્મના ધધામા પડયા, અને તે માટે યુરોપની સફર તેમણે ૧૯૩૦ મા કરી અને ૧૯૩૫ માં હિંદ પાછા ફર્યા

આ રીતે જોતાં શ્રી ઇન્દુલાલનુ જીવત પ્રવૃત્તિમય, ધસમસતા ધોધ સમાન વેગ અને જોશવાળુ, પણ એક ધ્રુવ આદર્શ વડે કીલિત નહિ થયેલુ હોવાથી વેરવિખેર થયેલુ જણાય છે. બાકી ખરેખર તેમની બુદ્ધિ, કાર્યશક્તિ અને અથાક પરિશ્રમ કરવાની તાકાત આશ્ચર્યકારક છે તેમાં શકા નથી

**શ્રી મૂળશંકર માણેકલાલ યાજ્ઞિક** નડિયાદમા વડનગરા નાગર જ્ઞાતિમાં ઇ સ ૧૮૮૬ ના જાન્યુઆરી માસની ૦૧ મી તારીખે જન્મેના તેમના દાદાનુ નામ ઉમિયાશંકર યાજ્ઞિક અને માતાનુ નામ અતિલક્ષ્મી બ્હેન. તેમનાં માતા અમદાવાદવાળા શ્રી ધનસુખરામ પંડયાના પુત્રી થાય તેમનુ પ્રથમ લગ્ન તેમની તેર વર્ષની ઉમ્મરે, સૌ મહાવિદ્યા ઉદ્યમગામ પડયા સાથે થયેલું, અને તેમનુ અવસાન થયા પછી તેમનુ બીજુ લગ્ન, ૩૫ વર્ષની ઉમ્મરે, નડિયાદના શ્રીમતી વીરેન્દ્રબાળા આણંદજી પડયા સાથે થયું હતુ.

પ્રાથમિક અને માધ્યમિક કેળવણી તેમણે નડિયાદમાં જ લીધી હતી, અને કોલેજ કેળવણી એક જ વર્ષ જૂનાગઢમાં બહાઉદ્દીન કોલેજમાં અને પછી વડોદરા કોલેજમાં લીધી હતી પછી તે વડોદરામાં રાજકીય સસ્કૃત મહાવિદ્યાલયમા પ્રિન્સિપાલ તરીકે નીમાયાં હતા. સસ્કૃત સાહિત્ય વેદ, વેદાન્ત, પુરાણો, ધર્મશાસ્ત્રો તેમના પ્રિય વિષયો છે સસ્કૃત નાટક માટે તે ખાસ પ્રીતિ ધરાવે છે સ્વર્ગસ્થ તનસુખગય ત્રિપાઠી તથા સ્વર્ગસ્થ તર્કવાચસ્પતિ મહામહોપાધ્યાય બદરીનાથ શાસ્ત્રીજી સાથે લાંબા સમયના સહવાસથી તેમના જીવન પર તેમની બનેની બહુ અસર થયેલી છે

શરૂઆતમાં તે ઇન્ડિયન સ્પીસી એન્કમા એજન્ટ તરીકે રહેના, પણુ તે બધ થતાં ઇ સ ૧૯૨૪ મા તે વડોદરા રાજ્યના કેળવણીખાતામા જોડાયા હતા

તે સસ્કૃતભાષા પર બહુ સારો કાબૂ ધરાવે છે તે તો તેમણે લખેલા મૌલિક સસ્કૃત પુસ્તકો અને નાટકો પરથી સૌ કોઇ જોઇ શકે તેમ છે સત્યધર્મપ્રકાશ (મૂળ શ્લોકો અને ગુજરાતી ઇ સ. ૧૯૧૨), વિજ્વાલહરી (સસ્કૃત ખડકાવ્ય, ૧૯૧૬), વિષ્ણુપુરાણુની કથાઓ (સસ્કૃત, ૧૯૧૭), તુલનાત્મક ધર્મવિચાર (૧૯૧૮), આપણ

પ્રાચીન રાજ્યતંત્ર (૧૯૨૮), સંયોગિતાસ્વયંવરમ્ (સંસ્કૃત નાટક, ૧૯૨૮), છત્રપતિસામ્રાજ્યમ્ (સંસ્કૃત નાટક–૧૯૨૯), સૂર્યચન્દ્રવંશી રાજાઓની વંશાવલી તથા જંબૂદ્વીપ અને સપ્તદ્વીપના નકશાઓ (૧૯૩૦), પ્રતાપવિજય (સંસ્કૃત નાટક-૧૯૩૧) આટલાં પુસ્તકો તેમણે પ્રગટ કર્યાં છે.

સ્વભાવે તે શાન્ત, મોજિલા, નિરભિમાની અને મિલનસાર છે. ઝીણી ચાલ્લી કરીને તમાકુનું પાન ચાવતા ચાવતા, સ્વસ્થ મંદ ગતિએ ચાલતા શ્રી મૂળશંકર પોતાના વ્યક્તિત્વની એક મધુર સુગંધ પાથરી જાય છે.

**કવિ ચિત્રકાર શ્રી ફુલચંદ ઝવેરદાસ શાહ** નડિયાદમાં જ સંવત ૧૯૩૫ (ઇ. સ. ૧૮૭૯) ના ભાદરવા વદિ નવમીને દિવસે જન્મેલા. તેમની માતાનું નામ શ્રીમતી કૃષ્ણાબા હતું. તેમનું લગ્ન સંવત ૧૯૫૦ માં શ્રીમતી સૌ. ચંચળબેન સાથે થયું હતું. પ્રાથમિક કેળવણી તથા માધ્યમિક કેળવણી તેમણે નડિયાદમાં જ લીધી હતી. મેટ્રિક સુધી ગયા પછી તે મુંબઈમાં સર જે. જે. સ્કૂલ ઑફ આર્ટ્સમાં જઈ ચિત્રકળાનો અભ્યાસ કરી આવ્યા. પછી તેમણે ૨૫ વર્ષ સુધી સરકારી કેળવણીખાતામાં ચિત્રશિક્ષક તરીકે નોકરી કરી. તેમને સંગીત, સાહિત્ય તથા ચિત્રકલા ત્રણેયનો ખૂબ શોખ છે. તે સાહિત્યમાં પણ પ્રથમ રંગભૂમિ તરફ આકર્ષાયા. તેમનાં લખેલાં નાટકો માલતી-માધવ, મુદ્રા–પ્રતાપ, શુકદેવજી, સતી અનસૂયા, સુકન્યા સાવિત્રી, મહાશ્વેતા–કાદંબરી વગેરે મોરબી આર્યસુબોધ નાટક મંડળી, વાંકાનેર નૃસિંહ નૌતમ નાટક સમાજ અને શ્રી વિદ્યાવિનોદ નાટક સમાજ તરફથી સારી રીતે ભજવાયેલાં અને લોકપ્રિય થયેલાં.

તેમનાં પ્રિય પુસ્તકો ભાગવત, મહાભારત, ગીતા અને રામાયણ છે. કાશીના પરમ પૂજ્ય સ્વામી શ્રી આત્મસ્વરૂપાનન્દજીની તેમના જીવન પર સારી અસર થઈ છે.

તેમનાં નાટકોમાં કેટલીક કવિતાઓ તો લોકોની જીભને ટેરવે રમતી. પણ તેમને પોતાની પ્રવૃત્તિ શૃંગારરસની સેવામાં ખેંચાતી જોઈને ઠીક ન લાગ્યું. પરિણામે તેમણે લોકકીર્તન માટે સુંદર, સરળ, સચોટ ભાષામાં પૌરાણિક વસ્તુને ગૂંથીને આખ્યાનો લખ્યાં. આ આખ્યાનો તે પોતે ગાતા–સમજાવતા અને તેમના સ્વર્ગસ્થ પુત્ર શ્રી બાલુભાઇ હાર્મોનિયમની પેટી વગાડતા, ત્યારે ખરેખર બહુ જ અસરકારક નીવડતાં. કેટલાક વાર તો તે સાદી ભાષામાં માત્ર બહુવચન વાપરીને ભારે અસર ઉત્પન્ન કરી જાય છે. દાખલા તરીકે–

'નથી રે વાદળ, માડી નથી રે વીજળીઓ,
મુજને આંસુડાંની ધારે ભીંજવીઓ.'

(ગોપીચંદ)

અથવા તે જ આખ્યાનમાં ગોપીચંદનો એકરાર–

'હાય રે માડી, મોટા અપરાધ કીધા,
જોગી જાલંધરને દટાવી દીધા.'

આ આખ્યાનો અનેક સ્ત્રીઓ મોઢે કરતી અને કામ કરતાં, દળતાં, ખાંડતાં તે લલકારતી અને 'સતના બેલી સીતારામ છે રે' અથવા 'હરિજન બોલો શ્રીહરિ રે' એ અંત્ય લયના સૂર શાન્ત થઇ જાય, ત્યારે અંતર્મુખ વૃત્તિમાં ઢળી પડતી આ હકીકત તે આખ્યાનોને લોકકેળવણીનું એક અતિ સમર્થ સાધન પુરવાર કરે છે, અને તેમની આમ જનતામાં લોકપ્રિયતા તેમને સાચી કવિતા કહી આપે છે. સરળતામાં અને બોધ આપવામાં તેમનામાં દલપતશાહી છાંટ છે.

વળી તેમણે પોતાની પીંછીથી શ્રી કૃષ્ણચંદ્રોદય *ચિત્રકથાનાં*

૧૦૮ ચિત્ર પાંચ વર્ષની સતત મહેનત લઇ ચીતર્યાં છે. તેમની ચિત્રકળા પર રાજા રવિવર્મા અને શ્રી ધુરંધરની છાયા છે.

તેમણે શ્રી શુકદેવજી (સંવત ૧૯૮૧), વિશ્વમોહિની (૧૯૮૧), શ્રી હરિશ્ચંદ્ર (૧૯૮૪), ગોપીચંદ (૧૯૮૪), ચંદ્રહાસ (૧૯૮૪), અંકાકાર (જેમાં અનેક ચિત્રો દ્વારા બાળકોને રસરૂપ રીતે નવ લગીના આંકડાં શીખવાડવાનો પ્રબંધ કર્યો છે, ૧૯૮૩), માતંગમોક્ષ (૧૯૮૫), સતી સવિત્રી (૧૯૮૭) અને બાલરામાયણ(૧૯૮૭) પ્રગટ કર્યાં છે.

**શ્રી ચુનીલાલ ભગત** નડિયાદ ભાવસાર જ્ઞાતિમાં આશરે ઇ. સ. ૧૯૦૦ માં જન્મેલા. તેમનો જન્મ સાવલી થયેલો. નાનપણમાં અભ્યાસ કલોલ કરેલો. પંચમહાલમાં પણ તેમણે શિક્ષણ લીધેલું. તે પેટલાદની હાઇસ્કૂલમાંથી મેટ્રિક થયા. પછી વડોદરા કોલેજમાં જોડાયા. ઇ. સ. ૧૯૨૦ ની અસહકારની લડતમાં તે ઇન્ટર આર્ટ્સમાં હતાં ત્યારે તે કોલેજ છોડી ગુજરાત વિદ્યાપીઠમાં જોડાયા. ૧૯૨૧ માં તેમના મોટાભાઇ શ્રી જમનાદાસ ભકતનું અવસાન થયું. તેથી તે સ્નાતક થઇ શકયા નહિ, અને નડિયાદ આવી કોર્પોરેશન હાઇસ્કૂલમાં શિક્ષક તરીકે રહ્યા. પણ ત્યાં તેમના સેવાભાવી ભકત આત્માને ગોઠયું નહિ. પરિણામે ૧૯૨૩ માં તે હરિજન સેવક સંઘમાં જોડાયા અને તે સેવા તેમણે ૨૦ વર્ષ સુધી કરી. વચ્ચે ૧૯૩૦ ની સવિનય કાયદાભંગની લડતમાં તે જેલમાં ગયા. પછી ધારાસણામાં મીઠાના સત્યાગ્રહમાં પણ તે જોડાયેલા.

તેમણે હરિજન પ્રવૃત્તિમાં જે સેવા કરી, તેની મારફતે માત્ર પોતાની આત્મશુદ્ધિ જ કરી લીધી. તે ૧૯૨૪ માં પરણેલા, પણ તેમનાં પત્ની તે પછી ત્રણ માસમાં જ ગુજરી ગયાં, અને તેમને

'ભલું થયું ભાગી જંજાળ, સુખે ભજીશું શ્રી ગોપાળ' જેવી મનોવૃત્તિ થઇ. ફરીથી તે પરણ્યા જ નહિ. મૂળથી તેમને સાધુસંતોનો પરિચય. તેમનું જીવન ત્યાગમય, તિતિક્ષાયુક્ત અને સંયમી હતું. એટલે તેમણે જે કાવ્યો લખ્યાં છે તે બધાંમાં આપણને ભક્ત આત્માનું સ્ફુરણ નજરે પડે છે.

'મનને' નામના કાવ્યમાં તે પોતાના મનને સંસારના પદાર્થોમાં વલખાં ન મારતાં, સ્થિરતાથી પ્રભુમાં એકાગ્ર થવા માટે શીખામણ આપે છે. 'તુજ ચરણે'માં તે ભગવાનને પોતાની જાતનું સંપૂર્ણ સમર્પણ કરે છે. તેમના 'હૃદય પોકાર'માં ભક્ત હૃદયનો–સાચાદિલનો આર્ત પોકાર છે. 'ગંગા ચરણે'માં તે ભક્તહૃદયથી ગંગામાતાનું સ્તોત્ર લલકારે છે. 'જીવન પગલે,' 'કર્મગાથા,' 'પુનિત પ્રેમગાથા.' 'પ્રતાપ–પ્રણામ' વગેરેમાં તે અનુક્રમે જીવનની ફિલ્સૂફી, કર્મની વિકટ ફિલ્સુરી, પ્રેમનો પ્રબળ પુનિત પ્રવાહ અને તેનું સામર્થ્ય, પ્રભુને ભક્તિભાવભરી: પ્રણામાંજલિ ચીતરે છે. 'કેશવ–ચરણ–કમલે'માં તે ધૂણીવાળા દાદા કેશવાનંદજીના પુનિત ચરણકમલમાં ભક્તિભાવભર્યાં સ્તોત્રો અર્પણ કરે છે. 'જીવન–સંગ્રામ'માં તે માનવ જીવનના કુરુક્ષેત્રમાં દૈવાસુરસંગ્રામનો નકશો આપે છે, અને ગીતાના કર્મયોગનો સિદ્ધાંત સમજાવે છે. 'જીવન સંદેશ'માં તે દિવ્ય જીવનનો સંદેશ પાઠવે છે, અને 'જીવન પાથેય'માં સાધકને જીવનમાં ઉપયોગી અનેક વિષયો પર પ્રકાશ પાડતા પત્રો તથા કાવ્યો આપે છે અને જીવનસફરનું દિવ્ય ભાથું બંધાવે છે.

તેમની કવિતા અસ્ખલિતપણે, નિર્વ્યાજતાથી, સરલ વાણીમાં, ભક્તિની નદીનાં જલ પેઠે, વહે છે, અને તેમાં ડુબકી દેનારને પાવન કરે છે. તેમનાં પુસ્તકો શ્રી નંદલાલ ભોગીલાલ શાહે પ્રકાશિત કર્યાં છે.

**શ્રી રૂઘનાથ ત્રિભોવનદાસ બ્રહ્મભટ્ટ** નડિયાદમાં બ્રહ્મભટ્ટ

જ્ઞાતિમાં તા. ૨૨-૧૨-૧૮૯૨ માં જન્મેલા. તે નાનપણમાં પ્રાથમિક કેળવણી નડિયાદમાં જ લઇ, સરકારી હાઇસ્કૂલમાં ચોથું તથા પાંચમું ધોરણ ભણેલા. મેટ્રિક થયા પહેલાં તેમને સંયોગોને કારણે અભ્યાસ છોડવાની જરૂર પડી. પણ નાનપણથી તેમને ઇતરવાચનનો બહુ શોખ હતો. દેસાઇ કુટુંબમાંથી અને સાક્ષરો પાસેથી તે અનેક અંગ્રેજી અને ગુજરાતી પુસ્તકો લઇ વાંચતા. અભ્યાસ છોડીને તે ડૉક્ટર બરજોરજી તથા ડૉક્ટર રામસિંહના દવાખાનામાં પાંચ વર્ષ કમ્પાઉન્ડર તરીકે કામ કરવા રહેલા. *પણ કલ્પનાશીલ માનસ, કવિતા પ્રત્યે અભિમુખ ઊર્મિતંત્ર અને કવિતા-સાહિત્ય-ઇતિહાસ-તત્વજ્ઞાનના ગ્રંથોનું વાચન-આ બધી સામગ્રીને પ્રતાપે દવાખાનામાં ખલમાં જ્યારે તે દવાઓની ભૂકી વાટતા, ત્યારે સાથે સાથે ઊર્મિતંત્રમાં કવિતા પણ ઘૂંટતા. તેમનો પ્રિય કવિ નાનાલાલ. તેમની ભાવનાઓ, પદાવલિ, કાવ્યની ધાટી કવિ રૂઘનાથનાં કાવ્યોમાં ડગલે ને પગલે ડોકિયાં કરે છે. તેમની કવિતા બહુ સુગેય, સુશ્રાવ્ય, મધુર અને લોકરંજન કરનારી છે. ૧૬ વર્ષની નાની ઉમ્મરે તેમણે 'બુદ્ધદેવ' નાટક લખેલું. તેમનું બુદ્ધદેવ નાટક ૭ સ. ૧૯૧૪ માં રંગભૂમિ પર ભજવાયું. ૧૯૧૫ માં શ્રૃંગીઋષિ, ૧૯૧૬ માં સૂર્યકુમારી, ૧૯૧૯ માં છત્રવિજય, ૧૯૨૧ માં ઉષાકુમારી, '૯૨૨ માં પ્રેમવિજય, ૧૯૨૭ માં સ્નેહમુદ્રા (શાકુન્તલ), ૧૯૩૦ માં અજાતશત્રુ, ૧૯૨૨ માં લક્ષ્મીનારાયણ, ૧૯૪૨ માં સંસારના રંગ, ૧૯૪૪ માં ચાણક્ય-આટલાં નાટકો તેમણે લખ્યાં છે. તે ઉપરાંત રા'માંડલિક, સંસારલીલા, એક અબળા, અરુણોદય. માલવપતિ, સિરાજુદ્દૌલા, શાલિવાહન, સોરઠી સિંહ, દેશદીપક, સત્તાનો મદ વગેરે નાટકોનાં કાવ્યો કવિએ લખેલાં છે તથી હંસાકુમારી, ભાવના-બી. એ., સ્વામી વિવેકાનંદનાં ગીતો પણ તેમણે લખ્યાં છે. વચગાળામાં અનેક ચલચિત્રોનાં ગાયનો પણ તેમણે લખી ગુજરાતને ડોલાવ્યું છે. સંસારલીલા, યુગદર્શન, સ્નેહલતા, બે ખરાબ જણ, મેરે લાલ, મહારાણી

મીનલ, અછૂત, સુરદાસ, મીરાં, શેણીવીજાણંદ, ભર્તૃહરિ, હરિશ્ચન્દ્ર, પુંડલિક, કૃષ્ણ-રુક્મિણી, કરણ ઘેલો, સત્યવાન સાવિત્રી, જય સોમનાથ, વરઘેલી વગેરે ચિત્રોનાં દિલડોલાવણહાર કાવ્યો પણ આજ રસકવિનાં છે. માતા, બરાત, આશીર્વાદ અને રૂપસુંદરી—હિંદી પિક્ચર્સનાં કાવ્યો પણ તેમની કલમની પ્રસાદી છે.

'સાર આ સંસારમાં ન જોયો' કાવ્યને લોકજીભ પર વહેતું મૂકનાર આ કવિએ અનેક રસિકજનોને સંસારમાં સાર લેતા કર્યા છે! 'નાગરવેલીઓ રોપાવ, તારા રાજમહેલોમાં' ગીતનો કોયલ-ટહુકો તો ગરબાઘેલી ગુજરાતણોને પણ કોઈ અગમ્ય મધુરભાવથી છલકાવી દે છે. 'સાહ્યબો મારો ગુલાબનો છોડ, વેલી હું તો લવંગની' લીટીએ કેટલીયે લવંગની વેલીઓમાં ગુલાબના છોડ માટે અણકથ્યા અને અકથ્ય ભાવોના પુંજ ભર્યા હશે! 'પ્રેમતત્ત્વ કોઈ અજબ સનાતન વિરલ પ્રેમી કો જાણે' લીટીમાં ફક્કડ કવિ દયારામની 'જે કોઈ પ્રેમ-અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે' લીટી પુનરવતાર પામે છે! 'સોહાગણને વહાલો છે ચંપાનો રંગ' કાવ્યમાં તો કવિની કલ્પના રસમોમગાં ચઢી, નારદ અને લક્ષ્મી સાથે ગોષ્ઠી માંડી, અમરલોકના રંગનું રસભર્યું પૃથક્કરણ કરી, તેમનો અર્ક પૃથ્વી પર ઉતારે છે! 'એક જોગી ઊભો છે જગતચોકમાં' કાવ્યમાં નાનાલાલના પરમ સૂક્ષ્મ ઉપાસક આ કવિ તેને પગલે પગલે ગુંજે છે 'ફૂલ વીણ્યું વીણ્યું ને સરી જાય' કાવ્ય પણ તે જ વાતની સાક્ષી પૂરે છે. અને છતાં ખાતરી ન થતી હોય તો 'મથુરામાં કેમ તું હાલી, હો ગોકુળની ભોળી ગોવાલણી' ને મધુરી ટાપશી પૂરવા દો! 'પ્રેમ—પ્રેમ—વિશ્વપ્રેમ એજ જ્યોત જાગી' કાવ્યમાં નટપુરના જ તેમના પુરોગામી બ્રહ્મનિષ્ઠ શ્રી મણિભાઈની 'પ્રેમની ઝલક' છાઈ દેખાય તો નવાઈ જેવું નથી. કવિની કલ્પનાસુંદરીની 'એક જ લટ વિખરાણી' પ્રયોગમાં મધુર કાઠિયાવાડી પ્રયોગ અને ચાતુર્યભરી રસિકતા બંને સંયુક્ત છે. તે

સિવાય રેકાર્ડઝમાં પણ તેમનાં અનેક ગીતો ઘેરઘેર અને રેડિયો-રેડિયો પર ગુંજે છે.

નાનપણમાં સંન્યાસીઓ પાસે જઈ તે વેદાંતની ચર્ચાઓ કરતા; પરિણામે તેમનાં ગીતોમાં આર્યસંસ્કારની ઝલક દેખા દે છે! હમણાં તે પોતાના જીવનનાં સંભારણાં 'સ્મરણમંજરી'ની લેખમાળા રૂપે લખી રહ્યા છે.

**શ્રી ભાનુશંકર વ્યાસ (બાદરાયણ)** મૂળ નડિયાદના ઔદિચ્ય બ્રાહ્મણ. બાદરાયણ તેમનું ઉપનામ છે. તે સ્વભાવે આનંદી, મોજિલા અને વ્યવહારકુશળ છે. એમ. એ. એલ. એલ. બી. થયા પછી તે વિલ્સન કોલેજમાં ગુજરાતીના અધ્યાપક હતા. હમણાં તે મુંબઈમાં વકીલાત કરે છે. તેમનો જન્મ ઇ સ ૧૯૦૫ માં થયો હતો. તેમનો કાવ્યગ્રન્થ 'કોડી' નામે પ્રગટ થયો છે. તેમનાં કાવ્યોમાં કલ્પના, વ્યંજના, ડોલન અને ગુંજન તથા સચોટતા છે. અનેકવાર તે પ્રસંગોચિત કાવ્યો 'જન્મભૂમિ'માં લખે છે. તે સિવાય તેમનાં છૂટક-છૂટક કાવ્યો ઘણાં માસિકોમાં પ્રગટ થાય છે.

**શ્રી મગનભાઈ પ્રભુદાસ દેસાઇ** નડિયાદના દેસાઇવગાના પાટીદાર છે. તે આશરે ઈ. સ. ૧૮૯૯ ના ઓક્ટોબરની ૧૧ મી તારીખે તેમના મોસાળ ધર્મજમાં જન્મેલા. પ્રાથમિક કેળવણી નડિયાદમાં લઇને ઇ. સ. ૧૯૧૭ માં તે નડિયાદની સરકારી હાઇસ્કૂલમાંથી મેટ્રિકમાં આખી યુનિવર્સિટીમાં ત્રીજે નંબરે પાસ થયા હતા. તે વખતે તેમના સહાધ્યાયી શ્રી સી. સી. દેસાઇ (આઇ. સી. એસ.) હતા, જે મેટ્રિક પરીક્ષામાં ઈલાકામાં બીજે નંબરે પાસ થયા હતા.

પછી તે મુંબઇમાં એલ્ફિન્સ્ટન કોલેજમાં અભ્યાસ કરવા ગયા. ઇ. સ. ૧૯૨૧ માં અસહકારના આદેશને માન આપી, તે

બી. એ. ના બીજા વર્ષમાં હતા ત્યારે તેમણે તે કૉલેજ છોડી દીધી, અને અમદાવાદ જઈ ગુજરાત વિદ્યાપીઠમાંથી સ્નાતક થયા. ઈ. સ. ૧૯૨૧ થી તે રાષ્ટ્રીય શિક્ષણના કામમાં પડયા છે. પ્રારંભમાં તેમણે મહાત્માજીના સાબરમતી સત્યાગ્રહ આશ્રમમાં કામ કર્યું. ૧૯૨૨–૨૩ માં તેમણે બોરસદ વિનયમંદિરમાં સેવા આપી. ૧૯૨૨–૨૪ માં તે ગુજરાત વિદ્યાપીઠમાં ફેલો હતા. ૧૯૨૫–૨૮ સુધી તેમણે સાબરમતીમાં સત્યાગ્રહાશ્રમની રાષ્ટ્રીય શાળામાં કામ કર્યું. ૧૯૨૮ થી અત્યાર સુધી તેમણે પોતાની સેવાઓ ગુજરાત વિદ્યાપીઠને અર્પણ કરી છે. વચ્ચે ૧૯૩૫–૩૬ માં તે વર્ધામાં મહિલાશ્રમમાં કામ કરી આવ્યા.

તેમના પિતા શ્રી પ્રભુદાસ લખાભાઇ દેસાઈ નડિયાદ મ્યુનિસિપાલિટીમાં સેનીટરી ઇન્સપેક્ટર હતા. તેમનાં માતાનું નામ શ્રીમતી સુરજબેન હતું.

શ્રી મગનભાઈ દેસાઇએ અમેરિકાની અંધબધિર વિદુષી બાઈ હેલન કેલર કૃત 'ધ સ્ટોરી ઓફ માય લાઇફ' (મારા જીવનચરિત)નો અનુવાદ 'અપંગની પ્રતિભા'ના નામથી કર્યો છે. ટૉલ્સ્ટૉયના 'વૉટ ઇઝ આર્ટ'નો અનુવાદ 'કળા એટલે શું?' નામના પુસ્તકમાં તેમણે કર્યો છે. ગુજરાતના મહાકવિ ભટ્ટ પ્રેમાનંદના કાવ્ય 'કુંવરબાઇનું મામેરું' નામના પુસ્તકની આવૃત્તિ તેમણે, ટિપ્પણ તથા સમજૂતિ સાથે, શાળા–કૉલેજોના વિદ્યાર્થીઓના ઉપયોગ માટે કરી છે. ડૉક્ટર સર્વપલ્લી રાધાકૃષ્ણનના 'વર્લ્ડ્ઝ અનબોર્ન સોલ' નામના વ્યાખ્યાનનો અનુવાદ તેમણે 'જગતનો આવતી કાલનો પુરુષ' નામથી કર્યો છે. અંગ્રેજ સાહિત્યકાર શ્રી આર. એલ. સ્ટીવન્સનના 'જેકિલ એન્ડ હાઇડ' નામના કથાપુસ્તકનો (જેમાં દૈવી તથા આસુરી સંપત્તિ વચ્ચેના યુદ્ધનું નવલાત્મક વર્ણન આવે છે) અનુવાદ પણ તેમણે કર્યો છે. શીખોના આદ્યગુરુ શ્રીનાનકદેવરચિત 'જપજી'નો પણ અનુવાદ તેમણે કર્યો છે. મુંડકોપનિષદ્‌નો અનુવાદ તથા તે પર વિવેચન પણ તેમણે કર્યું છે. તે ઉપરાંત રાષ્ટ્રીય મહાસભા અને વિદ્યાર્થી–પ્રવૃત્તિ,

સત્યાગ્રહની મીમાંસા, વિદ્યાર્થી ગ્રીષ્મ પ્રવૃત્તિ, પાંચમા શીખ ગુરુ અર્જુનદેવ-વિરચિત 'સુખમની' ભક્તિકાવ્યનો પદ્યાનુવાદ, 'હિંદની અંગ્રેજ વેપારશાહી' (જેમાં ૧૬મા સૈકા પછી બે સદી સુધી ઇસ્ટ ઇન્ડિયા કંપની વેપાર માટે આવી બ્રિટિશ સલ્તનતની સ્થાપના કરવામાં કારણભૂત બની તેનો ઇતિહાસ આપવામાં આવ્યો છે), કવિ પ્રેમાનન્દની 'સુદામાચરિત' કાવ્યની શાળાકોલેજોપયોગી આવૃત્તિ, 'સુદામાજીના કેદારા' (નરસિંહ મહેતાકૃત કાવ્યનું સંપાદન), 'હિંદુસ્તાની-ગુજરાતી કોશ'-આ તેમનાં પ્રકાશનો ગુજરાતના પ્રસિદ્ધ 'નવજીવન કાર્યાલય' તરફથી થયાં છે. તે ઉપરાંત 'દારુનિષેધ'(ઈ. સ. ૧૯૩૦, જેમાં ગાંધીજી તથા બીજાઓના લેખોનો ,તે વિષય પર સંગ્રહ છે), દારૂનિષેધ અને સરકાર (ઈ. સ. ૧૯૩૦), હૂંડિયામણ (ધડાવાળાં ત્રાજવાં)-વગેરે પણ તેમનાં સંપાદનો અને લેખો છે છેલ્લાં ૭-૮ વર્ષથી 'શિક્ષણ અને સાહિત્ય' નામના કેળવણીવિષયક સુંદર માસિકના તે તંત્રી છે. પાતંજલ રાજયોગ પર વિચારણાત્મક લેખો તથા કેળવણીવિષયક લેખો પણ તે લખે છે.

ઝીણવટ, ચોકસાઈ અને શુદ્ધ તાર્કિકતા તેમના લખાણોનો મુખ્ય ગુણ છે. તેમની વિચારસરણિ ઉપર તથા જીવનપરિપાટી ઉપર ખૂબ પ્રમાણમાં ગાંધીજીની અસર પડી છે તે કોઇના પણ તેજમાં તણાયા સિવાય, પોતાના અભિપ્રાયો સ્વતંત્રતાથી વ્યક્ત કરી શકે છે. તે એક સારા કેળવણીકાર છે.

**શ્રી સાકરલાલ અમૃતલાલ દવે** નડિયાદના બાજ ખેડાવાળ બ્રાહ્મણ છે. તેમનો જન્મ તા. ૨૬-૫-૧૮૮૬ માં નડિયાદમાં થયો હતો. તેમણે પ્રાથમિક કેળવણી નડિયાદ તથા જંબુસરમાં લીધી હતી. તેમનાં માતાનું નામ શ્રીમતી દીવાળીબા. તેમના પિતા શ્રી અમૃતલાલ પ્રેમાનંદ દવે રેવેન્યૂ ખાતામાં તલાટી હતા. તેમણે માધ્યમિક કેળવણી નડિયાદની સરકારી શાળામાં લીધી હતી. પછી તે વડોદરાની બરોડા કોલેજમાં ગયા, અને ત્યાંથી બી. એ. થયા. તેમણે આખું

જીવન સરકારી કેળવણીખાતામાં નોકરી કરીને ગાળ્યું છે. અમદાવાદ, ભરૂચ, ગોધરા, સુરત, મુંબઈ એમ જુદી જુદી જગ્યાએ તેમણે ૧૭ વર્ષ શિક્ષક તરીકે કામ કર્યું હતું. ૧૧ વર્ષ તેમણે પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજમાં નોકરી કરી હતી. ૧ વર્ષ તે એસિસ્ટન્ટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સપેક્ટર હતા. પાંચ વર્ષ તે ભરૂચ તથા મુંબઈની એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલમાં હેડ માસ્ટર હતા.

તે એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલ, મુંબઈના હેડમાસ્તર તરીકે નિવૃત્ત થયા છે. તેમણે પોતાની આખી જિંદગી એક સ્વતંત્ર અભિપ્રાયના કેળવણીકાર તરીકે ગાળી છે. તેમનામાં ચોકસાઈ, સુઘડતા અને ખંતના મોટા ગુણો છે. તેમણે શરૂઆતમાં અનંગરંગ, નીતિનેની અને જીવનસિદ્ધિ—આ ત્રણ પુસ્તકો અનુવાદરૂપે લખ્યાં હતાં. શાળોપયોગી પુસ્તકો લખીને તેમણે ઘણી સારી સેવા બજાવી છે. ગુજરાતી ભાષાના અભ્યાસ માટે તેમણે 'સાહિત્યમંજરી'ના ત્રણ ગુચ્છો, ગદ્યપદ્યસંગ્રહો પ્રગટ કર્યા છે. વળી તેમણે 'વ્યાકરણના સહેલા પાઠો'ના ૪ ભાગ પ્રસિદ્ધ કર્યા છે. તે સિવાય બાળપોથી, પહેલી ચોપડી, બીજી ચોપડી, ત્રીજી ચોપડી, ચોથી ચોપડી—આમ વસંત વાચનમાળા પણ લખી છે. 'ગુજરાતી ભાષાનું વિશુદ્ધ લેખન'માં તેમણે વ્યાકરણ, નિબંધ વગેરે વિષયો શાળોપયોગી રીતે ચર્ચ્યા છે. ઇ. સ. ૧૯૪૮ માં તેમણે પુષ્પમાળા નામે અંગ્રેજી હાઈસ્કૂલનાં ઉપલાં ચાર ધોરણોના વિદ્યાર્થીઓ માટે સંસ્કૃત શ્લોકોનો સુવાચ્ય પદ્યસંગ્રહ કરેલો છે.

**શ્રી શાન્તિલાલ સોમેશ્વર ઠાકર** નડિયાદના બાજ ખેડાવાળ બ્રાહ્મણ છે. તેમનો જન્મ ઇ. સ. ૧૯૦૪ ના સપ્ટેમ્બર માસની ૧૫ મી તારીખે નડિયાદમાં થયો હતો. પ્રાથમિક તથા માધ્યમિક કેળવણી નડિયાદમાં જ લીધેલી. તે નડિયાદ સરકારી હાઈસ્કૂલમાંથી મેટ્રિક થઈ ગુજરાત કોલેજમાં અભ્યાસ કરવા અમદાવાદ ગયા. ઈ. સ. ૧૯૨૬ માં તે સંસ્કૃત અને અર્ધમાગધી સાથે બીજા વર્ગમાં ઓનર્સમાં બી. એ. થયા. ઇન્ટર આર્ટ્સમાં તેમને પાટીલ સંસ્કૃત

સ્કોલરશિપ મળેલી. ૧૯૨૬–૨૭ માં તે ગુજરાત કૉલેજમાં જ સંસ્કૃતમાં પ્રથમ આવવાથી દક્ષિણા ફેલો નીમાયા. ૧૯૨૭ માં તેમણે શિક્ષકની નોકરી સ્વીકારી. ૧૯૨૮ માં સંસ્કૃત તથા અર્ધમાગધી સાથે બીજા વર્ગમાં એમ. એ. થયા. ૧૯૩૦ માં એક સત્ર માટે તે ભાવનગરની સામળદાસ કૉલેજમાં અધ્યાપક નીમાયા હતા. ૧૯૩૪ માં તે અવર ઓન હાઇસ્કૂલના પ્રિન્સિપાલ થયા. ૧૯૩૭–૩૮ માં તે મુંબઇ એસ. ટી. કૉલેજમાં જઇ પ્રથમ કક્ષામાં બી. ટી. થઇ આવ્યા. તે અભ્યાસ દરમ્યાન મુંબઈ ઈલાકાની કૉલેજોની વકતૃત્વકળાની હરીફાઈમાં શ્રેષ્ઠ વકતા તરીકે તેમને સુવર્ણચંદ્રક મળ્યો હતો. ત્યાર પહેલાં સંસ્કૃત પંચ મહાકાવ્યોમાથી સંવાદો ચૂંટી કાઢી, તેમની પ્રવેશિકા તથા અનુવાદ સાથે, તેમણે 'સંવાદમાળા' પ્રગટ કરી હતી, અને તત્ત્વજ્ઞાન સંબંધી ગીતા, ઉપનિષદ્, ભર્તૃહરિ શતકો, સુભાષિત ભાંડાગાર વગેરેમાંથી શ્લોકો ચૂંટી કાઢી, અનુવાદ તથા મનનિકા સાથે, સાધનસૂક્તાવલી પ્રસિદ્ધ કરી હતી. બી. ટી. થઈ આવ્યા પછી તે આઠેક વર્ષ ખેડા હાઇસ્કૂલમાં આચાર્ય તરીકે રહ્યા. ત્યાર પછી એક વર્ષ વેપારમાં અનુભવ કરી આવીને પાછા બોરસદ હાઇસ્કૂલમાં આચાર્ય તરીકે કામ કરે છે. તેમના સ્વતંત્ર નિબંધોનો સંગ્રહ તેમણે 'સ્ફુલિંગ'ના બે ભાગોમાં પ્રગટ કર્યો છે. તે સિવાય ભર્તૃહરિનાં નીતિ તથા વૈરાગ્યશતકનો અનુવાદ, તુલસીદાસની સાખીઓ, ગુજરાતી કહેવતસંગ્રહ તેમણે સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયને લખી આપ્યાં છે. તેમને શ્રેષ્ઠ નિબંધલેખન માટે એક સુવર્ણચન્દ્રક અમદાવાદની હિંદી તત્ત્વજ્ઞાન સમિતિ તરફથી, તથા બીજાં ત્રણચાર પ્રથમ ઈનામો મળ્યાં છે. તે 'રાજહંસ'ના નામથી પણ આધુનિક પ્રસંગો પર વિવેચના કરે છે. ઉદ્ગાર, મૃત્યુંજય તથા દશકુમારચરિતનો અનુવાદ પણ પ્રેસમાં છે, જે થોડા વખતમાં બહાર પડશે.

---

# ૧૬ અન્ય નામાંકિત વ્યક્તિઓ અને વેપારીઓ

**શ્રી હરિદાસ વિહારીદાસ દેસાઈ**—એલેકઝાન્ડરના સમયમાં પંજાબમાં એક ક્ષત્રિય વંશમાંથી આ દેસાઇ કુટુંબના નબીરાઓ ઉતરી આવ્યા છે. પંજાબમાંથી તેમણે મથુરા સ્થાનાન્તર કર્યું, ત્યાંથી જયપુર, ઉજ્જન, અદાલજ, સોમનાથ પાટણ, સીંગાપુર, અણુહીલવાડ પાટણ, મહેમદાવાદ, અને છેવટે નડિયાદ આમ તે કુટુંબે સ્થળાંતર કર્યાં હતાં. જ્યારે તેઓ ઉજ્જનમાં હતા, ત્યારે તે કુટુંબના એક નબીરા તે રાજ્યના દિવાન તરીકે નીમાયા હતા. આ કુટુંબ નડિયાદમાં ઇ. સ. ૧૪૨૯ માં આવીને વસ્યું. શ્રી હરિદાસના ૧૦ મી પેઢી પરના વડીલ શ્રી નારણદાસને મોગલ શહેનશાહ ઔરંગઝેબે દિલ્હી દરબારમાં નિમંત્રણ આપી બોલાવ્યા હતા, અને ત્યાં તેમને દેસાઇનો ખિતાબ તથા સમૃધ્ધ શિરપાવ (માનવંતી પાઘડી) અને પાલખી ભેટ આપ્યાં હતાં. શ્રી નારણદાસની ચોથી પેઢીએ શ્રી વાઘજીભાઇ થયા. તેમણે પેશ્વાઓને તથા ગાયકવાડને પોતાની સારી સેવાઓ અર્પણ કરી હતી. ઈ. સ, ૧૭૭૫ માં અડાસ મુકામે એ બે સત્તાઓ વચ્ચે યુદ્ધ થયું, તેમાં પણ શ્રી વાઘજીભાઇએ અગત્યનો ભાગ ભજવ્યો હતો આના બદલામા તેમને બિલોદરા ગામ ઇનામમાં મળ્યું હતું, અને તે તેમના કુટુંબીઓના કબજામાં. ઈ. સ. ૧૮૦૬

સુધી રહેલું એ ગામ ઈનામમાં મળ્યું, તેની સાથે તેમને પાલખી પણ મળી હતી. શ્રી વાઘજીભાઇના પૌત્ર **શ્રી પ્રભુદાસ દેસાઈએ** મહીકાંઠા અને રેવાકાંઠાના બહારવટે ચડેલા આગેવાનો—મહેવાસી ઠાકોરો સાથે અંગ્રેજ સરકારે (તેમના ગુજરાતના પહેલા રેસીડન્ટ કર્નલ વોકરે) જે સંધિ કરેલી તેમાં મદદ કરી હતી. ૧૮૦૬ માં બ્રિટિશ સરકાર તરફથી તેમને પાલખી ઇનામમાં મળી હતી. શ્રી પ્રભુદાસ દેસાઈના પુત્ર શ્રી અજુભાઇ, જેમણે અજુપરુ વસાવેલું. તેમના પુત્ર શ્રી વિહારીદાસને ત્યાં ૧૮૫૭ ના સ્વાતંત્ર્યયુધ્ધમાં નાના સાહેબ અને તાત્યાટોપી નડિયાદ આવેલા, અને તેને પરિણામે તેમના આખા કુટુંબને ખેડાની જેલમાં રાખેલું. ત્યાં જેલમાં જ શ્રી વિહારીદાસ દેસાઈને એક પુત્રનો જન્મ થયો હતો શ્રી વિહારીદાસને સરકારે કાઠિયાવાડની સીમા નક્કી કરવાના કમિશનમાં નીમ્યાં હતા. તે સીમાડાને નક્કી કરવામાં ઘણું લોહી રેડાયું હતું. તે વતન કમિશનના સભ્ય, અને ઓનરરી સેકન્ડ ક્લાસ મેજિસ્ટ્રેટ હતા. ૧૮૭૭ માં સરકારે તેમને દિલ્હી દરબારમાં આમત્રેલા અને ત્યાં તેમાં તેમને રાવબહાદુરનો ઇલ્કાબ આપવામાં આવેલો. તે બહુ જ વિચક્ષણ અને બુદ્ધિશાળી પુરુષ હતા. તેને પરિણામે તેમના પાંચેર પુત્રો બુદ્ધિશાળી અને રાજ્યનીતિમાં કાબેલ પાકયા હતા. તેમનાં નામ (૧) હરિદાસ (૨) મંગલદાસ (૩) સરદાર રાવબહાદુર બેચરદાસ (૪) શ્રી પુરુષોત્તમદાસ અને (૫) શ્રી ગોપાલદાસ.

શ્રી હરિદાસ ઇ. સ. ૧૮૪૦ ના જુલાઇ માસની ૨૯ મી તારીખે જન્મેલા તેમણે કેળવણી અમદાવાદ અને નડિયાદમાં લીધેલી. ૧૮૬૪ માં મહેમદાવાદની લોકલ ફંડ કમિટિમાં તેમને સભ્ય તરીકે નીમવામાં આવ્યા હતા. ૧૮૬૫–૬૬ માં તે ચરોતરની સુંદર તમાકુને હિંદમાં અને યૂરોપમાં ખુલ્લા બજારમાં મૂકવા માટે મદ્રાસ અને ત્રિચિનોપોલી તમાકુના અભ્યાસ માટે ગયા. ૧૮૬૭ માં તેમને

નડિયાદમાં મ્યુનિસિપલ કમિશ્નર નીમવામાં આવ્યા. ૧૮૭૦ માં તે ભાવનગરમાં ન્યાયાધીશ નીમાયા, તે વખતે ત્યાં શ્રી ઈ. એચ. પર્સીવલ અને શ્રી ગગા ઓઝા સંયુક્ત રાજ્યતંત્ર ચાલુ હતું આ કામ તેમણે પ્રમાણિકપણે બધાને પૂર્ણ સંતોષ આપીને પાર પાડયું. ૧૮૭૬ માં સરકારે તેમને વઢવાણ રાજ્યનો વહીવટ સોંપ્યો. તે વખતે ઠાકોર સાહેબ દાજીરાવ નાની ઉમ્મરના હતા. તે વખતે કાઠિયાવાડના પોલીટિકલ એજન્ટ શ્રી જે. બી. પીલ સાહેબ હતા. ૧૮૮૧ માં શ્રી વાંકાનેરના સરકારી વહીવટદાર નીમાયા. ૧૮૮૨ માં તે મહીકાંઠા રાજ્યના દિવાન નીમાયા. અને ૧૮૮૩ ના સપ્ટેમ્બરમાં જૂનાગઢના નવાબ સાહેબે તેમને જૂનાગઢના દિવાન તરીકે નીમ્યા. તે ત્યાં દશ વર્ષ સુધી રહ્યા. તે અરસામાં તેમણે દરેક ક્ષેત્રમાં ઘણા સ્તુત્ય સુધારાઓ કર્યા તેમના અમલ દરમ્યાન જૂનાગઢ-વેરાવળ રેલ્વે લાઇન નખાઈ. બધા જ પોલિટિકલ એજન્ટોએ તેમના કામની બહુ સારી પ્રશંસા કરી છે. તે એક વર્ષની રજા લઇ નડિયાદ આવ્યા, એટલામાં તો નામદાર વિક્ટોરિયા રાણીએ તેમને રોયલ ઓપિયમ કમિશન (અફીણના કમીશન) માં નીમેલા. પછી તે ફરી પાછા જૂનાગઢ ગયા, પણ પછી થોડા જ સમયમાં નિવૃત્તિ અને આરામ ભોગવવા અને પ્રભુભજન કરવા તે નડિયાદ આવ્યા. પણ કાળ ભગવાનનું નિર્માણ તેમને બહુ આરામ લેવા દેવાનું ન હતુ, અને તે ૧૮૯૫ ના જુનની ૧૭ મી તારીખે મરણ પામ્યા. તેમના જીવનકાળ દરમિયાન તે અનેક કાઠિવાડના રાજાઓ, અંગ્રેજ અમલદારો તથા લોકોના સંપર્કમાં આવ્યા હતા, અને તે સૌ એકકે અવાજે તેમની પ્રામાણિકતા તથા કાર્યકુશળતાની મુક્તકંઠે પ્રશંસા કરે છે.

**શ્રી બેચરદાસ વિહારીદાસ દેસાઈ** નો જન્મ નડિયાદમાં જ ૧૮૪૪ ની ફેબ્રુઆરી માસની ૨૦ મી તારીખે થયેલો. તેમણે કેળવણી નડિયાદ અને અમદાવાદમાં લીધેલી. ૧૮૬૭ માં તે આણંદની

લોકલ બોર્ડના સભ્ય નીમાયા હતા. પછી તે નડિયાદ મ્યુનિસિપાલિટીમાં સભ્ય, અને છેવટે પ્રમુખ બન્યા હતા. ૧૮૭૮ માં નડિયાદમાં જે ખેતીવાડીવિષયક કમિટી સ્થપાઈ, તેમાં તેમનો મુખ્ય ભાગ હતો. ૧૮૮૩ માં જે અનેક ખેતીવાડી સબંધી પ્રદર્શનો યોજાયાં હતાં તેનાં તેમનો આગેવાનીભર્યો ભાગ હતો. ચરોતરની સુંદર તમાકુની સીગરેટો બનાવવા માટે તેમણે એક ફેકટરી ખોલી હતી. સરકારે તેમને પ્રથમ તો ઓનરરી મેજીસ્ટ્રેટ નીમ્યા, અને પછી ૧૮૮૭ માં તેમને રાવબહાદુરનો ઈલ્કાબ આપ્યો. ૧૮૮૮ માં તે મુંબઈની ધારાસભાના સભ્ય ચૂંટાયા, અને તેજ વર્ષમાં વાઈસરોયે તેમને 'સરદાર' નો ઇંકાબ આપ્યો. ૧૮૯૫ માં તેમના મોટા ભાઈશ્રી હરિદાસ ગુજરી ગયા ત્યાર પછી તેમને જૂનાગઢના નવાબ સાહેબે દિવાન તરીકે નીમ્યા હતા.

**શ્રી મંગળદાસ વિહારીદાસ** લાંબા સમય સુધી ખેડા જિલ્લામાં સરકારી નોકરી કરતા, અને પછી કચ્છમાં એસિસ્ટન્ટ રેવન્યુ કમિશ્નર નીમાયા હતા. તેમની તબિયત નાજુક હોવાને કારણે તેમને નોકરીમાંથી ૧૪ વર્ષ વહેલું રાજીનામું લેવું પડયું હતું. તેમના પુત્ર શ્રી ગિરધરદાસ દેસાઈ બજાણા રાજ્યમાં કારભારી હતા. શ્રી પુરુષોત્તમદાસ દેસાઈ નડિયાદમાં ૧૩ થી વધારે વર્ષો સુધી મ્યુંનિસિપાલીટીના પ્રમુખ હતા. સરદાર શ્રી ગોપાલદાસ દેસાઈ ભાવનગરમાં રેવન્યુ કમિશ્નર હતા.

**શ્રી ગોકળદાસ દ્વારકાદાસ** તલાટી નડિયાદમાં ખડાયતા વાણિયાની જ્ઞાતિમાં સવત ૧૯૨૪ ના કાર્તિક સુદિ બારશને દિવસે જન્મેલા. તેમના પિતા પાલણપુર એજન્સીમાં થાણદાર હતા, તેથી પ્રાથમિક અભ્યાસ તેમણે પાલણપુર અને નડિયાદમાં તથા કૉલેજનો અભ્યાસ મુંબઈમાં કરેલો. બી. એ. થયા પછી તે નડીઆદની સરકારી હાઈસ્કૂલમાં શિક્ષક થયા. પછી તેઓ અંગ્રેજી મુખ્ય થયા

તેમણે રાજીનામું આપ્યું અને તે વકીલાતનો અભ્યાસ કરવા મુંબઈ ગયા. તે ઇ. સ. ૧૮૯૩ માં એલ. એલ. બી થયા. પણ પછી તેમણે પાલનપુર રાજ્યમાં સરોતરા ગામની જમીન રાખી ત્યાં મોટા પાયા પર ખેતી શરૂ કરાવડાવી. તે જગ્યાએ તેમના પરથી 'ગોકુલપુર' ગામડું પણ વસ્યું. પણ તે કામમાં નિષ્ફળતા મળવાથી તેમણે વકીલાત શરૂ કરી. રેવાકાંઠા, પાલનપુર એજન્સી તથા ખેડા જિલ્લામાં તેમણે વકીલાત કરી, અને તેમાં ખૂબ આગળ આવ્યા. આ અનુભવમાંથી જ તે પાછળથી ખેડા જિલ્લાની પ્રજાના સાચા વકીલ-દેશસેવક બની શક્યા. શ્રી પુરુષોત્તમદાસ ગોરધનદાસ, રા. સા. નારણદાસ ગાંધી, દિ. બ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી. રા. સા, લલ્લુભાઈ હરગોવિંદદાસ, શ્રી વહેરીભાઈ વાઘજીભાઈ પટેલ, શ્રી શિવાભાઈ મોતીભાઈ પટેલ વગેરે તેમના સહાધ્યાયીઓ હતા

ઈ. સ. ૧૮૯૩ માં મદ્રાસમાં ભરાયેલી કોન્ગ્રેસમાં તે પહેલ-વહેલા પ્રતિનિધિ તરીકે ગયા અને ત્યારથી જાહેરસેવાની દીક્ષા લઈ આવ્યા અને મહાસભાના ભક્ત બન્યા. પછી તો તેમણે નાગરિકોની સહાયથી એક ક્લબ સ્થાપી નડિયાદમાં રાષ્ટ્રીય જાગૃતિનું કામ શરૂ કર્યું. સંવત ૧૯૫૬ ના દુકાળમાં પણ તેમણે રાહત કાર્યમાં અથાક પરિશ્રમ ઉઠાવ્યો હતો. ઇ. સ. ૧૮૯૫ માં તે નડિયાદ મ્યુનિસિપાલિટીમાં સભ્ય તરીકે ચૂંટાયા. બંગભંગના જોશીલા દિવસોમાં સ્થપાયેલા નડિયાદ સ્વદેશી સ્ટોર્સમાં પણ તેમનો આગળ પડતો હિસ્સો હતો.

ઇ. સ. ૧૯૦૧ માં નડિયાદના અમેરિકન મેથોડિસ્ટ મિશનમાંથી છૂટા થયેલા ૮ યુવાનોને હિંદુધર્મમાં ફરીથી દાખલ કરવામાં આવ્યા. તેમને હેરાન કરવા મિશનના પાદરીએ તેમના પર ચોરીનો કેસ મૂક્યો. તેમનો બચાવ કરવા સ્વર્ગસ્થ વિઠ્ઠલભાઈ પટેલ ઊભા રહ્યા હતા. તે અરસામાં જ પંજાબના નરકેસરી શ્રી લાલા લજપતરાયે

હિંદુ અનાથ બાળકોને ખ્રિસ્તી ન બનવા દેવા માટે અનાથાશ્રમ જેવી પ્રવૃત્તિ શરૂ કરવાનું આંદોલન શરૂ કર્યું હતું. તે અનુસાર નડિયાદમાં હિંદુ અનાથાશ્રમ ૧૯૦૭માં સ્થપાયો. તેનું સઘળું કામકાજ વ્યવસ્થિત કરવા તેને માટે જમીન ખરીદી મકાનો બાંધવા વગેરે સેવા કરવામાં શ્રી ગોકળદાસ, મના જમણા હાથ સમાન શ્રી ફુલચંદભાઇ બાપુજી શાહ, મૂંગા શાન્તિપ્રિય શ્રી બટુકશંકરભાઇ તથા નડિયાદમાં ઘણાં વર્ષો સુધી 'જન્મભૂમિ' સાપ્તાહિકના તંત્રી તરીકે કામ કરી જનાર શ્રી ચંદુલાલ નંદલાલ દેસાઇ મુખ્ય હતા. હોમરુલ લીગના દિવસોમાં પણ તે ચાર જણાએ ખેડા જિલ્લામાં મુખ્ય કાર્ય કરેલું. પોતાની અનેકવિધ સેવાઓથી જેમણે નડિયાદના બાપુનું માનવંતુ બિરુદ મેળવ્યું હતું, તે ગોકળદાસભાઇએ પોતાના ઉત્સાહથી બીજાઓમાં ઉત્સાહ પૂરી, એક સુંદર સેવકોની ટૂકડી ઊભી કરી હતી.

ખેડા જિલ્લા નાકરની લડતમાં, રોલેટ કાયદા સામેની લડતમાં, અસહકારના જંગમાં મહાત્માજી પંજાબ જતાં પકડાયા અને નડિયાદના કેટલાક લોકોએ લશ્કરની ખાસ ગાડીના પાટા મોટા કામનાથ મહાદેવ આગળ ઉખાડી નખેલા તે બદલ સરકારે દંડ નાંખ્યો હતો, તેનો વિરોધ કરતી લડાઇમાં–આમ અનેક વખત ગોકળદાસભાઇએ સરકાર સામે લડતમાં ભાગ લીધો હતો. અને ખેડા જિલ્લામાં તો તે હમેશાં મોખરે જ રહેતા. ૧૯૧૪ થી ૧૯૨૨ સુધી તે મ્યુનિસિપાલિટિના પ્રમુખ તરીકે રહ્યા. તે દરમ્યાન રાષ્ટ્રીય શાળાઓ સ્થપાઇ, અને તેનો ખર્ચ મ્યુનિસિપાલિટીએ આપ્યો તે બદલ સરકારે 'બાપુ' પર કેસ કરી તેમની સામે ૨૨ હજાર રૂપીઆનું હુકમનામું કર્યું. પણ હાઇકોર્ટમાં સરકાર હારી, અને તે હુકમનામું રદ થયું. રાષ્ટ્રીય શાળાઓમાં વિદ્યાર્થીઓએ તથા શિક્ષકોએ 'બાપુ'ને એક સુંદર માનપત્ર આપ્યું છે, અને તેમાં તેમને 'પરાક્રમી' કહીને યથાર્થ રીતે વર્ણવ્યા છે.

અસહકારના જમાનામાં તેમણે વકીલાતનો ધંધો છોડી દીધો હતો. ૧૯૨૨ માં નાગપુર રાષ્ટ્રધ્વજ સત્યાગ્રહમાં ગુજરાતની સૈનિક ટૂકડીમાં તે ગયા હતા. અને ૭ માસ સુધી જેલમાં ચકકી પીસવાનું, ઘાણી ફેરવવાનું તથા પત્થર ફોડવાનું કપરું કાર્ય કરી આવ્યા હતા.

૧૯૩૫માં તેમણે મહાસભાની મંજૂરી મળતાં ફરી વકીલાત શરૂ કરી. તે ખેડા જિલ્લા લોકલ બોર્ડમાં ઉપપ્રમુખ થયા અને ખેડા જિલ્લા સ્કૂલબોર્ડમાં સભ્ય થયા.

૧૯૩૦ માં મહાત્માજીની દાંડીકૂચ થઈ તે પ્રસંગે જિલ્લાની સત્યાગ્રહીઓની ટૂકડીની આગેવાની લઈ તેમણે બદલપુર મુકામે સત્યાગ્રહ કર્યો. પરિણામે તેમને ૨ વર્ષની સજા અને ૨૦૦) રૂ દંડ થયો. ૧૯૩૧ માં તે છૂટયા. અને ફંડ ઉઘરાવી સેવામંદિર બાંધ્યું. ૧૯૩૨ માં મહાસભાની કારોબારીને તેમજ મહાત્માજીને સરકારે કેદ કર્યા, ત્યારે તેમને તથા સ્વર્ગસ્થ શ્રી અબ્બાસ તૈયબજીને તથા શ્રી ફૂલચંદભાઈને પણ સરકારે સાબરમતી જેલમાં કેદ રાખેલા. 'બાપુ'ને ૧ વર્ષની સજા અને ૫૦૦) રૂ દંડ કરવામાં આવેલા.

૧૯૩૩ માં તે છૂટયા. પણ તબિયત લથડેલી. પરિણામે તેમને સારણગાંઠ તથા ભગંદરનું ઓપરેશન કરાવવું પડેલું. તે જ અરસામાં સ્વર્ગસ્થ વિઠ્ઠલભાઈ પટેલના સ્મારક તરીકે શ્રી વિઠ્ઠલ કન્યા વિદ્યાલય સ્થાપવાનું નકકી થયું. તેમાં તે અધ્યક્ષ હતા અને શ્રી ફૂલચંદભાઈ તેમની પડખે હતા. તે મુંબઈ તે કામ અંગે ગયેલા, તે દરમ્યાન શ્રી ફૂલચંદભાઈ ગુજરી ગયા, અને 'બાપુ'નો જમણો હાથ તૂટી પડયો. તેમની શોકસભામાં તેમને અંજલિ આપતાં 'બાપુ' ચોધાર આંસુ પાડી રડેલા.

૧૯૩૮માં તે ફરીથી એક વર્ષ માટે મ્યુનિસિપાલિટીના પ્રમુખ થયા.

૧૯૪૨ માં તેમના જ્યેષ્ઠ પુત્ર શ્રી નવનીતલાલ ૧૧–૨–૧૯૪૨ ના રોજ ગુજરી ગયા. આથી તેમને સખ્ત આઘાત થયો. પણ તે દરમિયાન ૧૯૪૨ ની નવમી ઑગસ્ટ આવી પહોંચી. દેશભરના બધા જ નેતાઓને મુંબઈમાં પકડવામાં આવ્યા. તે વૃદ્ધ થયા હતા, આંખે દેખાતું ન હતું; છતાં પોલીસે તેમને પકડયા, અને તે નમ્યું ન આપતાં ૭ માસ જેલ ભોગવી ૮–૪–૪૩ ના રોજ છૂટયા

તે સિવાય ખડાયતા પરિષદમાં તથા જ્ઞાતિસંસ્થાઓમાં પણ તે ઉત્સાહપૂર્ણ ભાગ લેતો. ખડાયતા સ્ત્રી–ઉદ્યોગ–શાળા, શ્રી ફૂલચંદ બાપુજી બાલમંદિર, નડિયાદ સોશિયલ કલબ, ગુજરાત આયુર્વેદિક મહાવિદ્યાલય, રેલસંકટ નિવારણ સમિતિ, બંગાળ રાહત સમિતિ, સ્વદેશી ભંડાર, હિંદુ મિલન મંદિર, ગુજરાત રાજકીય પરિષદ, ખડાયતા વ્યાયામ મંદિર–આ સર્વે પ્રવૃત્તિઓમાં તેમનો હિસ્સો આગળ પડતો હતો. તા. ૨૮–૧–૪૫ ના રવિવારે (સંવત ૨૦૦૧ મહા સુદિ પૂનમને દિવસે) તે સારણગાંઠના બીજા ઓપરેશન પછી ૨૬ દિવસે એકાએક સવારે ગુજરી ગયા. સમશાનમ ખેડા જિલ્લા સમિતિના પ્રમુખ શ્રી રાવજીભાઈ મણિભાઈ પટેલે તેમને અંજલિ આપતાં કહેલું કે 'તેઓ જન્મે વણિક હતા, પણ સ્વભાવે ક્ષત્રિય હતા' તે યથાર્થ છે. તેમની અનેક લોકોથી ભરચક સમસ્થાનયાત્રામાં હાજરી આપવા ભરૂચથી શ્રી દિનકરરાન દેસાઈ અને સુરતથી શ્રી કાનજીભાઈ દેસાઈ આવેલા. હુકો તેમને પ્રિય હતો. સ્વભાવે તે ટેકીલા, સેવાવૃત્તિપરાયણ, મળતાવડા, નીડર તથા વ્યવહારકુશળ હતા. તેમનામાં બીજા લોકોમાં ઉત્સાહ તથા સેવાવૃત્તિની ધગશ રેડવાની અદ્દભુત શકિત હતી.

શ્ર **ચુનીલાલ તારાચંદ દલાલ** નો જન્મ ખડાયતા વાણિયા જ્ઞાતિમાં નડિયાદમાં સંવત ૧૯૨૨ ના ભાદરવાની પૂનમને દિવસે થયેલો, અને વૈકુંઠવાસ સંવત ૧૯૮૨ ની દેવપોઢી એકાદશીને દિવસે થયેલો.

તેમના માવતરનો નિવાસ માતરમાં હતો, એટલે તેમણે ગુજરાતી શિક્ષણ માતરમાં લીધું હતું. ત્યાર પછી માધ્યમિક શિક્ષણ નડિયાદ તથા અમદાવાદમાં લીધેલું. પછી પૂના એન્જિનિયરીંગ કોલેજમાં દરેક વર્ષે પહેલા વર્ગમાં પરીક્ષા પાસ કરી તે એલ. સી. ઈ. થયા. નડિયાદના તે પહેલા એલ. સી. ઈ. વિદ્યાર્થી હતા. તે કોલેજના પ્રિન્સિપાલના બહુ જ માનીતા વિદ્યાર્થી હતા.

મહીસુર રાજ્યના એસિસ્ટન્ટ એન્જિનિયર તરીકે તેમણે ઈ. સ. ૧૮૭૫ થી ૧૮૮૦ સુધી નોકરી કરી. પછી ૧૮૮૦ થી ૧૯૦૫ સુધી તેઓશ્રી તે જ રાજ્યમાં મુખ્ય એક્ઝીક્યુટિવ એન્જિનિયર બન્યા. તેમને રાજ્યસભાભુષણનો ઇલ્કાબ મળ્યો હતો. તેમની મહેનતને પરિણામે જ મહીસુર રાજ્યે તે જ રાજ્યના સેવક શ્રી દામોદરદાસના સ્મરણમાં સવા લાખ રૂપીઆ જેટલી માતબર મુડીવાળી રકમ 'દામોદરદાસ' શિષ્યવૃત્તિ તરીકે વિદ્યાર્થીઓને અભ્યાસ કરવા માટે કાઢી. તેને પરિણામે ખડાયતા વણિઆઓની જ્ઞાતિમાં અનેક વકીલો, ડોકટરો, શિક્ષકો, વિદ્વાનો ઉચ્ચ કેળવણી લઇ જીવનમંદિરનાં ઉચ્ચ પગથિયાં ચઢી શક્યા છે.

તેમણે પોતે પણ વિદ્યાર્થીઓને અભ્યાસ કરવા મદદ થાય તે માટે ૩૦૦૦) રૂ. લોન માટે કાઢયા હતા. તે ખડાયતા મિત્રની સેવક સમિતિના સભ્ય હતા, અમદાવાદ છાત્રાલયના પેટ્રન હતા, ખડાયતાઓના ઇષ્ટદેવ શ્રી કોટયાર્કજીના નવા મંદિરના ભંડોળમાં પણ તેમણે ૫૦૦) રૂા ફાળો ભર્યો હતો.

મહીસુર રાજ્યની નોકરીમાંથી નિવૃત્ત થયા પછી ચારેક વર્ષ તે વડોદરા રાજ્યના ચીફ એન્જિનિયર બન્યા (૧૯૦૫ થી ૧૯૦૯). તે વખતના તે રાજ્યના દિવાન, સમર્થ ઇતિહાસકાર અને વિદ્વાન શ્રી રોમેશચન્દ્ર દત્તે તેમને ઉત્તમ પ્રમાણપત્ર આપ્યું હતું.

વડોદરાથી તેમને હૈદરાબાદ નામદાર નિઝામ સાહેબે મેલાવ્યા ત્યાં એક કરોડ રૂપીયા જેટલી ગંજાવર મૂડીની ગંડીપેર અને ઉસ્માન સાગરની યોજનાને તેમણે સર્વાંશે સફળ કરી બતાવી. ભલભલા અંગ્રેજ એન્જિનિયરો તેનું તેમની આગળ પોતાનો ક્રમાંક ત્યજી દેતા. થોડે ખર્ચે સરસ તળાવો બાંધવાની તેમની પહોંચ હિંદવિખ્યાત હતી. પોતે તદ્દન સાદા, પ્રમાણિક અને શાન્ત વૃત્તિવાળા હતા. તજુ અને સારું દૂધ મળે તેટલા માટે મહીસુરમાં પણ તેમને ભેંસો રાખી હતી. તે સવારમાં કોફી અને ઘઉંના ભાખરા લેતા. ચા નહિ. તેથી તે બિનકુન ખાતા નહિ અને તેની બિનજરૂરિઆત માટે તે જર્મનીના પ્રખ્યાત ડૉક્ટર કુન્હેનો મત ટાંકતા. મહીસુરમાં 'ભેરીકન વે' નામના બંધ બાંધ્યો તેમની કીર્તિ દેશભરમાં પ્રસરી હતી. તે પુરતાના પાળાની ઉંચાઈ ૭૨ ફીટની હતી, તો તેનો પાયો, લંબાઈ અને જાડાઈ કેટલી હતી તેનું અનુમાન થઈ શકે તેમ છે. દેશભરની એન્જનેરોની કોન્ફરન્સમાં તેમને પોતાના વિચાર જણાવવા માટે ખાસ માનભર્યું નિમંત્રણ મળતું.

મૃત્યુ સમયે તેમણે પોતાની મિલ્કતની વહેંચણી કરી, તેમાં ત્રણ પુત્રો સમાન પોતાની એક પુત્રીને ગણી, તેને પણ સરખો હિસ્સો આપેલો. તેઓ ઘી ન લેતાં સવારમાં ગાજર અને સૂતી વખતે અધોળ સુકી દ્રાક્ષ લેતા. જેથી દસ્ત સાફ આવે અને શરીરસ્વાસ્થ્ય બરાબર જળવાય.

તેઓ હૃદયના નિખાલસ, દેહે કદાવર અને સહિષ્ણુ, આહાર વિહારમાં સાદા અને માત્રાયુક્ત, લાંચરુશ્વતના મહા શત્રુ, રહેણી તથા પોષાકમાં અતિશય સાદા અને ચારિત્ર્યમાં નિષ્કલંક હતા. તે ફકીરી હાલતમાં ઊછર્યા અને અમીરી હાલતમાં આથમ્યા.

**શ્રી ફુલચંદ બાપુજી શાહ** સંવત ૧૯૩૮ માં વઢવાણમાં જન્મેલા. તેમના પિતા ત્યાં ન્યાયાધીશ હતા. તેમના બીજી

વારનાં પત્નીથી કુલચંદભાઇનો જન્મ થયેલો. તેમના જન્મ વખતે શ્રી બાપુજીભાઈની ઉમ્મર આશરે ૫૦ વર્ષની હતી. થોડાંક જ વર્ષોમાં તેમના પિતા નિવૃત્ત થઇ નડિયાદ આવ્યા, એટલે તેમની કેળવણી નડિયાદમાં અંગ્રેજી છઠ્ઠા ધોરણ સુધી થઇ હતી. તેમના પર સ્વામી શ્રી દયાનંદ સરસ્વતીની ઊંડી અસર પડેલી. તેથી તે અરસામાં વૈષ્ણવ સંપ્રદાય પુરજોસથી ચાલતો હતો, છતાં તેમણે આર્યસમાજનો અંગીકાર કર્યો હતો. તેમનું લગ્ન નાનપણમાં જ થયેલું હોવા છતાં આર્યસમાજની અસરથી ૨૦ વર્ષની ઉમ્મર સુધી તેમણે બ્રહ્મચર્ય પાલન કર્યું. તેમના પિતા સારી મિલ્કત મૂકી ગુજરી ગયેલા, એટલે તરત તેમને કોઇ પણ ધંધામાં પડવાની જરૂર ઉભી થયેલી નહિ.

ઇ. સ. ૧૯૦૨ માં તે અમદાવાદની મહાસભાની બેઠકમાં શ્રી ગોકળદાસ દ્વારકાદાસ સાથે ગયેલા, અને ત્યાંથી તેમની પેઠે જાહેર સેવાની દીક્ષા લેતા આવ્યા. ૧૯૦૬ માં બંગભંગની લડતમાં સાક્ષર શ્રી ગોવર્ધનરામને હસ્તે નડિયાદમાં સ્વદેશી સહકારી મંડળીની સ્થાપના થઇ. તેમાં તે, ગોકળદાસ તલાટી, શ્રી બટુકશંકર તથા શ્રી ચંદુલાલ નંદલાલ દેસાઈ મુખ્ય કાર્યકર્તા હતા. ૧૯૦૭ માં હિંદુઅનાથાશ્રમની સ્થાપનામાં પણ તેમનો મુખ્ય હિસ્સો હતો. તેને માટે શ્રી પુંજાભાઇ લલ્લુભાઇ શેઠે ૨૫૦૦) રૂ. દાન આપી સખાવતની શરૂઆત કરી હતી. *નેટિવ જનરલ લાયબ્રેરીમાં (શ્રી ડીરપરામ હોલમાં)* તેને માટે સભા ભરાઇ. અનાથાશ્રમનું બંધારણ ઘડાયું અને તે આશ્રમ પૂર્ણ વિકાસ પામ્યો. તે બધામાં કુલચંદભાઇને પરિશ્રમ હતો. તે સંસ્થામાં મરતાં સુધી તેમણે રસ લીધો હતો.

૧૯૦૬ માં તેમણે તથા શ્રી ચંદુલાલ નંદલાલ દેસાઇએ 'ગુજરાત' નામે એક સાપ્તાહિક શરૂ કર્યું. તેની નીડર, લોકસેવામય વૃત્તિથી તે બહુ જ લોકપ્રિય થઇ પડ્યું. પણ સરકારે તે પત્ર પાસે

જામીનગીરી માગી. પરિણામે તે બંધ કરવું પડયું, પ્રેસ વેચી નાંખવું પડયું અને ફૂલચંદભાઈને આર્થિક નુકસાન વેઠવું પડયું.

હોમરુલ લીગની ચળવળમાં ૧૯૧૭–૧૮ માં ગોધરામાં ભરાયેલી પ્રથમ ગુજરાત રાજકીય પરિષદને બીજા અધિવેશન માટે નડિયાદ નિમંત્રેલી, તેમાં મંત્રી તરીકે કામકાજ કરવામાં, ખેડા જિલ્લા સત્યાગ્રહ સમયની લડતમાં, ૧૯૧૯ ના રોલેટ નામના કાળા કાયદા સામેની ઝુંબેશમાં, રેલના પાટા ઉખેડી નાખવામાં આવ્યા તે બાબત સરકારે નડિયાદના વાણીઆ–પાટીદારો પર સામુદાયિક દંડ નાંખી મ્યુનિસિપાલિટી મારફત ઊઘરાવવાની શરૂઆત કરી તેની લડતમાં, અસહકારના સમયની લડતમાં જિલ્લાના મંત્રી તરીકેના જવાબદારી ભર્યા કામકાજની પ્રવૃત્તિમાં, ૧૯૨૨ માં મહાસભાના ત્રિવિધ બહિષ્કારના કાર્યમાં, નાગપુર રાષ્ટ્રધ્વજની સત્યાગ્રહની લડતમાં, બોરસદ સત્યાગ્રહમાં આંકલાવતા જથાના સુબેદાર તરીકે કરેલી કામગીરીમાં, બારડોલી સત્યાગ્રહમાં મહીનું થાણું સાચવવાના કાર્યમાં, ૧૯૩૦ ની દાંડી કૂચ વખતે મહાત્માજીની ટુકડીનું સ્વાગત કરવામાં–આમ બધી જ લડતોમાં તેમને બે વર્ષની જેલ મળેલી.

૧૯૩૧ માં ગાંધી–ઇર્વિન કરારો પછી તે જેલમાંથી છૂટયા, અને ગોકળદાસ 'બાપુ' ની સાથે જિલ્લા સમિતિનું પાકું મકાન 'સેવામંદિર' બંધાવવામાં તથા સેવાદળની શાખા ખોલી તાલીમના વર્ગ ચાલુ કરવાના કામમાં પણ તેમનો જ મુખ્ય હિસ્સો હતો.

૧૯૩૨ માં તેમને ફરી પકડવામાં આવ્યા, અને દોઢ માસ સાબરમતી જેલમાં રાખ્યા પછી પેરોલ પર છોડયા. પણ સ્વમાની ફૂલચંદભાઈએ પેરોલની હાજરી આપવા ના પાડી, તેથી તેમને એક

સજા થઇ. આ વખતે તેમને વીસાપુર જેલમાં રાખવામાં આવ્યા. ત્યાં પણ તે સત્યાગ્રહી બિરાદરોની સુંદર સેવા બજાવતા. ત્યાંથી છૂટીને તેમણે-સ્વર્ગસ્થ શ્રી વિઠ્ઠલભાઇના સ્મારક તરીકે શ્રી વિઠ્ઠલ કન્યા વિદ્યાલયની યોજના ઘડી. તે કામ પૂરું થતાં પહેલાં તો તા. ૨૯–૪–૧૯૩૪ ના દિવસે સવારે ઊંઘતાં જ તેમનું હૃદય બંધ પડ્યું અને એકલા વીર માફક તે ભગવાનના દરબારમાં ચાલ્યા ગયા.

ભાગ્યે જ પ્રશંસાના શબ્દો વેરતા મહાત્મા ગાંધીજી તેમને ૬–૫–૩૪ ના 'હરિજન બંધુ' માં અંજલિ અર્પતાં લખે છે કે– 'ફૂલચંદ બાપુજી શાહ ગુજરાતની વાટિકાનું એક સુંદર ફૂલ હતું. એ ખરી પડ્યું છે, પણ તેની સુગંધ મૂકતું ગયું છે. ભાઇ ફુલચંદનો ગાઢ પરિચય ખેડા જિલ્લાની લડત વખતે મને થયો હતો. ત્યારથી એને મૂક સેવક તરીકે મેં ઓળખેલ. જે સેવા કરવી હોય તેને સારૂ એ તૈયાર જ હતા. હરિજનના શુદ્ધ સેવક હોઇ પોતે હરિજન થયા હતા. એ વીરપુરુષ હતા. ત્યાગ કરવામાં એણે પાછી પાની કર્યાનું મેં કદી જાણ્યું નથી. વીર સેવકને જોઇએ તેવું મૃત્યુ ઇશ્વરે તેને મોકલ્યું. કોઇની પણ સેવા લીધા વિના તેણે મોટો માર્ગ લીધો. ફૂલચંદનું કુટુંબ બહોળું હતું. આપણને બધાને તે કુટુંબી ગણતા. તેની મૂક સેવાનું અનુકરણ આવા સેવકનું સાચું સ્મારક છે. આ આત્મશુધ્ધિને સમયે ફુલચંદનું સ્મરણ કરીને આપણે સહુ આપણામાં રહેલ મેલ કાઢીએ.'

ફુલચંદભાઇ ભારેલા અગ્નિ હતા. તેમની આંખમાં શહીદનું ધારદાર પાણી પ્રકાશતું. તેમના હોઠ પર ભયંકર આફતોમાં પણ એક વહાલસોયું સ્મિત ફરકતું. તે થોડું બોલતા, પણ સાચા દિલના સેવક હતા. ગોકળદાસ તલાટી જે અનેક કાર્યો ઉપાડતા, તેને સાંગોપાંગ પાર પાડવાનું કામ તો આ મૂક સેવક જ કરતા. તેમના અંતરમાં રાષ્ટ્રપ્રેમનો એક સ્થિર જ્વાલાથી જલતો અગ્નિ હમેશાં

સચેત રહેતા. તે વાણીથી નહિ, પણ સેવાકાર્યથી બીજાઓમાં કામ કરવાની ધગશ પ્રેરતા

**શ્રી લલ્લુભાઈ પ્રાણજીવનદાસ પારેખ** નડિયાદના ખડાયતા વણિક. તેમનો જન્મ ઇ. સ. ૧૮૫૦ ના એપ્રિલમાં થયેલો. અંગ્રેજી કેળવણી તેમણે અમદાવાદમાં લીધી અને ત્યાંથી જ મેટ્રિક થયા. એલ્ફિન્સ્ટન કોલેજમાં તે એક વર્ષ ભણ્યા અને પછી કેળવણી-ખાતામાં જોડાયા પછી તેમણે હાઇકોર્ટ વકીલની પરીક્ષા પાસ કરી. તે વખતે તેને સબોર્ડીનેટ જજની પરીક્ષા કહેવામાં આવતી. પછી તેમને મુંબઇ સરકારે ન્યાયખાતામાં નોકરી આપી તે અમદાવાદ અને નડિયાદની સ્મોલ કોઝીઝ કોર્ટના જજ તરીકે ઇ. સ. ૧૯૦૯ માં નિવૃત્ત થયા તે વખતે ફર્સ્ટ ક્લાસ સબ જજ વગેરેને રાવબહાદુરનો ખિતાબ એમને એમ મળતો હતો તે મુજબ તેમને પણ બધા રાવબહાદુર કહેતા. ૧૯૧૧ ના એપ્રિલ માસમાં તે ગુજરી ગયા.

તત્ત્વાર્થદીપ નિબંધ પ્રકરણ પહેલું, શ્રીમદ વલ્લભાચાર્યજીનું ઐતિહાસિક જીવનવૃત્તાંત, શ્રી કૃષ્ણલીલામૃતપ્રથમ ભાગ, માલા પ્રસંગ (શ્રી ગોકુળનાથજીનો અપ્રતિમ સ્વધર્મરક્ષણનો ઇતિહાસ), શ્રી હરિરાયજીકૃત કામાખ્ય-દોષ-વિવરણ (ભાષાંતર તથા વિવેચન સાથે) આટલાં પુસ્તકો તેમણે લખ્યાં છે. તે ઉપરાંત તેમણે Handbook of Giras and Guarantee નામનું પુસ્તક લખ્યું છે. ૧૮૮૮ થી ૧૯૦૭ સુધી મહીકાંઠાના ગિરાસદારોના કેસો ચૂકવવાનું કામ કરવા મુંબઇ સરકાર તેમને એજન્ટ તરીકે નીમતી તેમનો એ વિષયમાં ઊંડો અભ્યાસ હતો, અને તેથી ગાયકવાડ સરકાર ગભરાતી. વળી દરભંગાના મહારાજાના પ્રમુખપણા નીચે કલકત્તામાં Convention of Religions (સર્વધર્મપરિષદમાં) તા ૧૨-૪ ૧૯૦૯ માં તેમણે શ્રીમદ વલ્લભાચાર્યના જીવન, તત્ત્વવિદ્યા અને ઉપદેશ સંબંધી અંગ્રેજીમાં વ્યાખ્યાન આપ્યું હતું. શ્રીમદ

વલ્લભાચાર્ય પ્રતિપાદિત શુધ્ધાદ્વૈતસિધ્ધાંત ઉપર તેમણે ત્રીજી સાહિત્ય પરિષદમાં વ્યાખ્યાન આપ્યું હતું.

દિ. બ. મોતીલાલ લલ્લુભાઈ પારેખ નડિયાદના ખડાયતા વણિક છે. તેમનો જન્મ તા ૧૮–૩–૧૮૮૨ માં થયો હતો. નડિયાદ અને અમદાવાદ હાઈસ્કુલમાં કેળવણી લઈ તે મેટ્રિક અમદાવાદથી થયા. ગુજરાત કોલેજ અને એલ્ફિન્સ્ટન કોલેજમાં અભ્યાસ કરી તે ઈ. સ. ૧૯૦૨માં બી. એ. થયા. ૧૯૦૪માં તે એમ. એ. થયા, અને ૧૯૦૯ માં તેમણે એલ. એલ. બી. પરીક્ષા પાસ કરી. પછીનાં બે વર્ષ તે મુંબઈ રહ્યા. ઈ. સ. ૧૯૧૧ માં તે અમદાવાદમાં વકીલાત કરવા ગયા. ૧૯૧૨ ના જુલાઈ માસમાં તે દેવગઢ બારિયા રાજ્યમાં તે વખતના દિવાન શ્રી હરિલાલ મનસુખરામ પારેખના અંગત સેક્રેટરી તરીકે ગયા. (શ્રી હરિલાલ ઈ. સ. ૧૮૮૬ થી ૧૯૧૬ સુધી તે રાજ્યના દિવાન તરીકે રહ્યા હતા.) ત્યાર પછી ૧૯૧૬ માં શ્રી હરિલાલ પારેખ નિવૃત્ત થયા, એટલે તેમને તે રાજ્યના દિવાન તરીકે નીમવામાં આવ્યા. ૩૨ વર્ષની દિવાન તરીકેની સેવામય, ઊજ્જવળ કારકીર્દિ પછી તે ૧૯૪૮ ના જાન્યુઆરીની ૧૫ મી તારીખે નિવૃત્ત થયા. ખુબ ખંત, ધિરત અને પરિશ્રમથી તેમણે રાજ્યનાં બધાં ક્ષેત્રોમાં અનેક સુધારાઓ કર્યા. રાજ્યની વાર્ષિક આવક ૧૯૧૬ માં ૪ લાખની હતી, તે જ્યારે તે નિવૃત્ત થયા ત્યારે ૩૦ લાખની થઇ તે હકીકત તેમની સેવાઓ પર સારો પ્રકાશ પાડે

દેવંગઢ બારિયાની હાઇસ્કૂલમાં તેમણે અભ્યાસ કરેલો. પછી તે એલ્ફિન્સ્ટન કોલેજમાં તથા રોયલ ઇન્સ્ટીટયૂટ ઓફ સાયંસમાં બી. એ. તથા બી. એસ. સી. ઓનર્સ સાથે થયા. પછી ઇ. સ. ૧૯૨૭ માં ઇંગ્લંડ ગયા અને લંડન યુનિવર્સીટીના ઓનર્સ સાથે બી. એસ. સી. થયા. પછી તેમણે ભાવનગર રાજ્યની રેલ્વેમાં લોકોમોટિવ સુપરિન્ટેન્ડન્ટ તરીકે થોડોક વખત કામ કર્યું. અત્યારે તે સૌરાષ્ટ્ર રેલ્વેમાં સ્ટોર્સના કન્ટ્રોલર તરીકે કામ કરે છે.

દિ. બ. **શ્રી ચીમનલાલ એન મહેતા** નડિયાદના સાઠોદરા નાગર ગૃહસ્થ છે. તે ડીસ્ટ્રીક્ટ જજની પદવીએ પહોંચનાર નડિયાદના પહેલા નાગરિક હતા. પછી તે ઇડર રાજ્યમાં દિવાન તરીકે ગયા હતા.

શ્રી ગોકળદાસ બાપુજીભાઈ દેસાઇ નડિયાના દેસાઇવગાના પાટીદાર હતા. તે બેરિસ્ટર હતા, અને જામનગરમાં રેવેન્યુ સેક્રેટરી તરીકે તેમણે અનેક વર્ષો સુધી કામ કર્યું હતું

શ્રી પ્રાગજીભાઈ દેસાઇ મોરબી રાજ્યના દિવાન હતા.

શ્રી નાથાભાઇ અવિચલદાસ દેસાઈ વાંકાનેરના દિવાન હતા.

શ્રી ખોડાભાઈ દેસાઇ પાલનપુરમાં રેવન્યુ સેક્રેટરી હતા

શ્રી તાતા સાહેબ (શ્રી ગિરધરદાસ વિહારીદાસ દેસાઇ) લાઠીમાં દિવાન હતા. શ્રી કાલાભાઇ નાથાભાઈ દેસાઇ ઇડરમાં દિવાન હતા.

શ્રી હરિલાલ લલ્લુભાઈ ઠાકર (સાઠોદરા નાગર) ડેપ્યુટી પોલિટિકલ એજન્ટની પદવીએ પહોંચ્યા હતા.



દિ૦ બ૦ સી. એન. મહેતા.



શ્રી. ચુનીલાલ તારાચંદ દલાલ.

શ્રી જ્યંતિલાલ હરગોવિંદાસ તલાટી વ
મેનેજર હતા તે હાલમાં બી. બી ઍન્ડ સી.
ગયા છે.

શ્રી જગમોહનદાસ મૂળજીભાઈ

શ્રી મોહનલાલ ચુનીલાલ શાહ
સૌરાષ્ટ્રના વડા ન્યાયાધીશ નીમાયા છે.

શ્રી જગમોહનદાસ લાલભાઈ પરીખ
હતા. હાલ તે નિવૃત્ત થયા છે.

શ્રી હીરાલાલ ચુનીભાઈ દેસાઈ પહે'
તે હાલ નિવૃત્ત થયા છે.

શ્રી ચતુરભાઇ વલ્લભભાઈ પટેલ
લાલ દવે એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલના પ્રિ
ચતુરભાઇ પટેલ રાજકોટ ટ્રેનિંગ કૉલેજના
પોપટલાલ ઝવેરીલાલ શાહ (વડનગરા
હાઈસ્કુલમાં હેડમાસ્ટર હતા શ્રી લક્ષ્મીશં
આર. સી. હાઈસ્કુલમાં હેડમાસ્ટર હતા.
ચુનીલાલ દામોદરદાસ ગાંધીએ તથા શ્રી હા
• (મડદા બારી, ખડાયતા વણિકો પણ
વીતાવ્યું છે

શ્રી રમણિકલાલ પ્રાણજીવન દલાલ ઈ
એન થઈ આવ્યા હતા, અને અમદાવાદમાં શ્રી
હૉસ્પિટલમાં કામ કરતા હતા. જો તેમનું મૃત્યુ
તો તે જરૂર દીપી ઊઠત

શ્રી નયનસુખલાલ હરિલાલ પંડયા (નાગર બ્રાહ્મણ) તથા શ્રી નારાયણ ચુનીલાલ તારાચંદ દલાલ (ખડાયતા વાણિયા) મુંબઈમાં સોલિસિટર છે.

શ્રી કાન્તિલાલ મગનભાઈ દેસાઈ નડિયાદના પહેલા વિમાની છે.

શ્રી શાન્તિલાલ ચંદુલાલ દેસાઈ (નાગરકૂઈ, ખડાયતા વાણિયા) હીરાકુંડના એન્જિનિયર છે, અને સરકારે તેમને પશ્ચિમના દેશોમાં મોકલ્યા હતા.

શ્રી મોતીભાઈ રૂઘનાથજી પંડયા (વડનગરા નાગર) નડિયાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ હતા. તેમના પ્રપિતામહની ગોકુળજી કાશીનાથની પેઢી હતી, જેની હુંડીઓ તે જૂના જમાનામાં સ્વીકારાતી હતી. પછી તે રાજ્યની નોકરીએ જૂનાગઢ ગયા હતા.

શ્રી સુરજરામ ગંગારામ (સાઠોદરા નાગર, જેમણે સુરજરામ મહાદેવનું મંદિર બંધાવ્યું હતું) પહેલા રાવબહાદુર હતા. પછી બીજા રાવ બહાદુર થનાર જેરાભાઈ દ્વારકાદાસ દેસાઈ મુન્સફ હતા.

શ્રી પ્રાણજીવનદાસ પ્રભુદાસ દલાલ અમદાવાદ મ્યુનિસિપાલિટીના સેક્રેટરી હતા.

શ્રી તુલસીભાઈ જેસિંગભાઈ દેસાઈ બેરીસ્ટર હતા, અને નડિયાદમાંથી ઇંગ્લંડ જનાર બીજી વ્યક્તિ હતા.

શ્રી ચુનીલાલ ભલાભાઈ દેસાઈ બેરિસ્ટર હતા.

શ્રી રાવજીભાઈ કહાભાઈ પટેલ (અશોક બ્રધર્સ, મુંબઈ) મોટા કાગળના વેપારી છે.

શંકરભાઈ ભીખાભાઈ દેસાઈ ઈમારતી લાકડાંના વેપારી છે.

શ્રી શંકરભાઇ ડાહ્યાભાઇએ (નડિયાદના) શ્રી વિઠ્ઠલદાસ વ્યાસ સાથે ઈ. સ. ૧૮૯૪ માં અંગ્રેજી-ગુજરાતી શબ્દકોષ બનાવ્યો હતો, જે હજી પણ વખણાય છે.

શ્રી છોટાભાઈ બાબરભાઇ વડોદરામાં નાયબસુબા હતા. તેમણે પોતાના નામ પાછળ ધર્મશાળા બંધાવી છે. તેમનુ થિયેટર નડિયાદમાં પ્રથમ છે. કંડસેર તળાવના ઓવારા અને વિકટોરીઆ બાગમાં બાંકડા વગેરે પણ તેમણે જ કરાવ્યું છે.

શ્રી ખુશાલભાઇ ગોકળભાઈ પટેલે દીવાળીબા ધર્મશાળા, સ્ટેશન પાસેનો ટાઉન હોલ તથા ટાવર વગેરે બંધાવ્યું છે. તેમના બે પુત્રો શ્રી કાન્તિલાલ તથા શ્રી ધીરજલાલ અમદાવાદમાં શ્રી હિમાભાઇ મિલ્સ તથા માહેશ્વરી મિલ્સ ચલાવે છે.

બીજો ટાવર તે રૂકિમણી ટાવર શ્રી પ્રાણશંકર કંથારિયાએ ડભાણ ભાગોળે બંધાવ્યો છે.

શ્રી મણિલાલ પિત્તળિયા સેરામિક એન્ડ પોટરી એસોસિયેશનના ચેરમેન અને એક વેપારી છે.

શ્રી એન. જે. ગોર મુંબઈમાં, વડોદરામા, જામનગરમાં એમ અનેક જગ્યાએ ગ્લાસ ફેકટરી, પ્રેગીડન્સી લઇફ એસ્યુરન્સ કંપની વગેરે અનેક વેપારમાં કામ કરે છે અને ડાઇરેકટર છે. તે સાઠોદરા નાગર છે થોડાંક વર્ષો પર તેમણે મુંબઇના ગવર્નરના પ્રમુખપણા નીચે Industrial Exhibition (ઔદ્યોગિક પ્રદર્શન) ભર્યું હતું અને તે બહુ જ સફળ થયું હતું.

શ્રી સન્મુખરામ જે. પંડયા (વડનગરા નાગર) મુંબઇ સ્ટિમ્ધિઆ નેવિગેશન કંપનીમાં ઉચ્ચ હોદ્દાના અમલદાર છે.

શ્રી ભીખાભાઈ ખુશાલદાસ શાહ નડિયાદના વીસા ખડાયતા વાણિયા હતા તે સંવત ૧૯૩૮ મા જન્મેલા અને સવત ૧૯૮૧ ના આસો સુદ સાતમને દિવસે મૃત્યુ પામેલા તેમણે સાર્વજનિક દવાખાનામાં (ભાવસાર વાડમાં) સારી રકમ દાનમાં આપેલી છે. મોટા કામનાથના સ્મશાનમા ઉપર પણ તેમણે બંધાવેલુ હતુ ચકલાસો ભાગોળના પંપથી મૂળેશ્વર તળાવમા પાણી ટકી રહે તેવી વ્યવસ્થા પણ તેમણે જ કરી હતો તે શ્રી ગોપાળદાસ મહારાજના સત્સંગી હતા.

શ્રી બળદેવદાસ ખુશાલદાસ પરીખ નડિયાદના ખડાયતા વાણિયા હતા. તેમના પિતા તમાકુની દલાલી કરતા. તે થોડાબોલા અને એકાંતપ્રિય હતા. તેમની ઇંદોર અને કાનપુરમાં તમાકુની દુકાનો હતી અને મુંબઈમાં શરાફીની પેઢી હતી. તે ૫૯ વર્ષે દમના વ્યાધિથી ગુજરી ગયા તેમણે વૈષ્ણવ સમાજને માટે અનેક રકમો ધર્માદા કાઢી છે.

શ્રી મગનલાલ સાંકળચંદ પરીખ નાણાવટી અને ડાકોરના રણછોડરાયના ભક્ત હતા તે રેલ્વે તથા મ્યુનિસિપાલિટીના કોન્ટ્રાક્ટ લેતા તેને અંગે અનેકવાર મેનમા મુસાફરી કરવી પડતી, તેથી તે મેલવાળા કહેવાતા તે શરીરે સુદૃઢ, ધાર્મિક તથા ભોળા હતા. સ્વભાવે આનંદી અને હસમુખા હતા તેમને નાત જમણનો બહુ શોખ હતો. કોટા તરફ રેતી અને પત્થરનો વેપાર તેમના કુટુંબીઓ કરે છે.

શ્રી ચંદુલાલ ત્રિભોવનદાસ પરીખ (ભાસુદીવાળા) નડિયાદમા સવત ૧૯૪૩ ના અષાઢ વદિ દશમને દિવસ જન્મેલા ૫ દ૦ વર્ષે તેમણે પિતા ગુમાવ્યા. કુંટુંબનો બોજો માથે આવી પડવા છતાં તેમણે મેટ્રિકની પરીક્ષા આપી, અને સાથે ક્રા[illegible] ખાદની ન્યૂ

ઇંગ્લીશ સ્કુલમાં ચિત્રશિક્ષક તરીકે કામ કર્યું. ઈ. સ ૧૯૦૮ માં તે એન્જિનીઅર થયા અને જૂની મિલમાં—મનોરદાસ હરખચંદની મિલમા ઇજનેર તરીકે કામ કર્યું પણ તેમનું ભાવિ તેમને વેપારના બહોળા ક્ષેત્રમાં ખેંચી ગયુ. તેમણે મુંબઈમાં પોતાના નામની પેઢી શરૂ કરી ૧૯૧૬ મા તેમના ભાઇશ્રી ચીમનલાલને પણ તે પોતાની પેઢીમાં લઇ ગયા શરૂઆતમાં િલ જિન સ્ટોરનો વેપાર કર્યો. પછી એશિયાટિક પેટ્રોલિયમ કંપની, એંગ્લો-પર્શિયન ઓઇલ કંપની, બર્મા ઓઇલ કંપની વગેરે સાથે તેમણે ડીઝલ તથા લુબ્રિકેટિંગ ઓઇલ માટે કોન્ટ્રાક્ટ કર્યો અને એજન્સી લીધી ૧૯૩૦ માં જ્યારે ઓઇલ કંપનીઓનુ જોડાણ થયુ. ત્યારે બર્મા શેલના તે એક મોટા ડીઝલ ઓઇલ એજન્ટ બન્યા. ૧૯૨૪ માં તેમના પુત્ર શ્રી રમણલાલ પણ તેમની સાથે વેપારમાં જોડાયા.

અત્યારે કુલ તેમની ૨૧ દુકાનો ચાલે છે. કોપરગાંવથી બરાનપુર અને મનમાડથી નિઝામાબાદ, અને પાલગઢ લાઇનની એજન્સીઓ તેમણે મેળવી છે. આ ઉપરાંત શેવરોલેટ મોટર, ઇમ્પીરીઅલ કેમિકલના કેમિકલ અને ફર્ટિલાઇઝર, ડાયસ્ટફ તથા ગુડઇયર બેલ્ટિંગ માટે બારસી કે ટનના ડાયરેક્ટર તરીકે પણ રહ્યા હતા.

સ્વભાવે તે ધાર્મિક વૃત્તિના અને દાતા હતા. ૧૯૨૫ માં મોગલ કોર્ટમાં આવેલા. અને ગામમાં પ્રભુકીર્તનનો મહિમા વધારનારા, સત્સંગ મંડળમાં તે જોડાયા. ખડાયતા વાણીઆઓની સહાયથી ચાલતા શ્રી લક્ષ્મીનારાયણના મંદિરને જાહેર રસ્તા પર લાવવામાં, તથા ધામધૂમથી તેની પ્રતિષ્ઠા કરાવવામાં પણ તેમનો સારો ફાળો હતો. ૧૯૨૭ ના રેલસંકટ સમયે તેમણે ૩૫ હજાર ગુણી સીમેન્ટ તથા ૫૦ વેગન રેતી ઓછા ભાવથી નડિયાદને આપેલાં અને ગરીબ નિરાધાર માણસો માટે કાઠીવાંસનાં ઝુંપડાં બંધાવી

આપેલાં. શ્મશાનભૂમિમાં—નાના કામનાથ મહાદેવમાં પાણીની અગવડ હતી. તેથી તેમણે કુમરાવ બજારવાળી મોટીવાવથી તે શ્મશાન સુધી ૩ ઇન્ચિયા પાઇપ નંખાવી દૂર કરેલી. ચાલુ દુ:સહ મોંઘવારીમાં તેમની પેઢી તરફથી લગભગ ૬૦૦૦ મણ અનાજ અત્યાર સુધી વહેંચાયું છે. કેટલાંક દેવાલયો, કુવાઓ, જલાશયો પણ તેમણે દુરસ્ત કરાવ્યાં હતાં. સંવત ૧૯૮૭ માં નાસિકમાં મંડલેશ્વર સ્વામી શ્રી ગંગેશ્વરાનંદની પ્રેરણાથી તેમણે સદાવ્રત પ્રવૃત્તિ કરી હતી. સંવત ૧૯૯૦ માં તે જ સ્વામી શ્રી તથા સ્વામી શ્રી સર્વાનંદના અધ્યક્ષપણા નીચે સાધુઓ માટે સદાવ્રત તથા કપડાંનો બંદોબસ્ત તેમણે કુંભમેળામાં કરેલો. હરદ્વાર અને અલ્લાહાબાદ કુંભમેળા સમયે પણ તેમણે તેવી જ વ્યવસ્થા કરી હતી. પોતાની જ્ઞાતિના વિદ્યાર્થીઓને ઉત્તેજન મળે તે માટે તે દર વર્ષે ખડાયતા કેળવણી મંડળને મદદ આપે છે. ખડાયતા વ્યાયામશાળાને પણ તેમની સારી મદદ મળતી હતી. તાજેતરમાં તેમની પેઢી તરફથી ખડાયતા સહાયક ફંડને ૫૦૦૦ રૂપીઆ મળ્યા છે.

આમ શ્રી ચંદુલાલ બાસુદીવાળાએ કમાઈ જાણ્યું, અને દાન પણ આપી જાણ્યું. તેમનું અવસાન તા. ૯-૧૦-૧૯૪૨ ના રોજ થયું હતું.

**શ્રી નંદવદન ગોર** નડિયાદના સાઠોદરા બ્રાહ્મણ છે. તેમના પિતા કેળવણીખાતામાં નોકરી કરતા હતા અને એસિસ્ટન્ટ ડેપ્યૂટીની કક્ષા સુધી પહોંચ્યા હતા. તેમને પોતાને ત્યાં ગાય રાખવાનો શોખ હતો, અને ગૌમાતાની દેખભાળ પોતે જાતે જ કરતા. આ જાતમહેનતનો ગુણ શ્રી નંદવદનમાં પણ ઊતર્યો છે લક્ષ્મીના લાડીલા હોવા છતાં શ્રી નંદવદન ગોરને હજી પણ ગાડીમાંથી એક મણની ગાંસડી લઈને નીચે ઊતરતાં અને સ્ટેશન બહાર કાઢતાં જરાપણ સંકોચ ન થાય. પોતાના બંગલાના બાગબગીચાનું કામ જાતે કર-

વાનો તેમને શોખ છે. શ્રી નદવદન ન્યૂ ઈંગ્લીશ સ્કૂલમાંથી ઇ સ ૧૦૧૩ માં મેટ્રિક થયેના તે એલ એલ બી. છે પણ એક દિવસ પણ તેમણે વકીલાત કરી નથી પહેલેથી જ વેપારમાં પડવાનો તેમનો ઈરાદો હતો તેનો પ્રાથમિક અનુભવ લેવા તે એક જાપાનીઝ ફર્મમાં-પેઢીમાં નોકરીએ રહ્યા. તાતા લીમીટેડમાં પણ તેમણે અનુભવ માટે નોકરી કરી, અને વેપાર ધધામાં જોઈતી કોઠાવટ તથા ક્રુનેહનો ખારીકાઈની અભ્યાસ કર્યો પછી વેપારમાં ગોઠવા મૂડી જોઈએ, ને માટે તેમણે વીમાકપનીની યોજના કરી પ્રેમીડન્સી લાઈફ ઈન્સ્યૂરન્સ કપની હજી પણ તેમની દેખરેખ નીચે જ ચાલે છે આ વીમા કપની મારફતે આવેલો પૈસો તેમણે ધંધામા રોકયો પ્રથમ તેમણે ટાંકણીનું કારખાનું દાદરમાં ખોલ્યું પછી તારનું કારખાનું જામનગરમા ખોલ્યુ કાચનાં કારખાનાં તેમણે સંતરોડ, વડોદરા અને છોટા ઉદેપુરમાં ખોલ્યા છે. આ બધા ઉપર તે જાત-દેખરેખ રાખે છે શ્રી ગોર બહુ જ બુદ્ધિશાળી વ્યકિત છે તેમનામાં સયોજન શકિત ઊચા પ્રકારની છે તેની ખાતરી તો આ તેમના કારખાના અને મુબઈમા તેમણે જે સેક્રેટરી તરીકે ઔદ્યોગિક પ્રદર્શન ભર્યું હતું અને ગવર્નરની પણ પ્રશસા પામ્યા હતા તે હકીકત સાબીત કરે છે ઑફિસમાંથી ઘેર આવે કે તે વેપારધધો અને તેને અંગેની ચિંતાઓ ભૂલી જાય છે, મગજમાંથી કાઢી નાખે છે, અને સગાંવહાલા સાથે વિનોદ અને ગમ્મત કરવામાં આરામ મેળવે છે તેમનું ખડખડાટ હાસ્ય એક વિશિષ્ટ પ્રકારનું છે તે પોતાના દાન ગુપ્ત રાખે છે, અને દાન કરતા પહેલાં બહુ ચીવટથી તે બાબતનો અભ્યાસ કરી, ધનનો યોગ્ય સ્થાને અને યોગ્ય પાત્રને આપવામાં જ સદ્વ્યય કરે છે.

આ ઉપરાત શ્રી ચદુલાલ સોમાભાઈ શાહ (ગોંટડફીલ્ડવાળા) પણ મુબઈમાં મોટા વેપારી છે.

શ્રી નારણદાસ કાળીદાસ ગાંધી પાલીતાણામા દિવાન હતા.

તે ઉપરાંત શ્રી મોહનદાસ સાંકળચંદ પરીખ, શ્રી માણેકલાલ છગનલાલ વોરા, શ્રી હરિભાઇ મરઘાભાઇ દેસાઈ, શ્રી માણેકલાલ હરિલાલ પરિખ (કાનપુર), શ્રી છોટાલાલ પાનાચંદ શાહ (અમદાવાદમાં પેપર મર્ચન્ટ), શ્રી વિઠ્ઠલદાસ ભોગીલાલ દેસાઇ (ગોપાળ મિલના ચીફ એજન્ટ) વગેરે નડિયાદના સારા વેપારીઓ છે. આફ્રિકામાં કાકરખાડની બારીવાળા શ્રી ઇશ્વરભાઇ વિઠ્ઠલભાઇ પટેલ મોટા મિલમાલીક અને વેપારી છે, અને ડી. ગોકળદાસ એન્ડ કું. વાળા ગોકળદાસ પણ સાહસિક અને દાનવીર વેપારી છે.

આ વેપારીઓની વાત મૂકી હવે આપણે વકીલો તરફ વળીએ રા. બ. સોમાભાઇ મોતીભાઇ શાહ, શ્રી ચંદુલાલ અમૃતલાલ દલાલ, શ્રી બેચરદાસ મગનલાલ શાહ, શ્રી સેવકલાલ રતનલાલ દેસાઇ, શ્રી ચુનીલાલ નારણદાસ પટેલ, શ્રી ચુનીલાલ રમણલાલ સરૈયા, શ્રી રમણલાલ મગનલાલ શાહ વગેરે અને બુદ્ધિશાળી વકીલો છે. શ્રી રમણલાલ મગનલાલ શાહ અત્યારે સુવરાઇના પ્રમુખ છે.

શ્રી દાદુભાઇ પુરૂષોત્તમદાસ દેસાઈ તેમના મોસાળમાં સાવલીમાં તા. ૨૬-૫-૧૮૭૮ ના રોજ જન્મેલા. પ્રાથમિક કેળવણી તેમણે નડિયાદમાં લીધી હતી. માધ્યમિક કેળવણી પણ નડિયાદમાં લઇ મેટ્રિકની પરીક્ષા જૂનાગઢની બહાદુરખાનજી હાઇસ્કૂલમાંથી તેમણે પસાર કરી હતી. મુંબઇની એલ્ફિન્સ્ટન કોલેજમાંથી તેઓ ઈ. સ. ૧૯૦૩ માં બી. એ. થયા. વચ્ચે તેઓ માંદગીને અંગે ઘેર રહ્યા હતા, અને અભ્યાસ કરી શકેલા નહિ. તે દરમ્યાન તેમના મનગમતા વિષયો સંગીત, ચિત્રકલા વગેરેમાં તેમણે પ્રવેશ કર્યો હતો. ઇ. સ. ૧૯૦૬ માં શરૂ થયેલી ન્યૂ શોરોક મિલમાં, શ્રી અંબાલાલ સાકરલાલ દેસાઇના પુત્ર શ્રી કૃષ્ણલાલના ભાગીદાર તરીકે તેમના મોટાભાઇ શ્રી ગણપતિદાસ જોડાયા હતા. તેમના વતી મિલનું કામકાજ શ્રી દાદુભાઇ કરતા હતા. ઈ. સ. ૧૯૦૯ માં તે મિલ લિક્વિડેશનમાં

ગયા. એટલે સમજાયામાં જમીનનું, જિનિંગ ફેક્ટરીનું વગેરે કામ કરવા માંડ્યું (ઇ. સ. ૧૯૦૭-૮ મા). પછી દાસરા તથા કપડવંજ તાલુકાના ખેતીવિષયક વિકાસમાં તેમણે ખાસ ભાગ લેવા માંડયો. આ તેમનું મૌલિક કાર્ય ગણી શકાય. તે જમાને તેમના મોટાભાઇ ઘાસનો વેપાર કરતા હતા. તેમાં શ્રી દાદુભાઇએ રૂનો પ્રયોગ કરવા માંડયો, અને તે તાલુકાઓમાંથી હજારો ઘાસની ગાસડીઓ બહાર ગામ ચઢતી, તેને બદલે રૂની ગાસડીઓ ચઢવા લાગી. આ જમીન-વિકાસના કામની કદર કરી સરકારે તેમને રાવસાહેબનો ખિતાબ ઈ. સ. ૧૯૧૭ માં આપ્યો. સરકારને ત્યાં કતલખાનું કરવાની ઇચ્છા હતી તે યોજના તોડી પડાવી, ખેતીવિષયક કામ કરવા માટે તેમને સરકારી અમલદારોની ખફગી વહોરી લેવી પડી હતી.

દાસરા, કપડવંજ અને ઉમરેઠ–ડાકોર–આ ત્રણેય તાલુકાઓમાં વીજળી પૂરી પાડવાનું તેમનુ સ્વપ્ન હતું. તેમા હજી પણ ડાકોરમા તેમની વીજળીની ફેક્ટરી ચાલે છે. ઈ. સ. ૧૯૨૦ માં ખેડા જિલ્લા તરફથી તે મુંબઈ ધારાસભાના સભ્ય તરીકે ચુટાયા. તે અરસામાં ખેડુતોની સુધારણા માટે અને ગામડાં પ્રત્યે સરકારના દૃષ્ટિબિન્દુને ઝોક આપવા માટે તેમણે પ્રશસનીય કામ કર્યું. જમીનમહેસૂલી વિષયનુ અર્થકારણ, રાજકારણ, સમાજકારણ એમ વિવિધ દૃષ્ટિબિન્દુઓથી તેમણે ગામડાનો અને જમીનનો અભ્યાસ કર્યો. તે પછી તેમને લંડનની રોયલ હોર્ટિકલ્ચરલ (વનસ્પતિ) સોસાયટીના સભ્ય નીમવામાં આવ્યા ૨૦ વર્ષ ગામડાંમા ગાળીને ખેડૂતોના જીવન સાથે ઓતપ્રોત થવાના પ્રયત્નો કરીને, તેમના પ્રશ્નનો અભ્યાસ કરી, તેનો પડઘો તેમણે ધારાસભામા પાડયો. નડિયાદના પ્રખ્યાત ઇજનેર શ્રી ચુનીલાલ તારાચંદ દલાલની સહાયથી તેમણે ગુજરાતમાં નહેરો કરવા માટે એક યોજના ઘડી કાઢી અને સરકારને પેશ કરી ઇ. સ ૧૯૩૦ માં શ્રી અબ્બાસ તૈયબજી ખેડા જિલ્લા સમિતિના પ્રમુખ હતા તે મહાત્માજી

સાથે ધારાસભાની લડતમાં જોડાયા, એટલે તેમને સ્થાને શ્રી દાદુભાઇ જિલ્લા સમિતિના પ્રમુખ થયા. તે પણ જિલ્લામાંથી રોજ ૨૫૦ માણસો તે લડતમા મોકલતા. અને તે પણ તે લડતમાં જોડાયા અને જેલમાં ગયા.

બારડોલી સત્યાગ્રહની લડત વખતે ભીમભાઇ નાયકની સાથે રહી તેમણે તે તાલુકાના પ્રશ્નનો અભ્યાસ કર્યો હતો, અને પછી તે માહિતી સરદાર શ્રી વલ્લભાઇ પટેલ સમક્ષ રજૂ કરવામાં આવતાં તેમણે તે લડતનું નેતૃત્વ સ્વીકાર્યું હતું. બારડોલી, ચીખલી વગેરે સ્થળોએ શ્રી. સી. એન. વકીલ સાથે જઇ તેમણે તે સ્થળોની આર્થિક તપાસ કરી હતી. ત્યાર પછીની બધી જ આર્થિક તપાસો તેમણે અને શ્રી વકીલે ઘડી કાઢેલા પાયાના પ્રશ્નો પર જ મંડાય છે. સરદાર પટેલની શરતો મુંબઇ સરકારે સ્વીકારી અને બારડોલી સંગ્રામનો શુભ અંત આવ્યો તેમાં પણ સરકાર પાસે તે શરતો સ્વીકારાવવામાં શ્રી દાદુભાઇએ ભાગ ભજવ્યો હતો. ઈ. સ. ૧૯૩૦ પછી તે નિવૃત્ત અને અભ્યાસ-પરાયણ જીવન ગાળે છે. તેમણે હરિજન સેવા સંઘના પ્રમુખ તરીકે પણ કામ કર્યું છે. ઈ. સ. ૧૯૩૮ માં કોન્ગ્રેસ તરફથી ચૂંટાઇને ફરી તે ધારાસભામાં ગયા હતા.

•

શ્રી વિઠ્ઠલભાઇ પુરુષોત્તમદાસ દેસાઇ તેમના મોસાળમાં સાવલીમાં તા. ૮-૧૨-૧૮૮૭ (સંવત ૧૯૪૪ માગશર વદ આઠમ) ના રોજ જન્મ્યા હતા. શ્રી દાદુભાઇના તે નાના ભાઇ થાય. માતાનું નામ દીવાળીબા. તેમણે તેમની પ્રાથમિક કેળવણી નડિયાદમાં લીધી હતી. માધ્યમિક કેળવણી તેમણે નડિયાદની સરકારી હાઇસ્કૂલમાં, અને પાંચમા ધોરણ પછી જૂનાગઢની બહાદુરખાન હાઇસ્કૂલમાં લીધી હતી. તે સમયે તે શ્રી હરિદાસભાઇ જૂનાગઢમાં દિવાન હતા તેમને ત્યાં રહેતા હતા. ઈ. સ. ૧૯૦૫ માં તે મેટ્રિકની પરીક્ષા બેઠા. તેમને જાપાન જવાની ઇચ્છા હતી. તેમણે કેમિકલ ટેકનોલોજીનો અભ્યાસ વડો-

દરામાં કલાભવનમાં કર્યો હતો. તે સમય દરમ્યાન તે કેમલ ફ્રેન્ડ કંપનીના સ્કોલર હતા. ઇ. સ. ૧૯૦૯ માં તેમણે તે વિષયની પરીક્ષા પસાર પાસ કરી. પછી તે શ્રી ટી. કે. ગજ્જરની ટેકનોકેમિકલ પ્રયોગશાળામાં જોડાયા. ઈ. સ ૧૯૧૨ માં તે વડોદરાની એલેમ્બિક વર્કર્સની સંસ્થામાં સંશોધનખાતામાં જોડાયા. તે રસાયનિક પૃથક્કરણના વિષયમાં સંશોધનનું કામ કરતા હતા. ઇ. સ. ૧૯૩૨ સુધી તે તેમના મોટાભાઇ શ્રી દાદુભાઇના સેક્રેટરી તરીકે રહ્યા. પછી ઇ. સ. ૧૯૩૭ માં તે નડિયાદની શહેર-સુધરાઇમાં સભ્ય તરીકે ચૂંટાયા. ઇ સ. ૧૯૪૨ માં અસહકાર સમયે તેમણે તે સભ્યપદનો ત્યાગ કર્યો. પછી ૧૯૪૪ થી ૧૯૪૭ સુધી તે શહેર સુધરાઇના પ્રમુખ બન્યા. છેલ્લા પાંચ સાત વર્ષથી તેમના મગજમાં નડિયાદ સુધરાઇને વોટર-વર્કસ આપવાની ઇચ્છા ઘુમી રહી હતી. તેને સફળ કરવા માટે વડોદરાનરેશ પાસેથી તે મોટી લોન લઈ આવ્યા તેને સફળ કરવા, તેમણે રાતદિવસ જોયાં નથી, અને અનેક મુશ્કેલીઓ વેઠી, નરમ તબીઅત હોવા છતાં, મુંબઇપૂનાની મુસાફરીઓ કરી છે. નડિયાદને પાણીની યોજના દ્વારા પાણી મળવાનું હવે પૂરું થયું છે અને તેની સફળતાનો જશ શ્રી વિઠ્ઠલભાઇને ફાળે જાય છે. સતત પરિશ્રમ, ખંત અને નિઃસ્વાર્થ સેવા તેમના સુધરાઇના અમલનાં મુખ્ય લક્ષણો છે.

શ્રી નાથાભાઇ અવિચળદાસ દેસાઇનો જન્મ તા. ૩૧-૧-૧૮૫૯ ના રોજ થયો હતો. તેમનો સ્વભાવ શાન્ત અને બુદ્ધિ તીવ્ર હતી. ઈ. સ. ૧૮૭૭ માં તે મેટ્રિક થયા. તેમાં તેમને શ્રી કાલીદાસ મંછારામ શિષ્યવૃત્તિ મળી અને તે પૂના જઇ ઇજનેરી કોલેજમાં અભ્યાસ કરી એલ સી. ઇ. થયા. પછી તેમણે ચૂડા અને વઢવાણ રાજ્યમાં બે વર્ષ સુધી પબ્લિક વર્કસ ખાતામાં નોકરી કરી. પછી તેમને સરકારી નોકરી મળતાં તે ખેડા જિલ્લામાં તે જ ખાતામાં

આવ્યા. પણ પ્રભુએ તેમને માટે ઇજનેરી ખાતું નિર્માણ કર્યું ન હતું, તેથી તે ઇ. સ. ૧૮૮૩ માં રેવન્યૂ ખાતામાં જોડાયા. પ્રામાણિકતા, શાન્ત સ્વભાવ અને પરિશ્રમને કારણે તે કમિશ્નરના હેડક્લાર્કનો હોદ્દો મેળવી શક્યા. ઇ. સ. ૧૮૮૮ માં રાજપીપળા રાજ્યના એડ-મિનિસ્ટ્રેટરના હેડ ક્લાર્ક તરીકે તે નીમાયા. ત્યાં તેમણે પાંચ વર્ષ કામ કર્યું, અને રાજાપ્રજા બંનેને સંતોષ આપ્યો. સાગબારા સરહદની તપાસ કરવા જે કમિશન નીમાયું હતું, તેમાં તેમણે સુંદર કામગિરી બજાવી.

પછી તે ભરૂચ જિલ્લામાં વાગરા તાલુકાના મામલતદાર નીમાયા. ત્યાં બે વર્ષ કામ કરી, તે ભરૂચના કલેકટરના શિરસ્તેદાર નીમાયા. તે કામ તેમણે ઇ. સ. ૧૮૯૪ થી ૧૮૯૯ સુધી પાંચ વર્ષ કર્યું. તે દરમ્યાન તે મહીકાંઠા અને પાલનપુર એજન્સીમાં ઓડિટ ઓફિસર તરીકે કામ કરી આવ્યા હતા. તે અરસામાં વાંકાનેર રાજ્યના દિવાન માટે યોગ્ય માણસનું નામ સૂચવવા પોલિટિકલ એજન્ટ શ્રી કર્નલ હંટરે ભરૂચના કલેકટર શ્રી ક્વીનને પૂછાવ્યું. તેમણે શ્રી નાથાભાઈનું નામ સૂચવ્યું. પરિણામે સરકારે તેમને ડેપ્યુટી કલેકટરની રેન્ક આપી, અને વાંકાનેર રાજ્યના દિવાન તરીકે કામ કરવા જવાની છૂટ આપી. દિવાનગિરીના સમયમાં ઇ. સ. ૧૮૯૯ માં છપ્પનિયો દુકાળ પડ્યો. પણ તે સમયે નામદાર સર અમરસિંહજીની કાર્યદક્ષતા અને પ્રોત્સાહનથી શ્રી નાથાભાઈએ પ્રજાની સારી દરકાર લીધી. તે રાજ્યના સફળ દિવાન તરીકે ઇ. સ. ૧૯૧૭ સુધી રહ્યા, અને પછી નિવૃત્ત થયા. તેમની સેવાઓની કદરમાં સરકારે ઈ. સ. ૧૯૧૫ માં તેમને રાવ-બહાદુરનો ખિતાબ આપ્યો. નિવૃત્તિ પછી પણ નડિયાદ સુધરાઈમાં જોડાઇ, પબ્લિક વર્ક્સ કમિટિના ચેરમેન તરીકે તેમણે કામ કર્યું.

એટલામાં પાલણપુરના નવાબ શ્રી તાલેમહમ્મદખાનનું લક્ષ તેમના પર ગયું. તે રાજ્યમાં કેટલાક અટપટા ઝઘડાનો નિકાલ કરવાનો

હતો. નરમ તબિયત હોવા છતાં તે ત્યાં ગયા, અને તેર માસ રહી તે ઝવડાનો નિકાલ કરી આપ્યો અને નવાબસાહેબની મૈત્રીનું ઋણ ચૂકાવ્યું. પછી તે તેમના મિત્ર શ્રી મૂળચંદ આશારામ શાહની સાથે યાત્રાએ ગયા. મથુરા, ગયા, કાશી, હરદ્વાર, હૃષીકેશ વગેરે ધામોની યાત્રા કરી પાછા આવ્યા કે તરત તે માંદા પડયા. માંદગીમાં તે અપાર શાન્તિ અને ધૈર્ય તથા ખાવાપીવામાં સંયમ જાળવતા. તેમની તબીયત જોવા આવેલા નામદાર પાલણપુરના નવાબસાહેબે કહેલું કે 'શ્રી નાથાભાઇ તો મને દેવ જેવા પુરુષ જણાય છે.' વાંકાનેર–નરેશ શ્રી અમરસિંહજી પણ તેમની તબીયત જોવા નડિયાદ આવ્યા હતા.

પોતાના મિત્ર શ્રી છબાભાઇ પાસે તે ધાર્મિક અને તત્ત્વજ્ઞાનના ગ્રંથો વંચાવતા, અને માંદગીમાં તેના ચિન્તનમાં જ વખત ગાળતા. શ્રી પ્રકાશાનંદ (ગોદડીઆ મહારાજ)ને તે ગુરુ માનતા, અને તેમની છાપ શ્રી નાથાભાઇ પર ઘણી ઊંડી પડી હતી. તે તા. ૨૨–૬–૧૯૨૮ ના રોજ દેવલોક પામ્યા.

ઉપરની ટૂંક યાદી પરથી આપણી ખાતરી થશે કે નડિઆદમાં એવી બુદ્ધિ છે કે જે તક મળતાં પોતાનું નામ કાઢે. નડિઆદ પાસે એવો વારસો છે કે જેથી આજકાલના વિદ્યાર્થીઓને ભવિષ્યમાં સારા સારા અમલદારો, કેળવણીકારો, ઈજનેરો, વેપારીઓ અને વકીલો થવા માટે પ્રેરણાદાયી દૃષ્ટાંતો પૂરાં પાડે.

---

# ૧૭ અન્ય જાણવા જેવી સંસ્થાઓ

(૧) ગાંધી ભીખાભાઈ ખુશાલદાસ સાર્વજનિક દવાખાનું તા. ૨૬-૧૨-૧૯૧૯ થી શરૂ થયું. શ્રી પુંજાભાઈવાળા મકાનમાં ભાવસારવાડમાં તે દવાખાનું ઈ. સ. ૧૯૨૩ થી આવ્યું. તેમનાં ધર્મપત્ની શ્રીમતી રુક્ષ્માણીબાની મદદથી, તેમના કાકાના છોકરા શ્રી છોટાલાલે ૧૦ હજાર રૂપીઆ આપ્યા. શ્રી છગનલાલ પુરુષોત્તમ તથા શ્રી મોહનલાલ પુરુષોત્તમે ૯૦૦૦ રૂપીઆ દવાઓ માટે આપ્યા. શ્રી ભીખાભાઈ ગાંધીના પુત્રોએ પિતાના નામ પાછળ તા. ૧-૪-૧૯૨૬ ના રોજ ૨૦ હજાર રૂપીઆ આ દવાખાનાને આપ્યા. ત્યારથી તેમનું નામ આ દવાખાના સાથે જોડવામાં આવ્યું. પ્રથમ તેમાં ૧ આનો રોજ દરદી પાસે ફીનો લેવામાં આવતો હતો. હાલમાં ત્યાં પહેલે દિવસે ત્રણ આના, અને પછી રોજ બે આના ફી તરીકે લેવાય છે. પહેલાં તેનો વાર્ષિક ખર્ચ ૬૦૦૦ રૂપીઆ હતા, અત્યારે ૧૨૦૦૦ છે. પહેલાં તે દવાખાનામાં રોજના ૧૭ રૂા. નો સરેરાશ ખર્ચ થતો હતો, અત્યારે લગભગ ૩૫ રૂા. નો રોજનો ખર્ચ છે. તેમાં છેલ્લાં વીસ વર્ષથી શ્રી રમણલાલ સોમચંદ શાહ ડોકટર તરીકે કામ કરે છે. આ સાર્વજનિક દવાખાનાનો લાભ નડિઆદના ઘણા લોકોને મળ્યો છે.

(૨) મિશનનું દવાખાનું-અમેરિકન મેથોડિસ્ટ મિશનની

સ્થાપના ડભાણની સડક પર ઈ સ.૧ ૮૯૮ માં રેવરડ જ્િ ડબલ્યૂ પાર્ક સાહેબને હાથે થઈ હતી દેવળની સ્થાપના પણ તે જ વર્ષે તેમણે જ કરી હતી મિશનના દવાખાનાની શરૂઆત પણ તેમણે જ ઇ સ ૧૯૧૧ મા કરી હતી, અને ડૉક્ટર કૅારપ્રનની નીમણૂંક પણ તેમણે જ કરેની તે પ્રથમ ડૅાક્ટરે ૧૯૩૬ સુધી સતત એકલે હાથે સુન્દર કામગિરિ બજાવી, અને ૨૫ વર્ષ પછી તેમની સેવાની કદરમા જ્યૂબિલિ ઊજવવામાં આવી હતી ત્યાર પછી તેઓ અમેરિકા ગયા, અને તેમને સ્થાને ડૅાક્ટર આહ્રિડ્રૂચ આવ્યા, જે હાલ પણ કામ કરે .છે તેમના હાથ નીચે ડૅાક્ટર પર માર કામ કરે છે તે સિવાય બીજા ઘણા ડૅાક્ટરો તેમના હાથ નીચે કામ શીખીને ચાલ્યા ગયા મિશનમા હૅારટેનમાં બેગા કરેના વિદ્યાર્થીઓને અક્ષરજ્ઞાન આપવા તા ૧–૧૨–૧૯૦૦ મા શાળાની સ્થાપના કરવામા આવી તે કામ ૩ વર્ષ સુધી ચાલ્યુ. ત્યર બાદ ઈ સ ૧૯૦૩ મા દેવળના મકાનમા એક બાજૂએ વર્ગો ચલાવવાનુ શરૂ થયુ તેમા પહેલા ધોરણથી સાતમા ધોરણ સુધી વર્ગો ચલાવવામાં આવના હતા ૧૯૩૭ થી અંગ્રેજી ત્રણ ધોરણ તેમા દાખલ કર્યા તે હજી પણ ચ લુ છે આ શાળામાં સુથારી કામ બહુ સારુ શીખવાડવામા આવતુ હતું

પછી દવાખાનું જામ્યુ અનેક નિષ્ણાત ડૅાક્ટરોની સેવાથી લોકો ગામપરગામથી, કાઠિયાવાડ–કચ્છથી પણ એ દવાખાનામા શસ્ત્રક્રિયા કરાવવા આવના લાગ્યા ડૅાક્ટર કૅારપ્રન અને ડૅાક્ટર એંડ્રિયૂચના વખતમાં આ દાકતરી સેવા બહુ જ મોટા વિસ્તારને અને યશને પામી પછી તો મિશનમા નવાં મકાનો ઊભાં થયાં તે એક નાનકડુ, સ્વચ્છ, સ્વતંત્ર, પાણી તથા દીવાબત્તીવાળુ ગામ બની ગયુ ત્યાં દેવળ છે, એક પ્રાથમિક શાળા પણ ચાલે છે અને થોડાક વર્ષો ઉપર ત્યાં શીખવાતા હુન્નર ઉદ્યોગની

શાળાએ–સુથારી, દરજી, લુહારી કામે સારી નામના મેળવી હતી. જે ધર્માન્તર કરવાના હેતુ સિવાય આવી જનસેવા કરવામાં આવે, તો તે માનવસેવા મારફતે અદ્‌ભુત પ્રકારની પ્રભુસેવા નીવડે તેમાં શંકાને સ્થાન નથી. આ મિશનરી લોકોનો કર્મયોગ, બહુ જ વ્યવસ્થિત, મર્દાનગીભર્યો અને અનેક પ્રકારની મુશ્કેલીઓમાંથી માર્ગ કાઢવાની સહનશક્તિવાળો, ઠંડી તાકાતવાળો હોય છે. એવા ઘણા મિશનરીઓના દાખલા છે કે જેમાં તે લોકોએ તદ્દન અભણ, રોગી અને ગરીબ લોકોની મધ્યમાં રહી, અનેકવાર રોગના ભોગ થઇ પડી, પોતાની જરૂરિયાતો તદ્દન ઓછી કરી નાંખી, ઊંચા પ્રકારની તિતિક્ષા દાખવી, પ્રભુ ઈશુ ખ્રિસ્તની આજ્ઞાને માન આપી, નીચલા થરના લોકોને મદદ કરી છે. માત્ર હિંદુ ધર્મની વિશાળતાને, અને દરેક વ્યક્તિ પોતાની આધ્યાત્મિક વિકાસની ભૂમિકાને અનુસરીને જુદીજુદી રીતે પ્રગતિ કરે છે એવી માન્યતાને આ મિશનરી લોકોની ધર્માન્તર પ્રવૃત્તિ રુચતી નથી. એક જ ધર્મ સાચો છે, અને એક જ પયગંબર સર્વશ્રેષ્ઠ છે તે માન્યતામાં જ અસહિષ્ણુતાના અને બળજબરીપૂર્વક કરવામાં આવતાં ધર્માન્તરોનું બીજ રહેલું છે. બાકી મિશનરી લોકોની કેળવણીવિષયક તથા દાક્તરીવિષયક સેવાઓ આપણું સન્માન માગી લે તેવી છે તેની કોઈથી ના પાડી શકાય તેમ નથી.

(૩) **શ્રી હિંદુ અનાથાશ્રમ**-ઇ. સ. ૧૯૦૭ માં પંજાબના નેતા શ્રી લાલા લજપતરાયે હિંદુ અનાથ બાળકો ખ્રિસ્તી ન થઈ જાય, અને હિંદુ ધર્મ ને હિંદી સંસ્કૃતિનો લાભ લેવા ભાગ્યશાળી બને એટલા માટે આવા અનાથાશ્રમો ખોલવાની ઘોષણા કરી હતી. ત્યાર પહેલાં છપ્પનિયાના દુકાળની કારમી સ્થિતિનો લાભ લઈને ઘણા હરિજનોને ખ્રિસ્તી પાદરીઓએ ધર્માન્તર કરાવી ખ્રિસ્તી બનાવ્યા હતા, અને પરિણામે હિંદુ ધર્મનું તથા જાતિની સંખ્યાનું બળ

ઘટયું હતું. મુસલમાનોની પણ આવી વટાળપ્રવૃત્તિથી હિંદુઓને બચાવવા માટે આર્યસમાજના પ્રણેતા સ્વામી શ્રી દયાનંદ સરસ્વતી, સ્વામી શ્રી શ્રધ્ધાનંદજી, પંડિત લેખરામજી વગેરેએ પ્રબળ પુરુષાર્થ કર્યો હતો.



નડિયાદના મેથોડિસ્ટ મિશનમાંથી ૯–૧૦ ખ્રિસ્તી થયેલા વિદ્યાર્થીઓ હિંદુ ધર્મમાં પાછા દાખલ થવા શ્રી ફૂલચંદ બાપુજી શાહ પાસે આવ્યા. તેમને હિંદુઓ તરફથી તો કનડગત થાય, પણ તે મિશનના પાદરીઓ તરફથી ચોરીનો કેસ માંડી હેરાન કરવાનાં પગલાં ભરાયાં. પરિણામે હિંદુ અનાથાશ્રમ નડિયાદમાં સ્થાપવા માટે તા. ૧૫–૩–૧૯૦૮ માં નેટીવ જનરલ લાયબ્રેરીમાં ગામના નાગરિકોની સભા મળી. તેમાં શ્રી પુંજાભાઇ લલ્લુભાઇ પરીખે પ્રથમ પોતાનું હજારેક રૂપીઆનું દાન જાહેર કર્યું. પછી આશ્રમ માટે જમીન તા. ૮–૪–૧૯૦૮ ના રોજ લેવામાં આવી. તેમાં કુલ ૧૪૦ બાળકો છે. પ્રેસનું કામ, બાગકામ, રસોડાનું કામ વગેરે તેમને શીખવાડવમાં આવે છે. ૧૮ વર્ષ પછી તેમને સ્વતંત્ર જીવન માટે રજા આપવામાં આવે છે. આમાં શરૂઆતમાં શ્રી ફૂલચંદભાઇએ, શ્રી ગોકળદાસ તલાટીએ, શ્રી ચંદુલાલ નંદલાલ દેસાઇએ તથા શ્રી બટુકશંકર ગિરધરલાલ મહેતાએ બહુ જ પરિશ્રમ કરીને તેનો વિકાસ સાધ્યો છે. તે સંસ્થાનાં પ્રમુખોની નામાવલિ—શ્રી પુંજાભાઈ લલ્લુભાઈ પરીખ (૧૯૦૯–૧૨), વકીલ શ્રી વલ્લભભાઈ હાથીભાઇ દેસાઈ (૧૯૧૩–૨૦) શ્રી ગોકળદાસ દ્વારકાદાસ તલાટી (૧૯૨૦–૨૨), શ્રી બટુકશંકર મહેતા (૧૯૨૩–૨૭), શ્રી છગનલાલ હરિલાલ પંડયા (૧૯૨૭–૩૧), શ્રી વલ્લભભાઈ વકીલ (૧૯૩૧–૩૫), શ્રી ચુનીલાલ રમણલાલ સરૈયા (૧૯૩૬–૪૦), દરબાર સાહેબ ગોપાળદાસ અંબાઇદાસ દેસાઇ (૧૯૪૦–૪૫), શ્રી. ચુનીલાલ પુંજાભાઈ પટેલ. આ સંસ્થામાં ઘણા અનાથ બાળકો ભણી ગણીને મોટા થયા છે, વેપારમાં અને

નોકરી-હોદ્દામાં આગળ વધ્યા છે, અને જીવનમાં અમરચંદને પણ આવ્યા છે.

(૪) જુની મિલ શ્રી ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિકે ઓગણીસમી સદીના છેલ્લા ભાગમાં શરૂ કરી હતી. તે લીક્વીડેશનમાં ગઈ, ત્યારે તેમની પાસેથી મનોરદાસ હરખાભાઈ શેઠે તે ખરીદી લીધેલી. તે જમાનામાં લોકજીભે એક હાસ્યજનક કવિતાની પંક્તિઓ સાંભળવા મળતી, 'મનોર હરખા, બળ્યા તમારા ચરખા, તમે ઢેડીને જોઈને હરખ્યા.' તેમાં લોકોની ગરીબોની રોટી ઝૂંટવી લેતી મશિનરી તરફની અણગમાની લાગણી પણ ઠીકઠીક વ્યક્ત થાય છે. તે શેઠના પુત્રોમાં કજિયો થવાથી, અને દુર્દૈવચક્રથી તે મિલ છેવટે બંધ પડી.

(૫) નવી મિલ-ન્યૂ શોરોક મિલ. આ મિલ અમદાવાદના વ્યાપારવીર શ્રી અંબાલાલ સાકરલાલ દેસાઈએ તેમના પુત્ર વૈકુંઠભાઈના નામથી ઈ. સ. ૧૯૦૭ માં કાઢેલી. તેમાં શોરોક સાહેબ Weaving master (વીવિંગ માસ્ટર) હતા, તેથી તેમનું નામ તે મિલ સાથે જોડવામાં આવ્યું હતું. પછી તેમની પાસેથી મફતલાલ ગગલભાઈ શેઠે તે મિલ વેચાતી લીધી. તેમની ઝીણવટભરેલી બુદ્ધિથી તથા કુનેહથી અને જાતમહેનતથી મિલ બહુ આબાદ થઈ. અત્યારે તેમાં આશરે ૩૦૦૦ મજૂરો કામ કરે છે. અત્યારે તેમના પુત્ર શેઠ શ્રી નવીનચંદ્રભાઈ મિલને સફળતાપૂર્વક ચલાવે છે. આ મિલને લીધે નડિયાદની આબાદી પણ વધી છે. તે શેઢી નદીની સડકે જતાં ડીસ્ટ્રીક્ટ કોર્ટનાં મકાનોની પહેલાં, અનાથાશ્રમના રસ્તાના વળાંકથી આગળ આવેલી છે.

(૬) શ્રી ફુલચંદ સ્મારક બાળમંદિર-આ બાળમંદિરનું નામ શ્રી ફુલચંદ બાપુજીભાઈ શાહ, જે નડિયાદના અનેક વર્ષો સુધી સાચા, થોડાબોલા, મૌનપ્રિય, હસમુખા, સર્વતોમુખી સેવક હતા, તેમની

સ્મૃતિ સાથે સંકલાયેલું છે. તેની સ્થાપના તા ૧૪–૬–૧૯૩૪ માં મહીના મહાદેવ પાસે આવેલી વાડીમાં દક્ષિણામૂર્તિ સંસ્થાના સ્થાપક, બાળકોના સાચા વકીલ, બાળકોની 'મૂછાળી મા' નું યથાર્થ બિરુદ પામેલા શ્રી ગિજુભાઈ બધેકાને હાથે કરવામાં આવી હતી. પ્રાથમિક કેળવણીની પહેલાં, બાળકના બીજાથી પાંચમા વર્ષ સુધીમાં પણ બાળકની કેળવણીનો સતત અવ્યાહત પ્રકાર–પ્રક્રિયા ચાલે છે તે નિયમ અનુસાર તે ઉમ્મરના બાળકો માટે બાલમંદિરો સ્થાપવાની શરૂઆત ગુજરાતમાં જોરશોરથી કરનાર પહેલવહેલા શ્રી ગીજુભાઈ જ હતા. તેની પાછળ 'મંદિર' શબ્દ પ્રયોજીને, તે સંસ્થા પ્રત્યે ધાર્મિક પવિત્ર લાગણી જગાડવાનો યોગ્ય પ્રયત્ન થયો છે બાળકની કેળવણી, ખરી રીતે જોતા તો, પ્રસૂતિ પહેલાં માતાના ગર્ભમાંથી જ શરૂ થઈ જાય છે તે સિધ્ધાંતને અનુસરીને જ હિંદુશાસ્ત્રે ગર્ભાધાન પછી સીમંત વિધિનો પ્રબંધ કર્યો છે. માતાના સગર્ભાવસ્થામાં કરાયલા વિચારો અને અનુભવાયેલી લાગણીઓ બાળકના મન પર છાપ–ચિરસ્થાયી સંસ્કાર મૂકી જાય છે જ. એટલે ગર્ભસ્થ બાળકની કેળવણી માતાના સારા આચરણથી જ બીજાવસ્થામાં ભાગ ભજવે છે. એટલે બાળમંદિરની યોજના માત્ર માબાપોને બાળકોની ધમાચકડી અને ગરનીમાંથી મુક્ત કરી આપી તેમને છૂટકારાનો દમ ખેંચવાની તક ઊભી કરવાનો જ હેતુ નથી રાખતી, પણ બાળકની નૈસર્ગિક વૃત્તિઓ દ્વારા તેમને જે જે રમતગમતો ગમે તે પ્રકારના યોગ્ય સાધનો તેમની આસપાસ રાખી, તે દ્વારા તેમનો સ્પર્શ, ગંધ, રૂપ, રસ, આ બધી જ ઇન્દ્રિયોનો યથાર્થ વિકાસ સાધી, તેમના સાચા વ્યક્તિત્વને ખિલવવાનો છે આ બાળમંદિરનાં અત્યારે ૧૦૦ બાળકો કેળવણી લે છે તેના ઉપલાં ધોરણમાં બાળકોને પ્રાથમિક કેળવણી પણ મળે, અને તે પણ માનસશાસ્ત્રીય રીતે તેવી વ્યવસ્થા રાખવામાં આવી છે, અને ગામની સુધરાઈના કેળવણીવિભાગે તે વર્ગોને મંજૂરી પણ આપી છે પહેલેથી આ બાળમંદિરમાં શ્રી મૂળજીભાઈ ભક્ત

શિક્ષક તરીકે કામ કરે છે, અને તેનો વિકાસ કરવામાં તેમનો સારો ફાળો છે. મ્યુનિસિપાલિટી 'આ સંસ્થાને વાર્ષિક ૨૦૦) રૂા ની ગ્રાન્ટ આપે છે. અત્યારે તે મહીના મહાદેવ પાસે પંડયાની ધર્મ-શાળામાં બેસે છે. તેની ગામમાં પાંચ શાખાઓ છે.

**(૭) નેટિવ જનરલ લાયબ્રેરી**–આ હોલ શ્રી દોલતરામ કૃપારામ પંડયા, જે એક સરસ કવિ હતા અને વડનગરા નાગર ગૃહસ્થ હતા, તેમણે પોતાના પિતાના નામ પાછળ ઈ.સ. ૧૮૭૯ માં બંધાવ્યો હતો. તેમાં આશરે ૫૦૦૦ રૂપીઆ ખર્ચ થયો હતો. તેનું નામ શ્રી 'કિરપારામ હોલ' હતું. તેનો ઉપયોગ ઘણાં વર્ષો સુધી નેટિવ જનરલ લાયબ્રેરી તરીકે થયો. તે ઉપરાંત ત્યાં ઘણા મેળાવડાઓ પણ થતા હતા. ઈ. સ. ૧૯૨૬ ના ડીસેમ્બર માસ સુધી, તેની સામે જ ડીસ્ટ્રીક્ટ કોર્ટ હતી. તે સમયે આ હોલમાં દરરોજ વકીલો બેસતા હતા. સર ચિમનલાલ સેતલવાડ જેવા મુંબઈના પ્રખ્યાત ધારાશાસ્ત્રી તે કોર્ટમાં કેસો લેતા, અને બપોરની રીસેસના વખતમાં કિરપારામ હોલમાં આવીને આરામ કરતા હતા. તારીખ ૧–૧–૧૯૨૭ થી ડિસ્ટ્રીક્ટ કોર્ટ ગામની બહાર ગઈ, ત્યારથી વકીલો કિરપારામ હોલનો ઉપયોગ કરતા બંધ થયા. પણ નડિયાદના ડૉક્ટરોનું મંડળ તે હોલનો કેટલોક ભાગ વાપરતું હતું. છેલ્લાં ૪–૫ વર્ષ (૧૯૪૫–૪૯) સરકારે તે હોલમાં રેશનિંગ ઓફિસ પણ બેસાડી હતી. છતાં તે બધા જ સમય દરમિયાન આ હોલમાં ચોપડીઓનાં ૮–૧૦ કબાટ રહેતાં, અને કોઈ વાંચવા માગે તો તેને એમાંથી ચોપડીઓ કાઢી આપવાની વ્યવસ્થા રાખી હતી. તે લાયબ્રેરીમાં કેટલાંક જૂનાં સંસ્કૃત પુસ્તકો સારાં છે.

**(૮) વેદાંતભવન**–આ સંસ્થા વેદાંતશાસ્ત્રનાં પુસ્તકોનો અભ્યાસ કરવા, તથા મહારાજ શ્રી ગોપાલદાસનાં વચનામૃતો અને તેમણે

આપેલો પોતાની કથાઓમાંનો બોધ ભક્તમંડળના હૃદયમાં જાગૃત રહે તે માટે કંસારાવાડમાં સંવત ૧૯૯૨ ના મહા સુદિ ૧૦ ને વાર રવિએ સ્થાપવામાં આવી હતી (તા. ૨-૨-૧૯૩૬) તેના મૂળ પ્રેરણાસ્થાન બોરસદના વતની પ્રજાપતિ જ્ઞાતિના ભૂષણરૂપ, મહારાજ શ્રી ગોપાલદાસ હતા. તેમનો જન્મ સંવત ૧૯૨૪ ની શરદ્ પૂર્ણિમાને દિવસે થયેલો, અને દેહવિલય નડિયાદમાં હૃદય બંધ પડી જવાથી સંવત ૧૯૯૪ ના માઘ વદિ સાતમને દિવસે થયો હતો. તેમના પિતાનું નામ શ્રી ગોવિંદદાસ અમથાભાઈ અને માતાનું નામ શ્રીમતી નાથીબાઈ હતું. ચાર જ ચોપડી ભણેલા, પણ સંતસમાગમ અને તીર્થાટન દ્વારા તેમણે ઘણું જ્ઞાન પચાવ્યું હતું. તેમની કથામાં હજારો માણસો એકઠા થતા. તેમનું વક્તૃત્વ જલદ, અસરકારક, નીડર અને સંશયરહિત હતું. બોરસદના એક દરજી અને પૂજ્ય સ્વામી શ્રી જાનકીદાસજી મારફતે તેમને વિચારસાગરમાં અને પંચદશી વગેરે ગ્રંથોમાં પ્રવેશ મળ્યો હતો. ૩૫ વર્ષની ઉમ્મરે તેમણે બોરસદ બહાર ખંભાતી દરવાજે આવેલા બંગલામાં દશેને નિવાસ કર્યો, અને કથાવાર્તા શરૂ કરી. ત્યાં લગભગ ૧૫ વર્ષ કથાવાર્તા અને ચિંતન-મનનમાં ગાળ્યાં. તે અરસામાં 'સસ્તુંસાહિત્ય વર્ધક કાર્યાલય'ના સ્થાપક અને નિષ્કામ કર્મયોગી સ્વામી શ્રી અખંડાનંદ પોતાના ગૃહસ્થાશ્રમની સ્થિતિમાં તેમની કથા સાંભળવા જતા, અને તેને પરિણામે જ વિરક્ત થઈ તેમણે ગૃહત્યાગ કરેલો. તેમની કથામાં રાષ્ટ્રોન્નતિ પર પણ ભાર મૂકવામાં આવતો. નડિયાદમાં તે લગભગ ૧૭ વર્ષ રહ્યા, અને જનતાને વેદાંતના સંસ્કાર આપવામાં તેમનો હિસ્સો અપૂર્વ હતો. વેદાંત-ભવન તરફથી વિચારસાગરનો પદ્યભાગ તથા જ્ઞાન કટારી, વેદાંત ગુરુજી-૩, તત્ત્વબોધ, વિચારમાળા તથા પ્રકીર્ણ વિષયો, શ્રી ગોપાલ પ્રસાદ વગેરે પુસ્તકો પ્રગટ થયાં છે.

**(૯) શ્રી પૈસાવાળા વૈદનું દવાખાનું** આ ડાહીલક્ષ્મી પુસ્તકા-

લય પાસે આવેલું છે. શ્રી મનસુખરામ ત્રિપાઠીના પુત્ર શ્રી તનસુખરામભાઈએ આ આયુર્વેદિક ઔષધાલય ઈ. સ. ૧૯૧૮માં ગરીબ લોકોને મદદ કરવા માટે સ્થાપ્યું હતું. તેમાં રોજની ફી માત્ર એક જ પૈસો લેવામાં આવતી. તેથી આસપાસનાં ગામડાંમાંથી સેંકડો દરદીઓ આ દવાખાનાનો બહુ સારા પ્રમાણમાં લાભ લેતા હતા અને હજી પણ લે છે. ફી આટલી થોડી રાખવા છતાં, ઘણી કીમતી અને અસરકારક દવાઓ આ દવાખાનામાં જરૂર લાગે તે દરદીઓને આપવામાં આવતી.

તે દવાખાનામાં શરૂઆતથી જ વૈદ્યરાજ જગન્નાથ જી. દ્વિવેદીની નીમણૂંક થઈ હતી. તે મૂળ ભાદરવાના વતની હતા, અને ત્યાં જ તેમણે લીમડીના એક વયોવૃદ્ધ વૈદ્ય પાસેથી અભ્યાસ કરી, વડોદરાની આયુર્વેદ દક્ષિણાની ત્રણેય પરીક્ષાઓમાં ઉત્તીર્ણ થઈ ૨૫ વર્ષની ઉમ્મરે વૈદકનો ધંધો શરૂ કર્યો હતો. પછી તેમણે પેટલાદના નાર ગામમાં વૈદકનું કામ શરૂ કર્યું. ત્યાર પછી ઈ. સ. ૧૯૧૮ માં તે આ દવાખાનામાં નીમાયા. નિસ્વાર્થ, પરગજુ, સ્વાભિમાની શ્રી જગન્નાથ વૈદને નડિયાદની ભૂમિએ સારી યારી આપી, અને તેમના ગ્રહો બલવત્તર રીતે ખીલી નીકળ્યા. તેમની હોશિયારીથી તે બાળકોના વૈદ તરીકે ખૂબ પંકાયા. બાલસાથી, વરાધની દવા વગેરે તેમની બનાવેલી ખાસ દવાઓ દેશભરમાં પ્રસિદ્ધ છે. હાલ તેમની ઉમ્મર ૬૪ વર્ષની છે. છેલ્લાં ૪–૫ વર્ષથી તે નિવૃત્તિ ભોગવે છે. અને તેમનું સ્થાન તેમના પુત્ર શ્રી શિવાભાઈ વૈદ્ય, જે પાટણ આયુર્વેદિક કોલેજના સ્નાતક છે, તેમણે સંભાળ્યું છે. આ દવાખાનાનો લાભ નડિયાદના તેમ જ આસપાસનાં ગામડાંના અનેક ગરીબ તેમજ તવંગર માણસોએ લીધો છે અને હજી પણ લે છે.

(૧૭) સીનેમાગૃહો-નડિયાદમાં પ્રજાના મનોરંજન માટે ત્રણ

ગૃહો છે. તેમાંનું સૌથી જૂનું શ્રી છોટાભાઈ બાબરભાઈ પટેલનું 'પ્રભા ટોકીઝ' ડભાણ ભાગોળે આવેલું છે. બીજું શ્રી મણિભાઈ સુતરિયા 'લક્ષ્મી ટોકીઝ' સ્ટેશન રોડ પર ઈમ્પીરીઅલ બેન્ક વાળા ખાંચા આવેલું છે. ત્રીજું સંતરામ દરવાજા પાસે સમડી ચકલાવાળા ડાહ્યાભાઈ હાથીભાઈ પટેલ માસ્ટરના જમાઈ શ્રી મણિભાઈ પટે અદ્યતન ઢબથી 'ગોપાલ ટોકીઝ' નામનું સુંદર સીનેમાગૃહ બાંધ્ છે. આ ત્રણેય સીનેમાગૃહો નડિયાદની રસિક જનતાને આમોદપ્રમોદ અને મન બહેલાવવાનાં સાધનો પૂરાં પાડે છે.

**(૧૧) શ્રી ખડાયતા સ્ત્રી ઉદ્યોગશાળા**—આ સંસ્થા સ્થાપ વાનો મૂળ વિચાર શ્રી રતિલાલ ગામીના મનમાં સ્ફુર્યો હતો, અને શ્રી ગોકળદાસ તલાટી (બાપુ) ના પ્રયાસથી આ સંસ્થા તા. ૨૩–૮-૧૯૨૮ માં સ્થપાયેલી. શરૂઆતમાં શ્રી રતિલાલ ગામી તથા તેમન પિતા શ્રી નારણદાસ ગામી આ સંસ્થાને માસિક ૨૦) રૂપીઆ મદદ આપતા. પછી શ્રી હરગોવિંદદાસ ભવાનીદાસ શાહ, શ્રી ત્રિભોવનદાસ ભીખાભાઈ (ખુશાલદાસ) વાળા, શ્રી ગોરધનભાઈ ભીખાભાઈ, શ્રી બળદેવદાસ મથુરદાસ પરીખ વગેરેએ પણ મદદ આપેલી. હવે તો સભ્યોના લવાજમની આવક, બક્ષીસ, અમદાવાદની મધ્યસ્થ ખડાયતા કેળવણીમંડળની મદદ વગેરેથી આ સંસ્થા ચાલે છે. તેમાં ગરીબ વિધવા બેનોને કમાવા માટે શીવણના સંચા ઘેર આપવામાં આવે છે. તેમાં જતી બેનોને શીવણ, ભરત, ગુંથણ, સ્ક્રેપવર્ક, ક્રીકઝાક, મોતીકામ, કપ સથી માંડીને રૂ કાઢી પૂણી બનાવી કાતવાપીંજવાનું કામ—આ બધું શીખવવામાં આવે છે. આ સંસ્થાની સફળતાનો મુખ્ય આધાર, તેમાં છેલ્લાં અઢાર વર્ષથી, નહિ જેવું વેતન લઇ, સેવાભાવથી, કામ કરતાં શિક્ષિકાબેન શ્રીમતી ... બેન કૃષ્ણચન્દ્ર દત્ત પર છે. તેમાં હિંદી શીખવવામાં ... શિક્ષણના વર્ગોમાં બેનોને શીખવાડાય છે. ફઈ ફી

નથી. શરૂઆતમાં શ્રી ગોકળદાસ તલાટી પ્રમુખ હતા. તેમના પછી શ્રી મોહનલાલ હરિવલ્લવદાસ પ્રમુખ તરીકે કામ કરે છે. શ્રી રણછોડભાઇ બાપુજી પરીખ પહેલાં સેક્રેટરી હતા. હાલમાં શ્રી રણછોડભાઇ ચુનીલાલ શાહ (વકીલ) તે સંસ્થાના મંત્રી છે. શાળા માટે મકાન બાંધવા હમણાં ૧૫૦૦૦) રૂા. ઊઘરાવવામાં આવ્યા છે. તેમાં ૨૫૦૧) રૂપીઆ શ્રી બાસુદીવાળાએ આપ્યા છે. આ સંસ્થા બહુ પ્રશંસનીય કામ કરી રહી છે. તે ખડાયતા મેનોમાં આશરે ૧૪ ફરતાં પુસ્તકાલયો ફેરવે છે

(૧૨) સંસ્કૃત પાઠશાળાઓ—મડદાબારીમાં આવેલી શ્રી ખડાયતા પાઠશાળા સંવત ૧૯૭૬ ના આસો સુદિ ૧૦ તા. ૨૦–૧૦–૧૯૨૦ ના રોજ (વિજયાદશમીને) દિવસે શારદાપીઠના અધિષ્ઠાતા, શંકરાચાર્ય શ્રીરાજરાજેશ્વરાશ્રમ સ્વામીને હાથે ઊઘડી હતી. તેને માટે મકાન ખડાયતાના ગોર શ્રી પુરુષોત્તમ ભોગીલાલ દવેનાં વિધવા ગં. સ્વ. શ્રી ચતુરબાઇએ આપ્યું હતું. સાથે તેમણે થોડીક જંગમ મિલ્કત પણ આપી હતી. તેમાં ફી લેવામાં આવતી નથી. ભોજન, પુસ્તકો વગેરે પણ મફત આપવામાં આવે છે કાશી, કલકત્તા, વડોદરા વગેરે કેન્દ્રોની શાસ્ત્રી, આચાર્ય, રત્ન વગેરે પરીક્ષાઓ માટે વિદ્યાર્થીઓને તૈયાર કરવામાં આવે છે. તેમાં વ્યાકરણ, ન્યાય, વેદાન્ત, સાહિત્ય, કાવ્ય, જ્યોતિષ, વેદ, કર્મકાંડ વગેરેનો અભ્યાસ કરાવવામાં આવે છે. ત્યાંથી પાસ થયેલા વિદ્યાર્થીઓ ઉપદેશક, અધ્યાપક, જ્યોતિષી વગેરે તરીકે કામ કરી રહેલ છે. અત્યાર સુધીમાં આશરે ૫૦૦ વિદ્યાર્થીઓએ તેનો લાભ લીધો છે. શરૂઆતમાં તેમાં દાક્ષિણાત્ય પંડિત વામનરાવ શાસ્ત્રી અધ્યાપક હતા. બે વર્ષ પછી શ્રી ગોવર્ધનરામ શાસ્ત્રી આવ્યા. ત્યાર પછી વ્યાકરણાચાર્ય શ્રી હીરાલાલ શાસ્ત્રી આવ્યા. તેમના સમયમાં સંસ્થાએ સારી પ્રગતિ કરી હતી. ત્યાર પછી અત્યારે તેમાં શ્રી કરુણાશંકર શાસ્ત્રી (વ્યાકરણાચાર્ય) કામ કરે છે. આ પાઠશાળાને

આર્થિક રીતે તેમ જ બીજે પ્રકારે મદદ કરી–કરાવી, આગળ વધાર-
-વામાં નડિયાદના સુપ્રસિધ્ધ જ્યોતિષી શ્રી ગૌરીશંકર કૃષ્ણશંકર વ્યાસનો
મોટો હાથ છે.

બીજી પાઠશાળા હાટકેશ્વર મહાદેવમાં બેસે છે. તે શ્રી
જયંતિરામ કાશીરામ સંસ્કૃત પાઠશાળાના નામથી ઓળખાય છે.
તે પાઠશાળા આશરે ૧૦૦ વર્ષ જેટલી જૂની છે તેને નિભાવવા
લગભગ ૧ લાખ રૂપીઆનું મોટું ફંડ છે. તેનો વહીવટ શ્રી મોતીરામ
પંડ્યા કરતા હતા. શ્રી નર્મદાશંકર શાસ્ત્રી, શ્રી ગોવિંદરામ શાસ્ત્રી
(જેમની સાથે નડિયાદના પ્રસિદ્ધ સાક્ષર શ્રી મણિલાલ નભુભાઇ રોજ
સાયંકાળે ફરવા જતા), શ્રી ગિરધર શાસ્ત્રી (શ્રી કૃષ્ણશંકર અગ્નિ-
હોત્રી જેમની પાસે ભણેલા) વગેરેએ તેમાં અધ્યાપક તરીકે કામ કર્યું
છે. અત્યારે તેમાં શ્રી દયાશંકર શાસ્ત્રી અધ્યાપક તરીકે કામ કરે છે.
અત્યારે તેનો લાભ ૩-૪ વિદ્યાર્થીઓ-જ લે છે.

આ પાઠશાળાઓએ મધ્યયુગના જમાનામાં બ્રાહ્મણ સંસ્કૃતિને
ટકાવી રાખવામાં મોટો ફાળો આપ્યો છે.

---

# ૧૮ ઉપસંહાર

આ રીતે આપણે જોઈ ગયા કે નડિયાદે છેલ્લાં ૧૦ વર્ષમાં અદ્‌ભુત ગણાય તેવી સર્વદેશીય પ્રગતિ સાધી છે. ૫૦૦ વર્ષ પહેલાં એક સામાન્ય શહેર ગણાય તેવા નડિયાદે કેળવણીમાં, સાહિત્યમાં, કવિતામાં, વેપારમાં, વકીલોના ક્ષેત્રમાં, કેળવણીકારોની દુનિયામાં, સમાચારપત્રો અને માસિકોના જગતમાં, સંસ્થાઓની સ્થાપના અને નવીન દૃષ્ટિને અપનાવવામાં, અમદાવાદનો રાજકીય જુવાળ અને જુસ્સો ઝીલવામાં અને તેને ગૌરવપ્રદ પ્રતિકાર્ય આપવામાં, બંગભંગની સ્વદેશીની ભાવના અપનાવવામાં અને ત્યારથી આઝાદીની ભાવનાને પોષે તેવાં દરેક શક્ય પગલાં ભરવામાં, ધર્મ—સંપ્રદાયો—પંથો—કીર્તનમંદિરો—ભજનો— દો આ સઘળું સમજવામાં, સ્વીકારવામાં અને પ્રગતિશીલ બનાવવામાં નડિયાદે વિપુલ પ્રાણશક્તિ અને બૌદ્ધિક તથા આધ્યાત્મિક સમૃદ્ધિ દાખવી છે. તેના બાળકોમાં, નડિયાદનાં નાગરિકોમાં સાહસ છે, બુદ્ધિ છે, સ્વાર્પણની અને સેવાની ઉત્તમ ભાવના છે, ધર્મપ્રિયતા છે. તેને આ ૧૦ વર્ષમાં અનેક સાધુસંતોના સમાગમનો તથા તેમના સદુપદેશનો અને તે પ્રમાણે ઉન્નત વ્યાવહારિક તથા પારમાર્થિક જીવન ઘડવાની તક તથા લાભ બને મળ્યાં છે. બાળાશંકર કંથારિયા જે સિતાર-બજાવી મસ્ત પ્રણયકવિતાના રચનાકાર જયવતા, તે કીર્તનકાર કવિ શ્રી ફૂલચંદ ઝવેરદાસ શાહે ઠાળવા

સંગીતમાં ઝીલી આમ જનતાને અસરકારક રીતે ઉન્નત પંથે દોરવા માટે યથાશક્ય બધું જ કર્યું છે. અકાળે નાની ઉમ્મરમાં મરણ પામેલા શ્રી ઉમિયાશંકર શિવશંકર દવેએ (જે ખેડાવાળ બ્રાહ્મણ હતા, પરેલિયા પોળમાં રહેતા હતા અને આશરે ૪૦ વર્ષની ઉમ્મરે બે વર્ષ પર ગુજરી ગયા) તો અનેક ઉસ્તાદોનાં ચરણ સેવી, તેમની તબિયત સાચવી, સંગીતદેવીની–શબ્દબ્રહ્મની ઉપાસનામાં નથી જોયાં રાતદિવસ કે નથી પરવા કરી કમાવાની કે કુટુંબની! ત્યાર પછી તે શબ્દ બ્રહ્મનું સંગીત તો નહિ, પણ તેનું મીઠું મધુરું ગુંજન કવિ રઘુનાથ બ્રહ્મભટ્ટમાં ઊતર્યું, અને તેમની દ્વારા ગુજરાતી નાટકને અને સીનેમાને અનેક મધુર પદાવલિવાળાં, લયવાહી ગાયનો અપાવ્યાં. રંગભૂમિ, વેશભૂષા, નાટ્યપ્રયોગના શાસ્ત્રીય પ્રક્રિયા તથા સજાવટમાં શ્રી જશવંત દયાશંકર ઠાકરે લોક–નાટ્ય–સંઘમાં ધ્યાન ખેંચે તેવું, પ્રશંસાપાત્ર કામ કરી બતાવ્યું છે, અને તે હજી પણ છેલ્લાં બે વર્ષથી 'નાટક' નામનું માસિક ચલાવે છે. ચિત્રકળાના ક્ષેત્રમાં પણ કવિચિત્રકાર શ્રી ફૂલચંદ શાહે રામાયણના બધા જ પ્રસંગો આલેખોમાં ચીતર્યા છે, અને તે સમયમાં લોકપ્રિય થયેલી રાજા રવિવર્મા તથા શ્રી ધુરંધરની શાળા મુજબ અભિનન્દનીય કાર્ય કરી બતાવ્યું છે. તેમના પછી તે જ ચિત્રકલાના ક્ષેત્રમાં નવાગામમાં વસતા શ્રી શાન્તિલાલ હીરાલાલ દવે (બાજખેડાવાળ બ્રાહ્મણ, ઉમ્મર આશરે ૪૯) એ પણ શાન્તિનિકેતન જઈ, અવનિબાબુ અને નંદલાલ બોઝની પ્રસાદી પ્રાપ્ત કરી, કેટલાંક ધ્યાનપાત્ર પ્રશંસનીય કલ્પનાપ્રધાન મુક્ત ચિત્રો દોર્યા છે. શ્રી ચન્દ્રવદન છગનલાલ ભટ્ટ (મોઢ ફળિયામાં રહેતા, આશરે ૪૭ વર્ષની ઉમ્મરના મોઢ બ્રાહ્મણ, જેમણે બી. એસ. સી. બી. ટી. થઈ વિજ્ઞાનના શિક્ષક તરીકે પણ અનેક વર્ષો કામ કર્યું છે, અને જે દવાઓના સંશોધનના કામમાં ઊંડો રસ ધરાવે છે) નાં છાયાચિત્રો તો પહેલાંના વખતની 'કુમાર'ની ફાઇલો ઊથલાવનારને હજી પણ નજરે પડશે, અને ભાવનાની કુમા-

ગ્રથી તથા રેખાની નિશ્ચિન્તતાથી ધ્યાન પકડી રાખશે. શ્રી કમલેશ ઠાકર સીનેમા જગતમાં હમણાંજ અભિનેતા તરીકે કામ કરતા થયા છે, અને એક બે નાગર બાઈઓનો પણ સંગીતમાં, રેડિયો પર, ગરબામાં ઝળક્યાં છે.

પણ હું બહુ ગંભીરતાથી નડિયાદના યુવાનોને તથા યુવતી-ઓને પ્રશ્ન પૂછું છું કે આટલું જ માત્ર એક વખત 'સાક્ષરધામ' ગણું'તા નડિયાદ માટે, નિઃસ્પૃહ તપોધન કવિવર નાનાલાલની કલમથી 'વ્રજ'ની ઉપમા પામેલા નડિયાદ માટે શું પૂરતું છે, સંતોષજનક છે, પર્યાપ્ત છે? જે નડિયાદે ગુજરાતને અનનુકરણીય પ્રૌઢતાવાળા, લયવહી, ભવ્ય આરોહ—અવરોહવાળા ગદ્યના પિતા, સરસ્વતીચંદ્રકાર ગોવર્ધનરામ આપ્યા, જેને કવિવર નાનાલાલ જગતના સાહિત્યસ્વા-ઓમાં કાદંબરીકારોમાં ગુજરાતના પ્રતિનિધિ તરીકે મોકલવા માટે ઉત્સાહ ધરાવતા હતા, જે નડિયાદે બ્રહ્મનિષ્ઠ સાક્ષર 'સુદર્શ' 'કાર મણિભાઈ આપ્યા, જેની કૃતિઓ કાવ્યને, નાટકને, નિબંધને, તત્ત્વ-જ્ઞાનને, નવલકથાને, અનુવાદકલાને, ઇતિહાસને, સંશોધનને, સંસ્કૃતપાંડિત્યને આવરી લઈને પ્રોજ્જવલ અને કીર્તિશાળી કરે છે, જે નડિયાદે મસ્ત કવિ બાલની મારફત ગુજરાતને ખુમારીભરેલી, હરફપાગલ, સૂફીવાદની કોમલગભીર છાંટવાળી કવિતા અને 'ભાર-તીભૂષણ' દ્વારા નડિયાદને ભારતીભૂષણ બનવાની યોગ્યતા વધારી આપી, તે નડિયાદને આટલાથી જ ઓડકાર આવી જાય, પર્યાપ્તિની સ્વલ્પસંતુષ્ટ ભાવના આવી જાય તે શું યોગ્ય છે? ભલે શ્રી દોલતરામ પંડ્યાએ કુસુમાવલિ અને ઇન્દ્રજિતવધ દ્વારા બાણભટ્ટની કાદંબરીનું અને કવિકુલશિરોમણિ કાલીદાસના રઘુવંશનું ગુજરાતીમાં અનુકરણ કરવા તે સમય માટે ઉચિત યથાશક્તિ પ્રયત્ન કર્યો, પણ હવે નડિયાદને માથે કોઈ સ્વતંત્ર કાદંબરી અને મહાકાવ્ય આપવાનું ઋણ શું નથી રહેતું? આપણે હવે શ્રી હરિદાસભાઈ જેવા, શ્રી

ઝવેરીલાલ યાજ્ઞિક જેવા, શ્રી મનસુખરામભાઈ જેવા, પ્રૌઢ, ગંભીર, જાજ્વલ્યમાન વ્યક્તિત્વવાળા, છાપ પાડે તેવા અને જગતમાં પોતાના અસ્તિત્વની છાપ મૂકી જાય તેવા સમર્થ મહાપુરુષો કેમ પેદા નથી કરી શકતા? આપણા પૃથુ શુમ્ભને ભુલાવે તેવો, ટપી જાય તેવો ઊર્મિપ્રધાન, સુફી ફિલસુફ પ્રણયી ગદ્યકવિ આપણે ગુજરાતને ક્યારે આપીશું? હવેની પેઢીમાં આપણે ડાહ્યા ઠરેલ દિવાનો, રાજ્યવહીવટની ધુરા વહનાર અમલદારો, દાનેશ્વરી અને સાહસિક વેપારવીરો, બુદ્ધીશ્વર વકીલો, મેવાભાવી ડાક્ટરો, ધર્મધેનુનું પયપાન કરી આમ જનતાને અપનાવી ઉન્નતિને પંથે લઈ જનાર ભક્તકવિઓ તથા સાધુસંતો આપવા જ જોઈએ તેને માટે આપણા યુવાનોમાં અભ્યાસ, ઊંડી નિષ્ઠા, ચિંતનશીલતા છે? તેવી આશાને ફલીભૂત કરી શકે તેવી બુદ્ધિશક્તિવાળા યુવાનોને આપણા મોટેરાઓ, વડીલો, વૃધ્ધો આગેવાનો, ધનિકો પ્રેરણા આપે છે, મદદ કરે છે, અપનાવી તેમનો રસ્તો સુગમ અને મોકળો કરી આપે છે? આ સઘળું કરવું તે શું આપણી સૌની નડિયાદના નાગરિકો તરીકે ફરજ નથી? બાપ કરતાં બેટા સવાયા થાય તેમાં જ બાપને સાચો સંતોષ થવાનો છે.

सर्वत्र जयमन्विच्छेत् पुत्रात्शिष्यात्पराभवम्। મનુષ્યે બધી જગ્યાએથી જય મેળવવાની ઈચ્છા કરવી જોઈએ, પણ પોતાના પુત્ર તરફથી અને શિષ્ય તરફથી તો પરાજય મળે તેવી જ ઈચ્છા રાખવી જોઈએ, તેમાં જ સાચું પિતૃઋણ વળે છે, તેમાં ગામની શોભા છે, તેમાં નાગરિક પરંપરામાં ઉત્કૃષ્ટતા આવવાની સંભાવના છે, તેમાં જ સાચી રીતે નગર ઋણ વાળવાની પ્રક્રિયા સમયાલી છે. સ્થાનિક નગરપ્રેમ, નગરનિષ્ઠા, નગરભક્તિ માગે છે કે બધા જ વિદ્વાનો, ધનિકો, આગેવાનો, સંસ્થાઓ, મંદિરો, મહંતો, મુત્સદીઓ, પત્રકારો, તંત્રીઓ, કેળવણીકારો, વેપારવીરો, વકીલો અને ડાક્ટરો આ મહાન આદર્શ ફલીભૂત થાય તેવી રીતે વર્તે, પોતે આ નગરની ઉન્નતિ

માટે, તેની કીર્તિ વધે અને તેના દ્વારા દેશ સમસ્ત સુંદર મિષ્ટ સુપક્વ ફળો મેળવી શકે તેટલા માટે, પોતે પ્રયત્નશીલ થાય અને તેવા પ્રયત્ન કરનારને પોતપોતાની લાક્ષણિક રીતે મદદ કરે, પ્રોત્સાહન આપે.

'વિશ્રામવત્સલ' માસિક ભક્તિમાર્ગ કાર્યાલય, અમદાવાદમાંથી શ્રી મગનભાઇ દેસાઇ (દેસાઇવગાના પાટીદાર) ના તંત્રીપણા નીચે ૭–૮ વર્ષથી પ્રગટ થાય છે. માઇમંદિર વાળા શ્રી કેશવલાલ પંડ્યા 'શક્તિ' માસિક કાઢે છે. પણ આપણે તો 'સુદર્શન' અને 'ભારતીભૂષણ'ની પરંપરામાં તેમની પ્રતિષ્ઠા વધારે, તેમને જ્યો આપે, તેમનાં સાચાં અનુગામી બને, તેમને ટપી જાય તેવાં માસિકો નડિયાદમાંથી નીકળે તે માગીએ છીએ.

તે જ મહાન હેતુ અમે 'ગુજરાત ટાઇમ્સ' અને 'લોકમત' બને સાપ્તાહિકોના તંત્રીભાઇઓ સમક્ષ મૂકીએ છીએ 'શિક્ષણ અને સાહિત્ય' માસિકના તંત્રી શ્રી મગનભાઈ પ્ર. દેસાઈએ પોતાના ક્ષેત્રમાં ઉચ્ચ કક્ષાનું માસિક મૂક્યું છે. તે દૃષ્ટાન્ત આપણે સૌએ આપણી નજર સમક્ષ રાખવું જોઈએ.

નડિયાદના લગભગ ડઝન ભાઈઓ અનેક માધ્યમિક શાળાઓમાં આચાર્યપદ શોભાવે છે. આપણે ત્યાંના નાગરિકો શ્રી ઉપેન્દ્ર પંડ્યા, શ્રી કાન્તિલાલ શાહ, શ્રી છોટુભાઇ દેસાઇ વગેરે કોલેજોમાં અધ્યાપકો છે, શ્રી રમણલાલ યાજ્ઞિક જેવા કોલેજના પ્રિન્સિપાલ છે. આપણા ગામમાં સુંદર કોલેજ ચાલે છે. તે બધા ભેગા મળી એક ઉચ્ચ કોટિનું માસિક નડિયાદ તરફથી ગુજરાતી ભાષાને ચરણે ધરી, નડિયાદની કીર્તિપરંપરા કેમ ન ટકાવી રાખે? આપણી શાળાઓ અને કોલેજો સવાઇ ગોવર્ધનરામો અને સવાઇ મણિભાઇઓ પેદા કરે તેવી નેમ તેમણે રાખવી જોઇએ. આ મહાન પ્રયત્નમાં શહેરની

સુધરાઈથી માંડી બધી જ સ્થાનિક સંસ્થાઓએ યથાશક્તિ સહાય કરવી, પક્ષાપક્ષી અને સંકુચિત કોમદૃષ્ટિ છોડી સાર્વત્રિક નગરહિત લક્ષમાં રાખી નડિયાદને પ્રગતિની આગેકૂચમાં મોખરે રાખવું તે તેમને માટે શોભાસ્પદ પણ છે, અને તે તેમની પવિત્ર ફરજ પણ છે. તેને માટે આપણે કેળવણીના પાયા મજબૂત, ઊંડા અને સંગીન કરવા પડશે, અભ્યાસનું ધોરણ ઊંચું અને કડક કરવું પડશે, શિસ્ત અને તપ વધારવાં પડશે, યુવાનોમાં નમ્રતા અને વડીલો પ્રત્યે માનની દૃષ્ટિ કેળવવી પડશે મોટેરાંઓએ મોટા મનના અને ઉદાર થવું પડશે, બધાએ નગરના એકમની ભાવનાના દોર વડે અનુસ્યુત થવું પડશે. પણ તે સિવાય નડિયાદ જે થવા માટે સર્જાયું છે તે બની શકે તેમ નથી. ૧૯૨૧ ના અસહકારના જમાનામાં, બીજા સત્યાગ્રહ યુદ્ધમાં, ખેડા જિલ્લા સત્યાગ્રહની લડતમાં, બોરસદ સત્યાગ્રહની લડતમાં, નાગપુર રાષ્ટ્રધ્વજ સત્યાગ્રહમાં, અને છેવટે ૧૯૪૨ ના આખરી પરદેશી સત્તાની ધૂંસરી ફગાવી દેવા માટે લડાયેલા મરણિયા જંગમાં–હમેશાં નડિયાદ પોતાના નામને ઉજ્જવલ રાખે તેવો ફાળો આપતું રહ્યું છે. ખેડા જિલ્લામાં તો તે હમેશાં રાષ્ટ્રની આઝાદી માટેની લડાઈઓમાં મોખરે જ રહ્યું છે. આ યૌવનની બલિદાનશક્તિ, યુયુત્સા, થનગનાટ હવે આપણે રચનાત્મક કાર્યક્રમમાં, આઝાદી જાળવી રાખવાના અને આઝાદી વધારવાના કામમાં નિયોજવાં અને ટકાવી રાખવાં પડશે. અને આ પ્રકારની દૃષ્ટિ બધા જ લાગતા-વળગતાઓમાં સ્થાપવી તે આ નાનકડા નગરઇતિહાસના નિર્માણનો પ્રેરક હેતુ અને આશય છે. **नगरदेवतायै नमः ।** નગરદેવતાને નમસ્કાર હો !

---

# પરિશિષ્ટ
## કક્કાવારી પ્રમાણે વ્યક્તિસૂચક કોશ

## કક્કાવારી પ્રમાણે સંસ્થાસૂચક કોઠો

( ૭ )

સદ્ચારિત્ર્ય, નીતિ પર વારી—શીઘ્ર કવિતપદની રચનારી;
પ્રથમ કવીશ્વર "દલપત" ત્હારી—જનમનરંજિની ગુજરાતી !

—ભાષા

( ૮ )

ધૂની, તરુણી, તરલ તરંગિણી—નવલ વિચાર ગગન-વિહંગિની;
સાહસ, શૌર્ય, મહામદ રંગિની—"કવિ નર્મદ"ની ગુજરાતી !

—ભાષા

( ૯ )

×

"શાકુન્તલ', કવિજનમનહરણી—લાવ્યા ગુર્જરીમાં ઉત્કર્ષણી;
"ઝવેરીલાલ યાજ્ઞિક" રસ સરણી—અનુવાદક આદ્ય એ ગુજરાતી !

—ભાષા

( ૧૦ )

×

ભવ્ય, ભારેખમ ભામિની—"મનઃસુખરામ" તણી મૃદુહાસિની;
શિષ્ટ, સંસ્કૃત, લજ્જાવાસિની—સત્ત્વશાલિની ગુજરાતી !

—ભાષા

( ૧૧ )

"લલિતા દુ:ખ"—ડુંગરનો દ્રષ્ટા—રસિયો રંગભૂમિનો સ્રષ્ટા;
"રણછોડભાઇ" તણી તરુણી નાટક—અભિનય—પ્રિય ગુજરાતી !

—ભાષા

( ૧૨ )

×

ગદ્યગિરિવર વર "ગોવર્ધન"—ભવ્ય ભાવના, ભાષાવર્ધન;
કોણ કહે છે ગુર્જરી નિર્ધન ? રત્નાકર શી ગુજરાતી !

—ભાષા

( ૧૩ )

×

સ્તિમિત કર્યા વિદ્વાન વિચારક, પ્રયોગપ્રવાસી, તત્ત્વપ્રચારક;
દેશનદે જીવન-નૌ-તારક અમેદ "મણિ" મય ગુજરાતી !

—ભાષા

( ૧૪ )

×

ચહકે બુલબુલ બહિસ્ત બોસ્તાં, "શાદી" ને "હાફિઝ" પરિસ્તાં;
"મસ્ત બાલ" મબરૂ ગુલસિતાં ! ગઝલે હકમય ગુજરાતી !

—ભાષા

( ૧૫ )

×

"કુસુમાવલિ" વેલી મુકુલિત –"ઇન્દ્રજીતવધ" મહાકવિતા;
ઊંચી સંસ્કૃતગિરિવિલસિતા–"દોલતરામ"ની ગુજરાતી !

—ભાષા

( ૧૬ )

×

"કાદમ્બરી" વર કીર્તિપ્રભા-ઊજ્જવલ વિભવિત ગ્રન્થસભા;
શ્રી "છગનલાલ"ની રસ આભા–કવિવાણુ–પ્રાણુ શી ગુજરાતી !

—ભાષા

( ૧૭ )

×

રાતદિવસ શ્રમ એ કરનારો–પુરાતત્ત્વનો ઉચ્ચ મિનારો;
"અં-બુ. જાની" સ્થિર સિતારો–પુરાણખાણુ શી ગુજરાતી !

—ભાષા

( ૧૮ )

×

વાક્પ્રવાહ, પ્રસાદ ભરેલી, જનમન રંજની, મેદની ઘેલી;
વક્તા શ્રી "ચન્દ્રશંકર"ની–સુરસુધા ઝરન્તી ગુજરાતી !

—ભાષા

( ૧૯ )

×

સંસ્કૃત નાટકમણિ ત્રણ અર્પ્યાં, "પૃથુ-પ્રતાપ-શિવાજી" તર્પ્યાં!
"હર્ષ" "રાજ" નાટક ગૂંથતી 'મૂળશંકર'-ગિરા ગુજરાતી!

—ભાષા

( ૨૦ )

"ડાહ્યાભાઈ" નવીન નિત રચતા–રંગભૂમિ સંસ્કારે રસતા;
સંસ્કારપિતા મધુરં સ્મિત કરતા–નાટક નવલાં અથી ગુજરાતી!

—ભાષા

( ૨૧ )

×

કવિચિત્રકારે અથી નાટક–પ્રેક્ષકને કૈં કર્યું ત્રાટક;
શ્રી "ફુલચન્દ"ની રસિક ચાતક–નાટક રસતર ગુજરાતી.

—ભાષા

( ૨૨ )

×

રસકવિ શ્રી "રઘુનાથ"ની વાણી–નાટકની સૃષ્ટિની રાણી;
ગીતિ જાણે રસની લહાણી–રસમૂર્તિ શી ગુજરાતી.

—ભાષા

( ૨૩ )

સાધુચરિત "નારાયણ"–મૂર્તિ–અનુવાદક એ મહાન પૂર્તિ;
સદા સળગતી જ્યોતિ, સ્ફૂર્તિ–પોષક વર્ધક ગુજરાતી!

—ભાષા

( ૨૪ )

કૈંક નવલ–નાટકનો સર્જક–વિવિધ ભાષાનો એ ઉપાસક;
"ઠક્કુર નારાયણ વિસનજી" "ગુજરાતી"ની ગુજરાતી!

—ભાષા

( ૨૫ )

"કલાદીપ" પ્રાપ્રવતો દૂરથી–ષટપદની કોક કુટિરથી;
"છોટાલાલ"ની વાણી વરથી–સુસજ્જ શાણી ગુજરાતી!

—ભાષા

( ૨૬ )
સંસ્કૃત રસની તરસ છીપાવી–રસગંગા જયદેવ બહાવી;
"કેશવ હર્ષદ ધ્રુવ" સજાવી અલંકૃત વર ગુજરાતી !
—ભાષા

( ૨૭ )
નિજ પાણ્ડિત્ય પ્રભા પસરાવી–ગંગાતટ મેધા ચમકાવી;
"આનન્દશંકર" વિલસાવી–'વસંત"–વાસિત ગુજરાતી !
—ભાષા

( ૨૮ )
કાવ્ય પ્રભાના નિસર્ગ–નિર્ઝરે–તરુવર સરવર કે ગિરિવર પર;
નિસર્ગ–ઝીંઝરઝંકારિણી– 'નરસિંહરાવ"ની ગુજરાતી !
—ભાષા

( ૨૯ )
છન્દ પ્રબન્ધ પ્રથાને તોડી–મુક્ત મૂકી રસસાગર હોડી;
મહાકાવ્ય મિનાર શી ઉંચી–"કવિવર ન્હાનેલ"–ગુજરાતી !
—ભાષા

( ૩૦ )
પારસી સાક્ષરની ગુજરાતી–જેની કવિતા રસ મદમાતી;
સન્ત મહન્ત ગહન ગીત ગાતી–"ખબરદાર"ની ગુજરાતી !
—ભાષા

( ૩૧ )
અર્પની હેલી ચિન્તવનઘેરી–સર્વ થકી વાણી જ અનેરી;
"પૃથ્વી-સોનેટ"ની ભેરી–"બલવન્ત" તન્તીલી ગુજરાતી !
—ભાષા

( ૩૨ )
ખણ્ડકવિતા, છન્દ-વિવિધતા–તો પણ સંવાદી સંગીતા;
ન થાય તૃપ્તિ વધુ વધુ પીતો "મણિ–નેલ–ભટ્ટ"ની ગુજરાતી !
—ભાષા

( ૩૩ )
રાજતાજમાં કંટક ભાળ્યા–ખૂન અને ખંજર ત્યાં ન્યાળ્યાં;
"રાજર્ષિ" હંય અજવાળ્યાં– સનમ–સુફીઝમ ગુજ રાતી !
—ભાષા

( ૩૪ )
નિત્ય પધારે પાદરી બાવા–ઉન્હી ઉન્હી રોટી ખાવા;
એકતારે હરિગુણને ગાવા–"સાગર"ની પ્રમત્ત ગુજરાતી !

—ભાષા

( ૩૫ )
પ્રસૂનમાળા કૈં કૈં ગૂંથી–ઇરાન ને તહેરાનથી ઢૂંઢી;
સાહિત્ય–ધગશથી જાણીતી શ્રી "કૃષ્ણલાલ"ની ગુજરાતી !

—ભાષા

( ૩૬ )
લલિત કલિત ભજનોને કવિતા–હલકભરી સૌરાષ્ટ્રની વનિતા;
ઘુમટ ઘેરમાં લાજલસિતા "લલિતજી"ની ગુજરાતી !

—ભાષા

( ૩૭ )
નવલકથા કિરીટ સોહિની–માનુનિ નવશૃંગાર મોહિની;
"મુનશી"ની કમનીય કામિની થનગનતી ગરવી ગુજરાતી !

—ભાષા

( ૩૮ )
જનમન ભાવવિભવ–રસવાળી, ક્યાં મરમાળી, ક્યાં શરમાળી;
"રમણલાલ દેસાઇ" તણી નવકથાકુંજશી ગુજરાતી !

—ભાષા

( ૩૯ )
અગણ્ય ઉડુગણ ઉગ્યા આજે, તવ સાહિત્યાકાશ વિરાજે;
જય "ગાંધીજી"ની ગુજરાતી, વ્યાપક વાણી ગુજરાતી !

—ભાષા

( ૪૦ )
સાક્ષર–સરોજમાળા "મસ્તમયૂરે" ગ્રથી રસાળા;
લીલાલસિત વિલાસ વિશાળા સુશ્રિમલ ગરવી ગુજરાતી !

—ભાષા

કવિ–ચિત્રકાર : "મસ્તમયૂર"

(આમાં ચોકડી મૂકેલા બાર કવિઓ નડિયાદના વતની હતા.)

# લેખકનાં પુસ્તકો પર કેટલાક અભિપ્રાયો

**ભક્ત મીરાં** : મીરાંના આંતર તત્ત્વને મધ્યબિન્દુમાં રાખી ભાવિક દૃષ્ટિએ ભક્તિવર્ધક ગુટિકા તરીકે એની જીવનલીલા સંક્ષેપમાં જ આલેખવાનો આશય કર્તાનો રહ્યો છે એ હેતુને પોષે તેવી ઝમકદાર શૈલીમાં મીરાં જીવન નિરૂપતાં 'ભક્તિમાર્ગની અનેક ભૂમિકાઓમાંથી પસાર થતા એક સાચા ભક્ત આત્માના આંતર ઇતિહાસનો પરિચય' આપવાની દૃષ્ટિ અધિકારીએ રાખી છે એવો પરિચય જેમાંથી મળે છે તેવાં મીરાંનાં ગીતોનો વચમાં તેઓ ઉપયોગ કરતા ગયા છે.                    અનંતરાય રાવળ

(ગુ૦ સા૦ સભા, અમદાવાદ, ૧૯૪૫-૪૬ ની સમીક્ષા)

**સ્ફુલિંગ–મંડળ ૧, ૨** : (૧) તમે ગુજરાતી સાહિત્યમાં તમારું સ્થાન પ્રાપ્ત કરી લીધું છે.          —શ્રી અંબુભાઈ પુરાણી

(૨) ભગવાને તમને વાણીની બક્ષીસ આપી છે. સરસ્વતી દેવી તમારી લેખિનીને સ્વકૃપાપ્રસાદથી સુધન્ય બનાવો એવું પ્રર્થું છું.

તા ૧૦-૧૦-૪૯                    શ્રી પુંજાલાલ

(૩) જ્ઞાનની વિવિધ શાખાઓમાં તમારો આવો સરસ અભ્યાસ છે તે અભિનંદનીય છે.

તા. ૧૦-૯-૪૮                    ડોલરરાય માંકડ

(૪) તમે આ પુસ્તકમાં કેટલું ચિંતન ઉપયોગી છે અને જિજ્ઞાસુને માર્ગદર્શક છે

તા ૨૦-૧-૪૯                    ડોલરરાય માંકડ

(૫)...સુચિંતિત લેખો તેના વિદ્વાન લેખક રા. શાન્તિલાલ ઠાકરનાં શાસ્ત્રજ્ઞાન, અધ્યાત્મપ્રીતિ, વિચારોની સંગીનતા, સાહિત્યરસ અને ભાષા પ્રભુત્વ સારા પ્રમાણમાં બતાવી આપે છે. એ ગુણો હિંદુધર્મ-તત્ત્વજ્ઞાનના સારા ભાષ્યકાર અને ધર્મશિક્ષક એમની યોગ્યતા અને શક્તિ પુરવાર કરે એવા, અને

એમને સારૂં કામ આપે એવા છે . .એવા લેખોના સ્ફુલિંગ રા. ઠ કરને આગ્રહ કરીએ છીએ કે, તમારા વિચારાગ્નિમ થી વધુ વધુ તડતડાવો

અનંતરાય રાવળ

(ગુ૦ સા૦ સભા, અમદાવાદની ૧૯૪૫–૪૬ ની સમીક્ષા)

(૬) ભાષા પરનો કાબૂ, ચિંતન સરણી, વિચારોનું ઊંડાણ, ધર્મગ્રન્થોનો અભ્યાસ અને તુલનાશક્તિ તમને આર્યધર્મના સાચા પ્રચારક બનવાની તાકાત અર્પે તેવાં છે.

તા. ૧૫–૭–૪૫ વિષ્ણુપ્રસાદ ત્રિવેદી

(૭) તમારું બહુશ્રુ-પણુ, વિચાર અને ભાષા પરનો કાબુ સ્પષ્ટ તરી આવે છે.

તા. ૧૪–૧–૪૯ ભગવત્ રામચન્દ્ર ભટ્ટ

(૮) ગુજરાતના ચિંતનશીલ ગ્રંથોમાં આ લઘુગ્રંથનુ સ્થાન આજથી રીતે મૂકી શકાય એવી ભાષા, વિચાર અને સ્પષ્ટ દર્શનથી સુશોભિત આ પુસ્તકને સ્વીકારતાં આનંદ થાય છે .....તેમના લેખો મનનીય છે

ફેબ્રુઆરી, ૧૯૪૯ 'પ્રેમધર્મ'

(૯) આપની કલમ . ...સફળ લેખનમાં સરસ રીતે રજૂ કરે છે.

તા. ૧૦–૨–૪૯ રણછોડજી મિસ્રી, 'પ્રસ્થાન'

(૧૦) ...વિષય નિરૂપણની દૃષ્ટિએ બધા જ લેખોથી પૂર્ણ સંતોષ થયો છે. ભાષા પરનો કાબૂ અને ચિંતનપરાયણતા તો છેજ...

તા. ૧૫–૭–૪૯ વિજયરાય વૈદ

ઉદ્‌ગાર : (૧) આપની લેખન શૈલી માટે મને ખૂબ માન ઉત્પન્ન થયું છે. ૯૨ ખંડમાં આપે આપેલા ગદ્યટૂકડા ઊર્મિકાવ્યના સુંદર નમૂના મને લાગ્યા છે ભાષા, શૈલી અને વિચાર સુંદર અને સચોટ છે એ માટે હું તમને અભિનંદન આપુ છું. લોકોમાં આવા પુસ્તકનો ખૂબ પ્રચાર થાય એવુ ખૂબ ઇચ્છવા યોગ્ય છે.